## टिप्पणियाँ

I नीचे दिए गए वाक्यों को पढ़िए।

| | | |
|---|---|---|
| 1) | આપણે ઉત્તર ગુજરાતનો પ્રવાસ ગોઠવીશું. | हम उत्तर गुजरात के प्रवास का आयोजन करेंगे। |
| 2) | દિવાળીની રજાઓમાં આપણે ક્યાં જઈશું? | दिवाली की छुट्टियाँ में हम कहाँ जाएँगे? |
| 3) | ગાંધીનગર પહોંચતાં કેટલો સમય લાગશે? | गांधीनगर पहुँचने में कितना समय लगेगा? |
| 4) | આપણે મીની ટ્રેનમાં બેસીશું. | हम मिनी ट्रेन में बैठेंगे। |

उपर्युक्त वाक्य भविष्यत कालिक क्रियाओं के वाक्य हैं। भविष्यत् काल की क्रिया के वाक्यों में गुजराती में 'છે' 'छे', 'છું' 'छु', 'છો' 'छो' के बदले भविष्यत् काल में 'હોઈશ', 'હશો', 'હશે' क्रियाओं का प्रयोग होता है। यह हिंदी की 'होंगे', 'होगा' क्रियाओं के प्रयोग के समान हैं। ये क्रियाएँ किस प्रकार बदलती हैं, यह नीचे बताया गया है।

| | *एकवचन* | *बहुवचन* |
|---|---|---|
| *उत्तम पुरुष* | હું હોઈશ. | અમે હોઈશું. |
| *मध्यम पुरुष* | તું હોઈશ. | તમે હશો. |
| *अन्य पुरुष* | તે હશે. | તેઓ હશે. |

2.

| | | |
|---|---|---|
| 1) | હું મીની ટ્રેનમાં બેસીને ઘૂમી રહ્યો હોઈશ. | मैं मिनी ट्रेन में बैठकर घूम रहा होऊँगा। |
| 2) | હું ગુલાબના બગીચામાં ઘૂમી રહી હોઈશ. | मैं गुलाब के बगीचे में घूम रही होऊँगी। |
| 3) | આપણે ગાંધીનગરમાં ફરી રહ્યાં હોઈશું. | हम गांधीनगर में घूम रहे होंगे। |

उपर्युक्त वाक्य अपूर्ण भविष्यत् काल के रूप हैं। इन वाक्यों में उपर्युक्त क्रियाएँ अपूर्ण वर्तमान के रूपों की तरह बनती हैं। अपूर्ण वर्तमान काल में जिस प्रकार मूलक्रिया + 'રહ્યો' रह्यो/ 'રહી' (रही)/ 'રહ્યું' (रह्युं) + 'છું' (छुं)/ 'છે' (छे) / 'છો' (छो) का प्रयोग होता है, उसी प्रकार अपूर्ण भविष्यत्काल में मूल क्रिया + 'રહ્યો' (रह्यो)/ 'રહી' (रही)/ 'રહ્યું' (रह्यु) + 'હોઈશ' (होईश), 'હશે' (हशे), 'હશો' (हशो) का प्रयोग होता है। यह हिंदी के 'होऊंगा', 'होंगे', 'होगा', क्रियारूपों के समान है।

| | *एकवचन* | *बहुवचन* |
|---|---|---|
| *उत्तम पुरुष* | હું જઈ રહ્યો હોઈશ. | અમે જઈ રહ્યા હોઈશું |
| | હું જઈ રહી હોઈશ. | અમે જઈ રહ્યાં હોઈશું. |
| *मध्यम पुरुष* | તું જઈ રહ્યો હોઈશ. | તમે જઈ રહ્યા હશો. |
| | તું જઈ રહી હોઈશ. | તમે જઈ રહ્યાં હશો. |
| *अन्य पुरुष* | તે જઈ રહ્યો હશે. | તેઓ જઈ રહ્યા હશે. |
| | તે જઈ રહી હશે. | તેઓ જઈ રહ્યાં હશે. |
| | તે જઈ રહ્યું હશે. | |

3. 1) ગાંધીનગર <u>પહોંચતાં</u> કેટલો સમય લાગશે? — गांधीनगर <u>पहुँचने में</u> कितना समय लगेगा ?

2) આપણને ત્યાં <u>જતાં</u> ત્રણ કલાક થશે. — हमें वहाँ <u>जाने में</u> तीन घण्टे लगेंगे।

उपर्युक्त वाक्यों में रेखांकित शब्द वर्तमान कालिक कृदंत है। गुजराती में मूल क्रिया के साथ 'તો' (तो)/ 'તી' (ती)/ 'તું' (तुं) / 'તાં' (तां) प्रत्यय लगाने से ये रूप बनते हैं।

हिंदी में ऐसे प्रयोग संज्ञार्थक कृदंत के तिर्यकरूप के साथ 'में' परसर्ग जोड़ने से होते हैं।

4. 1) ત્યાં <u>જોવા</u> જેવું શું છે? — वहाँ <u>देखने के</u> लिए क्या है ?

2) ત્યાં ઘણાં <u>ફરવા જવા</u> જેવાં સ્થળો છે. — वहाँ घूमने <u>जाने के</u> लिए बहुत स्थान हैं।

उपयुक्त वाक्यों में रेखांकित क्रिया शब्द 'જોવા' (जोवा), 'ફરવા' (फरवा) हिंदी के 'देखना', 'घूमना', जैसे संज्ञार्थक कृदंतों के समान हैं। गुजराती में मूल क्रिया के साथ 'વા' प्रत्यय लगने से ये रूप बनते हैं। उपर्युक्त वाक्यों में ये रूप क्रियाओं के हेतु भी बताते हैं।

| | | |
|---|---|---|
| 1) | આપણે બપોરે જમીને આરામ કરીશું. | हम दोपहर में खाना कर आराम करेंगे। |
| 2) | આપણે મીની ટ્રેનમાં બેસીને ફરીશું. | हम मिनी ट्रेन में बैठ कर घूमेंगे। |
| 3) | આપણે યુથ હોસ્ટેલ અને પંચદેવ મંદિર જોઈને પથિકાશ્રમ પાછા આવીશું. | हम यूथहोस्टेल और पंचदेव मंदिर देखकर पथिकाश्रम वापस आएँगे। |

वाक्यों में रेखांकित शब्द हिंदी के 'बैठकर', 'खा कर' जैसे पूर्वकालिक कृदंतों के प्रयोगों के समान हैं। गुजराती में मूल क्रिया के साथ 'ઈ' (ई), 'ઈને' (ईने) प्रत्यय लगाने से ये कृदंत रूप बनते हैं। हिंदी में पूर्वकालिक कृदंत के साथ 'कर' क्रिया का प्रयोग होता है। गुजराती के समान प्रत्ययों का प्रयोग नहीं होता।

# પાઠ 9
# पाठ

## અમારા પડોશી

**સેજલ:** આવો રૂપાબહેન, અમારા નવા ઘરમાં તમારું સ્વાગત છે.

**રૂપા:** આભાર. બહેન તમારું ઘર તો ખૂબ જ સુંદર છે.

**સેજલ:** અમને પણ નવું ઘર અને નવા પડોશીઓ સારા લાગ્યા.

**રૂપા:** તમારું ઘર તો સુંદર છે જ. પણ બધા પડોશીઓ વિશે તમે કેવી રીતે જાણો છો.

**સેજલ:** બધાંનો તો હજી પરિચય થયો નથી. પણ આપ ભલા તો જગ ભલા, ખરુંને. રૂપાબહેન તમારાં બાળકો અને પ્રશાંતભાઈ ક્યાં ગયા છે?

**રૂપા:** બાળકો રમવા ગયાં છે અને એ તો હજી ઑફિસથી પાછા આવ્યા નથી.

**સેજલ:** શું બાળકો આજે નિશાળ નથી ગયાં?

**રૂપા:** તે નિશાળથી આવી ગયાં છે અને તેમના મિત્રોની સાથે રમવા ગયાં છે.

**સેજલ:** બેસોને, તમારે શી ચિંતા છે? તમારાં સાસુ તો કામગરાં છે.

**રૂપા:** હા, મારે તો કોઈ જ ચિંતા નથી. અમારી કામ કરવાવાળી બાઈ પણ સારી છે.

**સેજલ:** તમે ખરેખર ભાગ્યશાળી છો. શું કામવાળી બાઈ રસોઈનું કામ પણ કરે છે?

## हमारे पड़ोसी

**सेजल:** आइए रूपा बहन। हमारे नए घर में आपका स्वागत है।

**रूपा:** बहनजी आपका घर बहुत ही सुंदर है।

**सेजल:** हमें भी नया घर और नए पड़ोसी अच्छे लगे।

**रूपा:** आपका घर तो सुंदर है ही। लेकिन सब पड़ोसीयों के बारे में आप कैसे जानती हैं।

**सेजल:** सब का तो अभी परिचय नहीं हुआ। लेकिन, हम भले तो जग भला। सच है न! रूपा बहन आपके बच्चे और प्रशांत भाई कहाँ गए हैं ?

**रूपा:** बच्चे खेलने गए हैं और वे तो आफिस से अभी लौटे नहीं।

**सेजल:** क्या बच्चे आज स्कूल नहीं गए हैं?

**रूपा:** वे स्कूल से लौट आए हैं और अपने मित्रों के साथ खेलने गए हैं।

**सेजल:** बैठिए न, आपको क्या फिकर है ? आपकी सास तो उद्यमी हैं।

**रूपा:** हाँ। मुझे तो कुछ भी चिंता नहीं है। हमारी काम वाली बाई भी अच्छी है।

**सेजल:** आप सचमुच बहुत भाग्यशाली हैं। क्या कामवाली बाई रसोई का काम भी करती है ?

**રૂપા:** ના, તે રસોઈનું કામ નથી કરતી. તે ઘરનાં બીજા બધાં કામ કરે છે.

**સેજલ:** તે સવારે કેટલા વાગે આવે છે?

**રૂપા:** તે સવારે નથી આવતી. ફક્ત સાંજે આવે છે. અત્યારે તો તેણે કચરો-પૂંજો કાઢી લીધો હશે. કપડાં પણ ધોઈ લીધાં હશે. અને પાણી પણ ભરી લીધું હશે.

**સેજલ:** શું કામવાળી બાઈ કામ પૂરું કરીને જતી રહી હશે?

**રૂપા:** ના, તે હજી નહીં ગઈ હોય. સારું હવે હું જાઉં? મારાં સાસુ મંદિરે જઈ પાછાં આવી ગયાં હશે.

**સેજલ:** જરા બેસોને, ભારતીબહેન અને રમાબહેન પણ આવવાનાં છે. સાથે નાસ્તો કર્યા પછી જ જાઓ. દીકરી કાજલ ચાલ તું પણ માસીની જોડે નાસ્તો કરી લે.

**કાજલ:** મમ્મી હમણાં મારે કશું જ ના જોઈએ મેં તો માસીના ઘરે જમી લીધું હતું.

**સેજલ:** કેમ?

**કાજલ:** મારે મોરારી બાપુની કથા સાંભળવા જવું હતું.

**સેજલ:** આટલી જલ્દી તું જઈને આવી ગઈ?

**કાજલ:** હા, પણ જ્યારે હું ગઈ ત્યારે તેમની કથા તો પુરી થઈ ગઈ હતી. એટલે હું જલ્દી પાછી આવી ગઈ.

**સેજલ:** દીકરી સમયસર કામ કરતાં શીખો.

**કાજલ:** હા મમ્મી.

**સેજલ:** રૂપાબહેન જુઓ ભારતીબહેન અને રમાબહેન આવી રહ્યાં છે. હવે આપણે બધાં એક સાથે નાસ્તો કરીશું. આવો બહેનો રૂપાબહેન તમારી જ રાહમાં છે.

**रूपा:** नहीं वह रसोई का काम नहीं करती है। वह घर के दूसरे सभी काम करती है।

**सेजल:** वह सवेरे कितने बजे आती है ?

**रूपा:** वह सवेरे नहीं आती है। सिर्फ शाम को आती है। अब तक तो उसने कूड़ा-कचरा निकाल दिया होगा। कपड़े भी धो लिए होंगे और पानी भी भर लिया होगा।

**सेजल:** क्या काम वाली बाई काम पूराकरके चली गई होगी ?

**रूपा:** नहीं, वह अभी नहीं गई होगी। अब मैं जाऊँ? मेरी सास मंदिर जा कर वापस आ गई होंगी।

**सेजल:** जरा बैठिए न। भारती बहन और रमा बहन भी आनेवाली हैं। साथ में नाश्ता करने के बाद ही जाईए। बेटी, चल तु भी मौसी के साथ नाश्ता करले।

**काजल:** मम्मी अभी मुझे कुछ नहीं चाहिए। मैंने तो मौसी के घर में खा लिया था।

**सेजल:** क्यों ?

**काजल:** मुझे मुरारी बापू की कथा सुनने जाना था।

**सेजल:** इतनी जल्दी तू जा कर आ गई ?

**काजल:** जी, लेकिन जब मैं गई तब उनकी कथा तो पूरी हो चुकी थी। इसलिए मैं शीघ्र ही लौट आई।

**सेजल:** बेटी समय पर काम करना सीखो।

**काजल:** जी हाँ मम्मी।

**सेजल:** रूपा बहन देखो यह भारती बहन और रमा बहन आ रही हैं। अब हम सब एक साथ नाश्ता करेंगे। आइए बहनों। रूपा बहन आपही के इन्तजार में हैं।

**રૂપા:** સારું થયું તમે આવી ગયાં. હું તો જવાની હતી.
**ભારતી,રમા:** સારું થયું તમે ગયાં નહીં.
**કાજલ:** માસી, તમે બધાં આવો. મેં ટેબલ પર નાસ્તો તૈયાર કરીને મૂક્યો છે.
**સેજલ:** આવો, નાસ્તો કરીએ.

**रूपा:** अच्छा हुआ आप आ गई। मैं तो जाने वाली थी।
**भारती, रमा:** अच्छा हुआ आप नहीं गईं।
**काजल:** मौसीजी, आप सब आईए। मैं ने टेबल पर नाश्ता तैयार करके रखा है।
**सेजल:** आईए, नास्ता करें।

**शब्दार्थ**

| **गुजराती शब्द** | **हिंदी अर्थ** |
|---|---|
| સ્વાગત | स्वागत |
| નવું | नया |
| પડોશી | पड़ोसी |
| પરિચય | परिचय |
| સાસુ | सास |
| ભાગ્યશાળી | भाग्यशाली |
| માસી | मौसी |
| કામગરાં | उद्यमी |
| કામવાળી | घर का काम करने वाली नौकरानी |
| કચરો-પૂંજો | कूड़ा-कचरा |
| ધોઈ લીધાં હશે | धो लिए होंगे |
| કપડાં | कपड़े |
| કથા | कथा, धार्मिक प्रवचन |
| આપ ભલા તો જગ ભલા | आप भला तो जग भला (कहावत) |
| ખરું ને | सच है न |

**अभ्यास**

**I नीचे दिए गए वाक्यों का अभ्यास कीजिए।**

1. 1) મેં આ પુસ્તક વાંચી લીધું છે.

2) અમારી દુકાન દૂર આવેલી છે.
3) તે સવારે સાત વાગ્યાથી દુકાને ગયા છે.
4) બાળકો તો રમવા ગયાં છે.
5) પ્રશાંત ઑફિસે ગયા છે.

2.

1) મેં તો જમી લીધું હતું.
2) હું કથામાં ગઈ હતી.
3) કથા પુરી થઈ ગઈ હતી.
4) સુરેશ આવી ગયો હતો.

3.

1) તેણે કચરો-પૂંજો કાઢી લીધો હશે.
2) તેણે કપડાં પણ ધોઈ લીધાં હશે.
3) તેણે પાણી પણ ભરી લીધું હશે.
4) મારાં સાસુ મંદિરેથી આવી ગયાં હશે?

**II उदाहरण के अनुसार क्रिया रूप बदलकर दो-दो वाक्य बनाइए।**

1. *उदाहरण:* મેં વાંચ્યું છે.
   મેં વાંચ્યું હતું.
   મેં વાંચ્યું હશે.

1) મેં લખ્યું છે.
2) મેં કહ્યું છે.
3) મેં આપ્યું છે.
4) મેં લીધું છે.
5) મેં કર્યું છે.

2. *उदाहरण:* તેં વાંચ્યું છે.
   તેં વાંચ્યું હતું.
   તેં વાંચ્યું હશે.

1) તેં લખ્યું છે.
2) તેં કહ્યું છે.

3) તેં આપ્યું છે.
4) તેં લીધું છે.
5) તેં કર્યું છે.

3. *उदाहरण:* તેણે વાંચ્યું છે.
તેણે વાંચ્યું હતું.
તેણે વાંચ્યું હશે.

1) તેણે લખ્યું છે.
2) તેણે કહ્યું છે.
3) તેણે આપ્યું છે.
4) તેણે લીધું છે.
5) તેણે કર્યું છે.

**III बायी ओर दिए गए वाक्याँशों को दाहिनी ओर दिए गए उपयुक्त वाक्यांशों से सही प्रकार मिलान कीजिए।**

| | | |
|---|---|---|
| 1) | બાળકો તો રમવા | - લીધો હશે. |
| 2) | મારે કથામાં | - લીધું હતું. |
| 3) | સુરેશ આવી | - લીધું હશે. |
| 4) | તેણે પાણી પણ ભરી | - ગયો હતો. |
| 5) | અમારી દુકાન દૂર | - ગયાં છે. |
| 6) | મેં તો જમી | - જવું હતું. |
| 7) | તેણે કચરો-પૂંજો કાઢી | - આવેલી છે. |

**IV कोष्ठक में दिए गए उपयुक्त सर्वनामों का प्रयोग कर वाक्य पूरे कीजिए।**

(તેઓ, અમારી, મારાં, મારે, તેણે)

1) .......... દુકાન દૂર છે.
2) .......... સાસુ આવી ગયાં હશે.
3) .......... પાણી ભરી લીધું હશે.
4) .......... કથામાં જવાનું હતું.
5) ......... દુકાને ગયા છે.

V **उदाहरण के अनुसार कोष्ठक में दिए गए सही शब्द का सही स्थान पर प्रयोग कर वाक्यों का विस्तार कीजिए।**

*उदाहरण:* તમે ભાગ્યશાળી છો. (ખરેખર)
તમે ખરેખર ભાગ્યશાળી છો.

1) હું માંદો છું. (ખૂબ જ)
2) મને તાવ આવે છે. (બે દિવસથી)
3) તે માંદો હતો. (ખૂબ જ)
4) તે હોશિયાર છે. (સૌથી)
5) મારે કામ છે. (ખરેખર)

VI **उदाहरण के अनुसार कोष्ठक में दिए गए प्रत्येक क्रिया के नौ-नौ वाक्य बनाइए।**

(બોલું, રમું, લઉં, જઉં, કરું)

उदाहरण:

1) હું આવું છું.
2) હું આવ્યો.
3) હું આવીશ.
4) હું આવી રહ્યો છું.
5) હું આવી રહ્યો હતો.
6) હું આવી રહ્યો હોઈશ.
7) હું આવ્યો છું.
8) હું આવ્યો હતો.
9) હું આવ્યો હોઈશ.

VII **कोष्ठक में दिए गए हिंदी शब्दों के समानार्थक गुजराती शब्द का प्रयोग कर वाक्य पूरे कीजिए।**

1) બાળકો ______ ગયાં છે. (खेलने)
2) આ પુસ્તક ________ લીધું છે. (पढने)
3) પડોશીઓ પરિચય ________ ગયાં છે. (करने)
4) રમાબહેન દુકાને સાડીઓ _______ જાય છે. (लेने)
5) કાજલ_______ બેસે છે. (खाने)

6) તમારાં સાસુ _______ ગયાં છે. (घूमने)
7) તેઓ ફિલ્મ_________ ગયા છે. (देखने)

**पढ़िए और समझिए**

## પહેલો સગો તે પડોશી

પ્રવીણભાઈની બદલી અમદાવાદથી મુંબઈ થઈ છે. તેમણે ઘાટકોપરમાં અમારી પડોશમાં જ મકાન લીધું છે. મુંબઈમાં તેમનાં ઘણાં સગાં રહે છે. તેમના ફોઈ મલાડમાં રહે છે. તેમના મામા-મામી પાર્લામાં રહે છે. અચાનક એક દિવસ સવારે પ્રવીણભાઈને હાર્ટએટેક આવ્યો હતો. ખબર સાંભળીને પા કલાકમાં બધાં જ પાડોશીઓ ભેગાં થયાં હતાં. ડૉક્ટરને તરત જ બોલાવી લીધા હતા. ડૉક્ટરની સલાહ પ્રમાણે તેમને દવાખાને લઈ ગયાં. બે દિવસ પછી તેઓ ભાનમાં આવ્યા હતા. તરત જ તેમની પત્ની સુધાબહેનને તાર કર્યો હતો. તાર વાંચીને તેમને કેટલી ચિંતા થઈ હશે? તે તરત જ અમદાવાદ છોડીને મુંબઈ પહોંચી ગયા હતાં. સમાચાર સાંભળીને પ્રવીણભાઈનાં માતા-પિતાને ખૂબ જ દુઃખ થયું હશે. પ્રવીણભાઈનાં પડોશીઓ સારા હતા. તેમણે પ્રવીણભાઈ અને સુધાબહેનની ખૂબ જ મદદ કરી. તેથી જ આપણા વડીલોએ કહ્યું છે કે પહેલો સગો તે પડોશી છે.

**शब्दार्थ**

| **गुजराती शब्द** | **हिंदी अर्थ** |
|---|---|
| બદલી | तबादिला |
| પડોશી | पड़ोस |
| સગાં | रिश्तेदार |
| ફોઈ | फूफी, बुआ |
| મામા-મામી | मामा-मामी |
| ડૉક્ટર | डाक्टर |
| હાર્ટએટેક | हृदयाघात |
| પા | पाव (चौथाई भाग), पंद्रह मिनिट |
| તાર | तार (पोस्ट ऑफिस) |
| ચિંતા | फिक्र |
| અચાનક | एकाएक |
| કહેવત/કહેવાય | कहावत है, कहा जाता है |

| | |
|---|---|
| કલાક | घंटा |
| પહેલો સગો તે પડોશી | पहला रिश्तेदार पड़ोसी (कहावत) |

**अभ्यास**

**I नीचे दिए गए प्रश्नों के उत्तर अनुच्छेद के आधार पर दीजिए।**

1) પ્રવીણભાઈ અમદાવાદથી મુંબઈ શા માટે આવ્યા?
2) અચાનક પ્રવીણભાઈને શું થયું?
3) ડૉકટરે શી સલાહ આપી?
4) સુધાબહેન કોનું નામ હતું?
5) આ ફકરામાં કઈ કહેવતનો ઉપયોગ કર્યો છે?

**II नीचे दिए गए हिंदी शब्दों के समानार्थक गुजराती शब्द दीजिए।**

फुफी, तबादला, रिश्तेदार, फिक्र, छोटा, एकाएक, खबर

**III हिंदी में अनुवाद कीजिए।**

ભારતના દરિયા કિનારે આવેલા સુનામી ગ્રસ્ત વિસ્તારની અમે મુલાકાત લીધી છે. આ વિસ્તારમાં ખૂબ જ મોટા પ્રમાણમાં નુકશાન થયું હતું. આ વિસ્તારના લોકોના ફરી વસવાટ માટે સરકાર તથા સેવાભાવી સંસ્થાઓ ઘણું કામ કરી રહી છે. આ વિસ્તારનું કામ પૂર્ણ થવા આવ્યું છે. આમ પણ આ વિસ્તારનાં કામ સારી રીતે થાય તે માટે અમારી એક ટીમ બનાવી હતી. તે ટીમ દરિયાકાંઠાનાં સુનામી ગ્રસ્ત વિસ્તારમાં ગઈ હતી અને સુનામી ગ્રસ્ત લોકોની રૂબરૂ મુલાકાત લીધી હતી. હવે તે લોકો ધીમે ધીમે પહેલાં જેવી જિંદગી જીવવાનો પ્રયત્ન કરી રહ્યાં છે.

**IV गुजराती में अनुवाद कीजिए।**

कृष्ण और सुदामा मित्र थे। दोनों मित्र अवंतिका में, सांदिपनी ऋषि के आश्रम में साथ-साथ पढ़े थे।

कृष्ण द्वारिका के राजा बन गए थे। सुदामा गरीब थे। वे अपने बाल मित्र कृष्ण से मिलने द्वारिका गए। द्वारिका में कृष्ण ने सुदामा का बहुत सत्कार किया। दोनों मित्र गले मिले। कृष्ण की रानियाँ, कृष्ण और सुदामा का मिलन देख रही थीं। रानियों ने दोनों मित्रों का स्नेह समझ लिया था। सुदामा के पास चावलों की एक पोटली थी। उन्होंने सुदामा से

चावलों की पोटली छीन ली। कृष्णने चावल बहुत प्यार से खाए। चावल खाकर कृष्ण ने कहा: सुदामा, हम दोनों वन में जलाऊ लकड़ियाँ लेने गए थे। तब तुमने मेरे हिस्से के चने खा लिए थे। मैंने तुम्हें देख लिया था। लेकिन तुम झूठ बोले थे। मैंने तुम्हारे चावल खा लिए हैं। अब तुम ऋण मुक्त हुए। सुदामा ने कृष्ण का आशय समझ लिया था। सुदामा कुछ नहीं बोले। उन्होंने कृष्ण की ओर देखा। वे केवल मुस्कराए कृष्ण। "मैंने तुम्हारे मन की बात जान ली है। तुम महान हो।" दोनों मित्र फिर गले मिले। कृष्ण ने सोचा, सुदामा ने उसका आशय समझ लिया होगा। सुदामा ने सचमुच कृष्ण के कहने का अर्थ समझ लिया था।

कृष्ण तथा उनकी रानियों ने सुदामा की खूब सेवा की। कुछ दिन द्वारिका में रुककर, सुदामा अपने घर लौट गए।

**V अपने प्रिय मित्र के बारे में एक छोटा सा अनुच्छेद लिखिए।**

## टिप्पणियाँ

I इस पाठ में निम्न प्रकार के वाक्यों का परिचय दिया गया है।

1.
1) મેં આ પુસ્તક વાંચી લીધું છે. — मैंने यह पुस्तक पढ़ ली है।
2) અમારી દુકાન દૂર આવેલી છે. — हमारी दुकान दूर (आई) है (दूरी पर है)।
3) તે સવારે સાત વાગ્યાથી જ દુકાને ગયા છે. — वे/वह सुबह के सात बजे से ही दुकान पर गए हैं।
4) બાળકો તો રમવા ગયાં છે. — बच्चे तो खेलने गए हैं।
5) પ્રશાંત ઑફિસે ગયા છે. — प्रशांत ऑफिस गए हैं।

2.
1) મેં તો જમી લીધું હતું. — मैंने तो खा लिया था।
2) હું કથામાં ગઈ હતી. — मैं प्रवचन में गई थी।
3) કથા પુરી થઈ ગઈ હતી. — प्रवचन पूरा हो गया था।
4) સુરેશ આવી ગયો હયો. — सुरेश आ गया था।

3.
1) તેણે કચરો-પૂજો કાઢી લીધો હશે. — उसने कूड़ा-कचरा निकाल लिया होगा।
2) તેણે કપડાં પણ ધોઈ લીધાં હશે. — उसने कपड़े भी धो लिए होंगे।
3) તેણે પાણી પણ ભરી લીધું હશે. — उसने पानी भी भर लिया होगा।
4) મારાં સાસુ પાછાં આવી ગયાં હશે. — मेरी सास वापस आ गई होंगी।

पूर्ण वर्तमानकाल के क्रियारूप के उदाहरण (1.) के वाक्यों में दिए गए हैं। गुजराती में भूतकालिक कृदंतो के साथ योजक क्रिया 'છે' (छे), 'છો' (छो), 'છું' (छुं), 'છીએ' (छीए) लगाने से पूर्ण वर्तमान कालिक क्रियाएँ बनती हैं।

उदाहरण (2.) में पूर्ण भूतकाल के वाक्य दिए गए हैं। भूतकालिक कृदंतों के साथ योजक के भूतकालिक रूप 'હતો' (हतो), 'હતી' (हती), 'હતું' (हतुं), 'હતા' (हता) लगाने से पूर्ण भूतकालिक क्रियाएँ बनती हैं।

उदाहरण (3.) में पूर्ण भविष्यतकाल के वाक्य दिए गए हैं। भूतकालिक कृदंतों के साथ योजक क्रिया के वर्तमानकालिक रूप लगाने से पूर्ण भविष्यतकाल की क्रियाएँ बनती हैं। योजक क्रिया के भविष्यतकालिक रूप 'હશો' (हशो), 'હશે' (हशे) हैं। ध्यान दीजिए की गुजराती में भी हिंदी की तरह तीनों पूर्ण कालों में योजक क्रियाओं के पूर्व, भूतकालिक कृदंतोंका प्रयोग होता है। ये कृदंत पुरुष, लिंग और वचन के अनुसार बदलते हैं।

II उदाहरणार्थ नीचे दिए गए वाक्य पढ़िए।

**पूर्ण वर्तमानकाल**

| | *एकवचन* | *बहुवचन* |
|---|---|---|
| *उत्तम पुरुष* | (હું)/મેં વાંચી લીધું છે. | (અમે) અમે વાંચી લીધું છે. |
| | (मैं) मैने पढ़ लिया है। | (हम) हमने पढ़ लिया है। |
| *मध्यम पुरुष* | (તું) તેં વાંચી લીધું છે. | (તમે) તમે વાંચી લીધું છે. |
| | (तुं) तुने पढ़ लिया है। | (आप) आपने पढ़ लिया है। |
| *अन्य पुरुष* | (તે) તેણે વાંચી લીધું છે. | (તેઓ) તેમણે વાંચી લીધું છે. |
| | (वह) उसने पढ़लिया है। | (वे) उन्होंने पढ़ लिया है। |

**पूर्ण भूतकाल**

| | *एकवचन* | *बहुवचन* |
|---|---|---|
| *उत्तम पुरुष* | મેં વાંચી લીધું હતું. | અમે વાંચી લીધું હતું. |
| | मैने पढ़ लिया था। | हमने पढ़ लिया था। |
| *मध्यम पुरुष* | તેં વાંચી લીધું હતું. | તમે વાંચી લીધું હતું. |
| | तूने पढ़ लिया था। | आपने पढ़ लिया था। |

| | | |
|---|---|---|
| *अन्य पुरुष* | તેણે વાંચી લીધું હતું.<br>उस ने पढ़ लिया था। | તેમણે વાંચી લીધું હતું.<br>उन्हों ने पढ़ लिया था। |

**पूर्ण भविष्यत्काल**

| | *एकवचन* | *बहुवचन* |
|---|---|---|
| *उत्तम पुरुष* | મેં વાંચી લીધું હશે.<br>मैने पढ़ लिया होगा। | અમે વાંચી લીધું હશે.<br>हम ने पढ़लिया होगा। |
| *मध्यम पुरुष* | તેં વાંચી લીધું હશે.<br>तुने पढ़ लिया होगा। | તમે વાંચી લીધું હશે.<br>आपने पढ़लिया होगा। |
| *अन्य पुरुष* | તેણે વાંચી લીધું હશે.<br>उस ने पढ़ लिया होगा। | તેમણે વાંચી લીધું હશે.<br>उन्होंने पढ़लिया होगा। |

# પાઠ 10
# पाठ

## મોંઘવારી

**મનન:** દાદાજી, પૈસા આપોને
**દાદાજી:** પહેલાં પપ્પી આપ, પછી આપું.
(મનન દાદાજીને પપ્પી કરે છે)
**મનન:** બસ દાદાજી. હવે પાંચ રૂપિયા આપો.
**દાદાજી:** પાંચ રૂપિયા! આટલા બધા! કેમ જોઈએ છે?
**મનન:** મારે પતંગ લાવવો છે.
**દાદાજી:** શું પતંગના પાંચ રૂપિયા થાય છે?
**મનન:** પાંચ રૂપિયાથી ઓછા પૈસામાં હવે કાંઈજ મળતું નથી.
**દાદાજી:** બેટા, અમારા વખતમાં તો બે પૈસે પતંગ મળતો હતો. આમ તો બાળકોનાં બધાં રમકડાં સસ્તાં મળતાં હતાં.
**મનન:** શું વાત કરો છો દાદાજી!
**દાદાજી:** હા બેટા.
**મનન:** ત્યારે તો તમે ખૂબ પતંગ ઉડાડતા હશો અને રમતા હશો.
**દાદાજી:** ના, બેટા. ત્યારે એક પૈસાની પણ ખૂબ જ કિંમત હતી. પગારો પણ ટૂંકા મળતા હતા.
(મલય અને નિધિ આવે છે)
**મલય:** દાદાજી, અમને તમારા નાનપણની વાતો કહો ને?
**નિધિ:** હા દાદાજી, આજે તો તમારી પાસેથી જ વાતો સાંભળવી છે?
**દાદાજી:** જેમ-જેમ યાદ કરું છું તેમ-તેમ બાળપણની વાતો તાજી થાય છે.

## महँगाई

**मनन:** दादाजी पैसे दीजिए न।
**दादाजी:** पहले प्यार दो, बाद में दूँगा।
(मनन दादाजी को प्यार देता है)
**मनन:** बस दादाजी । अब पाँच रुपए दीजिए।
**दादाजी:** पाँच रूपए ! इतने सारे ! किस लिए चाहिए ?
**मनन:** मुझे पतंग लानी है।
**दादाजी:** क्या पतंग के पाँच रुपए लगते हैं?
**मनन:** पाँच रुपिए से कम पैसों में अब कुछ भी नहीं मिलता।
**दादाजी:** बेटे, हमारे समय में तो दो पैसे की पतंग मिलती थी। वैसे तो बच्चों के सभी खिलौने सस्ते मिलते थे।
**मनन:** क्या बात करते हो दादाजी ?
**दादाजी:** हाँ बेटे।
**मनन:** तब तो आप बहुत पतंग उड़ाते होंगे और खेलते होंगे।
**दादाजी:** नहीं बेटे! तब तो एक पैसे की भी बहुत कीमत थी। वेतन भी कम मिलता था।
(मलय और निधि आते हैं)
**मलय:** दादाजी हमें आपके बचपन की बातें कहिए न!
**निधि:** हाँ दादाजी आज तो आप से ही बातें सुननी हैं।
**दादाजी:** मैं ज्यों-ज्यों याद करता हूँ त्यों-त्यों बचपन की बातें ताजा होती हैं।

**મનન:** તો કહોને, દાદાજી.

**દાદાજી:** મારા બાપુજી રોજ સવારે ફરવા જતા હતા, મને પણ સાથે લઈ જતા હતા. શિયાળામાં મારી બા મને બદામનો શીરો ખવડાવતી હતી.

**મલય:** તો, તો બદામ બહુ સસ્તી મળતી હશે.

**દાદાજી:** તે સમયે બદામ ત્રણ રૂપિયે શેર મળતી હતી. આજના જેટલી મોંઘ વારી ન હતી.

**મનન:** ત્યારે તો એ સમયે બધી વસ્તુઓ સસ્તી હશે, નહીં દાદાજી.

**દાદાજી:** હા, બેટા.

**નિધિ:** દાદાજી આગળ કહોને.

**દાદાજી:** મારી બા સવારે વહેલાં ઉઠતી હતી અને આંગણામાં પાણી છાંટીને કચરો વાળતી હતી, પછી નાહી ધોઈને પૂજા કરતી હતી. હું પણ સવારમાં વહેલો ઉઠતો અને બા જોડે મંદિરે જતો હતો.

**મલય:** દાદાજી, મને તો વહેલું ઉઠવું ગમતું નથી.

**નિધિ:** મલય, તું દાદાજીને વાત કહેવાદે ને.

**દાદાજી:** સવારે મંદિરથી આવ્યા પછી હું અભ્યાસ કરવા બેસી જતો. હું નિયમિત નિશાળે જતો અને સમયસર અભ્યાસ કરવા બેસતો હતો. ભણવામાં હું હોશિયાર હતો.

**મનન:** દાદાજી, તમારા વખતમાં શિક્ષકો બાળકોને મારતા હતા ને?

**દાદાજી:** જે ભણે નહીં તેને માર પડતો અને જે ભણે તેને શાબાશી મળતી હતી.

**મલય:** તમને વાર્તા કોણ કહેતું હતું દાદાજી?

**मनन:** तो कहिए न दादाजी।

**दादाजी:** मेरे पिताजी रोज सुबह घूमने जाते थे। मुझे भी साथ ले जाते थे। कभी-कभी मेरी माँ मुझे बादाम का हलवा खिलाती थी।

**मलय:** फिर तो बादाम बहुत सस्ते में मिलते होंगे।

**दादाजी:** उस वक्त बादाम तीन रुपए सेर मिलते थे। आज जितनी महँगाई (है, उतनी) नहीं थी।

**मनन:** तब तो उस वक्त सभी चीजें सस्ती होती होंगी। है न दादाजी?

**दादाजी:** हाँ, बेटे।

**निधि:** दादाजी और बताइए न।

**दादाजी:** मेरी माँ सुबह जल्दी उठती थी। आंगन में पानी छिड़क कर झाड़ु लगाती थी। फिर नहा धोकर पूजा करती थी। मैं भी सुबह जल्दी उठता और माँ के साथ मंदिर जाता था।

**मलय:** दादाजी, मुझे तो जल्दी उठना पसंद नहीं।

**निधि:** मलय, दादाजी को बात कहने दे न।

**दादाजी:** मंदिर से आने के बाद मैं अभ्यास करने बैठता था। मैं नियमित पाठशाला जाता और नियमित अभ्यास कर लेता था। पढ़ने में मैं होशियार था।

**मनन:** दादाजी ! आप के समय में शिक्षक बच्चों को मारते थे न ?

**दादाजी:** जो नहीं पढ़ता उसे मार पड़ती और जो पढ़ता उसे शाबाशी मिलती थी।

**मलय:** तुम्हें कहानी कौन सुनाता था दादाजी?

**દાદાજી:** મારાં દાદીમા રાત્રે રાજા-રાણીની અને પોતાના અનુભવની વાતો કહેતાં અને શિખામણ પણ આપતાં હતાં. કદી વઢતાં ન હતાં. ચલો જાઓ હવે તમારા પપ્પા આવતા હશે.

**મનન:** દાદાજી, તમે રજતભાઈના લગ્નમાં જશો?

**દાદાજી:** હા બેટા, ત્યાં સૌ મારી રાહ જોતા હશે, હું લગ્નમાં આવીશ તેમ મેં કહ્યું છે.

**મનન:** ત્યાં બધાં સગાં-વહાલાં મળશે. ભાત-ભાતની વાનગી બનાવી હશે.

**દાદાજી:** આજની મોંઘવારીમાં તો જમણની થાળી પચાસથી ઓછા રૂપિયામાં મળતી નથી.

**મનન:** રમેશકાકાના દીકરાના લગ્નમાં તો સો રૂપિયાની જમવાની થાળી હતી.

**દાદાજી:** અમારા સમયમાં તો પચાસ રૂપિયે એક તોલો સોનું મળતું હતું. અત્યારે તો પચાસ રૂપિયા જમણની એક થાળીના થાય છે.

**મનન:** દાદાજી, મોંઘવારી બહુ વધી ગઈ છે, નહીં?

**દાદાજી:** હા બેટા, આજકાલ તો વાનગીઓની પણ હરિફાઈ ચાલે છે. જેટલી વાનગીઓ વધુ હોય છે તેટલો જમણવાર સારો ગણાય છે. ભોજનની થાળી જેટલી મોંઘી તેટલો જ મોટો ગણે છે.

**મનન:** અમારા સમયમાં શી પરિસ્થિતિ હશે?

**દાદાજી:** તમારા સમયમાં જમવાની થાળીના બસો રૂપિયા લાગશે.

**મનન:** થેલી ભરીને રૂપિયા લઈને ચીજ વસ્તુઓ લેવા જવું પડશે.

**दादाजी:** मेरी दादीमाँ रात को राजा-रानी की और अपने अनुभव की बातें कहतीं और सिखा भी देती थीं। कभी डाँटती नहीं थीं। चलो, जाओ अब आपके पापा आते होंगे।

**मनन:** दादाजी आप रजत भैया की शादी में जाएँगे ?

**दादाजी:** हाँ बेटा। वहाँ सब मेरी राह देखते होंगे। मैं शादी में आऊंगा, ऐसा मैंने कहा है।

**मनन:** वहाँ सब रिश्तेदार मिलेंगे। भिन्न-भिन्न व्यंजन बनाए होंगे।

**दादाजी:** आज की महँगाई में तो भोजन की थाली पच्चास-साठ रुपये से कम नहीं मिलती।

**मनन:** रमेश चाचा के लड़के की शादी में तो सौ रुपये की भोजन की थाली थी।

**दादाजी:** हमारे समय में तो पचास रुपए में एक तोला सोना मिलता था। अब पचास रुपए भोजन की एक थाली के लिए होते हैं।

**मनन:** दादाजी। महँगाई बहुत बढ़ गई है, ना।

**दादाजी:** हाँ बेटे! आजकल तो व्यंजनों की भी होड़ चलती है। जितने व्यंजन ज्यादा हो तो भोजन-समारोह उतना ही अच्छा माना जाता है। जिस के भोजन की थाली जितनी महँगी, लोग उसे उतना ही बड़ा मानते हैं।

**मनन:** हमारे समय में कैसी हालत होगी ?

**दादाजी:** तुम्हारे समय में खाने की थाली के दो सौ रुपए लगेंगे।

**मनन:** थैला भर रुपए लेकर चीजें लेने जाना पड़ेगा।

**દાદાજી:** અને હાથમાં ચીજ વસ્તુઓ લઈને આવવું પડશે.
**મનન:** આ મોંઘવારી ક્યાં જઈ અટકશે દાદાજી?
**દાદાજી:** એનો જવાબ તો ફક્ત ભગવાન જ આપી શકે છે બેટા. તમે લોકો હવે જાઓ. મારે લગ્નમાં પણ જવાનું છે. તેની તૈયારી કરવી પડશે.
**મનન:** સારું દાદાજી.

**दादाजी:** और चीजें हाथ में लेकर आना पड़ेगा।
**मनन:** यह महँगाई कहाँ जा कर रुकेगी दादा जी?
**दादाजी:** इसका उत्तर तो केवल भगवान ही दे सकता है बेटे। तुम लोग अब जाओ। मुझे शादी में भी जाना है। उसकी तैयारी करनी होगी।
**मनन:** ठीक है दादा जी।

## शब्दार्थ

| गुजराती शब्द | हिंदी अर्थ |
|---|---|
| મોંઘવારી | महँगाई |
| પૈસા | पैसे |
| મળતા | मिलता |
| પતંગ | पतंग |
| ઉડાડતા | उड़ाने |
| રમકડાં | खिलौना |
| કિંમત | कीमत |
| પગાર | पगार (वेतन) |
| ટૂંકા/ઓછા | कम |
| સાંભળવી | सुननी |
| યાદ | याद/स्मृति |
| તાજી | ताजा |
| ફરવા | घूमने |
| શિયાળામાં | सर्दियों में |
| બદામ | बादाम |
| શીરો | हलवा |
| ખવડાવતાં | खिलाती |
| આંગણામાં | आँगन में |

| | |
|---|---|
| શેર | सेर (एक तोल जो अब चलन में नही है) |
| છાંટી | छिड़क कर |
| કચરો | झाड़ू |
| વહેલું | जल्दी |
| ઉઠવું | उठना |
| નિયમિત | नियमित |
| વખતમાં | समय में/ वक्त में |
| માર પડતો | मार पड़ती |
| શાબાશી | शाबाशी |
| વાર્તા | कहानी |
| રાત્રે | रात को |
| શિખામણ | सीख |
| વઢવું | डाँटना |
| લગ્ન | शादी |
| આવીશ | आऊँगा |
| કહ્યું | कहा |
| તોલો | तोला (एक तोल) |
| સોનું | सोना (धातु) |
| હરિફાઈ | होड़, स्पर्धा |
| જમણવાર | दावत |
| મોંઘી | महँगी |
| મોટો | बड़ा |
| ગણાય | गिना जाना |
| ક્યાંય | कहीं |

## अभ्यास

**I नीचे दिए गए वाक्यों का अभ्यास कीजिए।**

1. 1) પાંચ રૂપિયાથી ઓછામાં કઈ મળતું નથી.
   2) આજે વાનગીઓની હરિફાઈ ચાલે છે.

3) આજની મોંઘવારીમાં તો જમણની થાળી પચાસથી સાઠ રૂપિયા સિવાય મળતી નથી.

2. 1) અમારા વખતમાં તો બે પૈસે પતંગ મળતો હતો.
2) બદામ ત્રણ રૂપિયે શેર મળતી હતી.
3) બા નાહી-ધોઈને રંગોળી પૂરતી હતી.
4) પગારો પણ ટૂંકા મળતા હતા.
5) દાદીમા શિખામણ આપતાં પણ વઢતાં નહીં.

3. 1) તમે ખૂબ પતંગ ઉડાડતા હશો.
2) તો તો બદામ બહુ સસ્તી હશે.
3) સૌ મારી રાહ જોતાં હશે.
4) તમારા સમયમાં થાળીના બસો રૂપિયા લાગશે.
5) હવે તમારા પપ્પા આવતા હશે.
6) તે મારી રાહ જોતાં હશે.

4. 1) જે ભણે તેને શાબાશી મળતી હતી.
2) જેમ-જેમ યાદ કરું છું તેમ-તેમ બાળપણની વાત યાદ આવે છે.
3) જેના ભોજનની થાળી જેટલી મોંઘી એટલો જ એ જમણવાર સારો ગણાય છે.
4) જે ભણે નહીં તેને માર પડતો.
5) જેટલી ચોપડીઓ તમે વાંચી હશે તેટલી મેં નથી વાંચી.

**II रेखांकित शब्दों के स्थान पर दिए गए शब्दों का प्रयोग कर वाक्य बनाइए।**

1) મારા બાપુજી રોજ સવારે ફરવા જતા હતા.
ચાલવા
ઉઠી
ભણાવવા

2) મારે એક વાત સાંભળવી છે.
વાંચવી

કહેવી
બોલવી

**III उदाहरण के अनुसार वाक्यों का परिवर्तन कीजिए।**

1. *उदाहरण:* પગારો ટૂંકા મળ્યા.
પગારો ટૂંકા મળતા હતા.

1) મારાં બા સવારે વહેલાં ઉઠયાં.
2) નાહી ધોઈને પૂજા કરી.
3) બાએ અભ્યાસ કરવા બેસાડ્યાં.
4) જે ન ભણે તેને માર પડયો.
5) દાદીમાએ શિખામણ આપી પણ વઢ્યાં નહીં.
6) તે સમયે પતંગ બે પૈસે મળ્યા.

2. *उदाहरण:* તમે પતંગ ઉડાડતા હતા.
તમે પતંગ ઉડાડતા હશો.

1) તે વખતે બધી ચીજો સસ્તી હતી.
2) તમારા પપ્પા આવતા હતા.
3) હાથમાં ચીજ વસ્તુઓ લઈને આવતાં હતાં.
4) તો તો બદામ બહુ સસ્તી હતી.
5) તમારા સમયમાં થાળીના સો રૂપિયા પડતા હતા.

**IV नीचे दिए गए वाक्यों के निषेधवाचक रूप बनाइए।**

1) પતંગના પાંચ રૂપિયા હોય છે.
2) જમણની થાળી ત્રીસ રૂપિયામાં મળે છે.
3) જે ભણે નહિ તેને શાબાશી મળતી.
4) બા વઢતાં.
5) આજના જેટલી મોંઘવારી હતી.

**V कोष्ठक में दी गई क्रियाओं के उपयुक्त रूपों का प्रयोग कर वाक्य पूरा कीजिए।**

1) મારે પતંગ ............ છે. (લાવું, લાવવો)

2) દાદીમા રાત્રે રાજારાણીની વાતો ............. હતાં. (કહેતો, કહેતાં)
3) જે ભણે નહિ તેને માર ........... હતો. (પડવો, પડતો)
4) તમને વાર્તા કોણ ............ હતું. (કહેતી, કહેતું)
5) હું નિશાળે નિયમિત .......... હતો. (જતાં, જતો)
6) તમે લગ્નમાં ........... છો? (જવાનો, જવાનાં)
7) શિક્ષકો બાળકોને ........... હતાં. (મારતી, મારતાં)

**VI वाक्यों में रेखांकित शब्दों के स्थानपर कोष्ठक में दिए गए शब्दों के उपयुक्त रूपों का प्रयोग कर वाक्य बनाइए।**

1) મારે પતંગ લાવવો છે. (તેઓ)
2) મારે પૈસા જોઈએ છે. (લે)
3) બાપુજી સવારે ફરવા જતા હતા. (દોડવું)
4) દાદાજી સવારે વહેલા ઉઠતા હતા. (ફરવું)
5) બા અભ્યાસ કરવા બેસાડતાં હતાં. (હું)
6) બદામનો શીરો ખવડાવતાં હતાં. (બનાવવું)

**VII कोष्ठक में दिए गए हिंदी शब्दों के स्थान पर गुजराती शब्दों का प्रयोग कर वाक्य पूरे कीजिए।**

(जहाँ हिंदी और गुजराती संज्ञाओं में लिंग का फर्क हो वहाँ गुजराती शब्द के लिंग का प्रयोग करना है।)

1) હું નિયમિત નિશાળે ............ . (जाता था)
2) આજે તમારી પાસેથી વાત ............. છે. (सूनना)
3) બા નાહી-ધોઈને આંગણામાં પાણી ......... . (छिड़कती थी)
4) હાથમાં ચીજવસ્તુઓ લઈને .......... . (आएँगे)
5) અમારા વખતમાં તો બે પૈસે પતંગ ........ . (मिलती थी)
6) મોંઘવારી બહુ વધી .......... . (गई है)
7) મેં મેળામાંથી એક સુંદર ........... . (खिलौना लिया)

**पढ़िए और समझिए**

## શિક્ષણ અને કામધંધો

આજે આપણા દેશમાં શિક્ષણનું પ્રમાણ વધ્યું છે. શિક્ષણનો વ્યાપ વધ્યો છે. પણ તેનું ઊંડાણ ઘટ્યું છે. પચાસ વર્ષ પહેલાં ભણેલા માણસો ઓછા મળતા હતા. બધાંને કામ મળતું હતું. આજે ભણેલા માણસો બેકાર રખડે છે. વસ્તીનું પ્રમાણ ઝડપથી વધે છે. વીસ વર્ષ પછી અસંખ્ય માણસો નોકરી વગર રખડતા હશે. સરકાર લોકોને સુખી કરવા પ્રયત્ન કરતી હશે. આપણે વસ્તી વધારો અંકુશમાં લાવવો પડશે. તે વગર દેશની પ્રગતિ દેખાશે નહીં.

### शब्दार्थ

| गुजराती शब्द | हिंदी अर्थ |
|---|---|
| રખડે છે | भटकते हैं |
| પ્રમાણ | प्रमाण |
| વ્યાપ | विस्तार |
| ઊંડાણ | गहराई |
| ઘટ્યું | घटी है |
| ભણેલા | शिक्षित |
| ઓછા | कम |
| કામધંધો | व्यवसाय |
| બેકાર | बेकार |
| વસ્તી | आबादी |
| અસંખ્ય | अनगिनत |
| વગર | बिना |
| વીતી ગયેલાં | बीता हुआ |
| વધારો | वृद्धि |
| પ્રયત્ન | कोशिश |
| પ્રગતિ | प्रगति |
| અંકુશ | नियंत्रण |

## अभ्यास

**I नीचे दिए गए प्रश्नों के उत्तर दीजिए।**

1) આજે આપણા દેશમાં શું વધ્યું છે?
2) પચાસ વર્ષ પહેલાં કેવા માણસો ઓછા મળતા?
3) દરેકને શું મળતું હતું?
4) આજે ઝડપથી શું વધે છે?
5) વીસ વર્ષ પછી અસંખ્ય લોકો શું કરતા હશે?
6) સરકાર શું કરતી હશે?
7) આપણે શું અંકુશમાં લાવવું પડશે?

**II नीचे दिए गए हिंदी शब्दों के समानार्थक गुजराती शब्द दीजिए।**

फूफी, तबादला, रिश्तेदार, फिक्र, छोटा, एकाएक, खबर

**III हिंदी में अनुवाद कीजिए।**

ગુજરાત અને રાજસ્થાનની સરહદ પર આવેલું અંબાજી માતાનું મંદિર ખૂબ જ સુંદર છે. આ મંદિર ખૂબ જ પ્રસિદ્ધ છે. તેવું જ બીજું એક મંદિર પાવાગઢમાં છે. તે મંદિર મહાકાળી માતાનું છે. આ બંને સ્થળોએ કુદરતી સૌંદર્ય જોવા મળે છે. અત્યારના શહેરી વાતાવરણમાં આવું સૌંદર્ય જોવા મળતું નથી. દર્શનાર્થીઓની આ બંને સ્થળોએ સતત ભીડ જોવા મળે છે. લાખોની સંખ્યામાં ભક્તો દર વર્ષે અહીં દર્શન કરવા આવે છે. વર્ષોથી લોકો પગપાળા યાત્રા કરીને અહીં આવે છે અને ગઢ પરના મંદિરમાં બિરાજમાન માતાનાં દર્શન કરે છે. અહીં લોકો ફરવા પણ આવતાં હશે. પાવાગઢનું કુદરતી સૌંદર્ય અદ્ભૂત છે. અહીં લીલીછમ વનરાજી જોવા મળે છે. ગઢ પર ચઢતી વખતે ઊંડી ખીણ પણ જોવા મળે છે, પણ માણસ પ્રાકૃતિક સૌંદર્યને નુકશાન કરી રહ્યો છે. તેથી કદાચ આપણી આવનાર પેઢીઓને આવું અદ્ભૂત સૌંદર્ય જોવા મળશે નહીં. તેમને સિમેન્ટ, કોંકરીટનાં જંગલ જોવા મળશે. પ્લાસ્ટિક અને અન્ય કચરાના ઢગલા જોવા મળશે. આ બધું રોકવા માટે આપણે જાતેજ પ્રયત્નશીલ થવું પડશે.

### शब्दार्थ

| गुजराती शब्द | हिंदी अर्थ |
|---|---|
| સરહદ | सरहद |
| શહેરી | शहर |
| અત્યારનાં | आजके |
| પગપાળા | पदयात्रा |
| પહાડ/ગઢ | पहाड़ी |
| લીલીછમ | हराकच्च, हरी-भरी |
| વનરાજી | वनराज, रहियाली |
| ખીણ | खाई |
| ઢગલો | देर |

**IV गुजराती में अनुवाद कीजिए।**

पुराने समय में आने-पाई के सिक्कों का चलन था। तब एक रुपए के सोलह आने होते थे। एक आने के चार पैसे होते थे। एक पैसे की तीन पाइयाँ मिलती थीं। एक पाई में भी चीज़ें बिकती थीं। अब रुपए तथा पैसे का जमाना है। एक पैसे में कुछ नहीं मिलता। एक रुपए की कीमत भी कुछ नहीं है। फिर एक पैसे की क्या बात है? ज्यों-ज्यों मंहगाई बढ़ती गई त्यों-त्यों मुद्रा की क्रय शक्ति घटती गई। एक समय था जब बीस रुपये का एक मन गेहूँ मिलता था। आज एक हजार रुपये का क्विंटल अर्थात चार सौ रुपये मन मिलता है। उस समय सोना पच्चास रुपए तोला था। आज छै हजार रुपये तोला मिलता है।

पहले सादगी का जमाना था। आज तड़क-भड़क का जमाना है। जैसे-जैसे मंहगाई बढ़गई वैसे-वैसे हमारे खर्चे बढ़ रहे हैं। हमें अपने खर्चे कम करने होंगे।

**V पुराने समय में प्रचलित शिक्षा-पद्धति के बारे में गुजराती में एक छोटा सा अनुच्छेद लिखिए।**

### टिप्पणियाँ

I इस पाठ में गुजराती के आदतसूचक क्रिया वाले वाक्यों का परिचय निम्न कालों में दिया गया है।

1. 1) હું જેમ જેમ યાદ કરું છું તેમ તેમ બાળપણની વાતો તાજી થાય છે. — मैं ज्यों-ज्यों याद करता हूं त्यों-त्यों बचपन की बातें ताजा होती हैं।

| | | | |
|---|---|---|---|
| | 2) | હું રોજ સમાચાર પત્ર વાંચું છું. | मैं रोज समाचार पत्र पढ़ता हूँ। |
| | 3) | પાંચ રૂપિયાથી ઓછા પૈસામાં કંઈ નથી મળતું. | पाँच रुपये से कम पैसों में अब कुछ नहीं मिलता। |
| | 4) | આજની મોંઘવરીમાં તો જમણની થાળી ત્રીસથી ચાળીસ રૂપિયા સિવાય મળતી નથી. | आज की महँगाई में भोजन की थाली तीस से चालीस रुपये सिवा नहीं मिलती। |
| 2. | 1) | બદામ ત્રણ રૂપિયે શેર મળતી ન હતી. | बादाम तीन रुपए सेर नहीं मिलता था। |
| | 2) | ત્યારે દૂધ પ્લાસ્ટિકની થેલીમાં નહોતું મળતું. | तब दूध प्लास्टीक की थैली में नहीं मिलता था। |
| | 3) | બા લેસન કરવા બેસાડતાં હતાં. | माँ अभ्यास करने बिठाती थी। |
| | 4) | નાહાઈ ધોઈને આંગણામાં પાણી છાંટતાં હતાં. | नहा-धोकर आँगन में पानी छिड़कती थी। |
| 3. | 1) | તમે ખૂબ પતંગ ઉડાડતા હશો. | आप बहुत पतंग उड़ाते होंगे। |
| | 2) | તે વખતે બધી ચીજો સસ્તી હશે. | उस समय सभी चीजें सस्ती होंगी। |
| | 3) | થેલી ભરી રૂપિયા લઈને ચીજ-વસ્તુઓ લેવા જવું પડતું હશે. | थेला भर रुपये ले कर चीजें लेने जाना पड़ता होगा। |

उपर्युक्त (1.) विभाग के वाक्य वर्तमान काल की आदत सूचक क्रियाओं के हैं। हिंदी की ही तरह सामान्य वर्तमानकाल की क्रिया ही गुजराती में भी वर्तमान काल की आदत सूचक होती है।

उपर्युक्त (2.) विभाग के वाक्य भूतकाल की आदतसूचक क्रियाओं के हैं। भूतकाल की आदत सूचक क्रिया बनाने के लिए मूल क्रिया के साथ 'તો' (तो), 'તી' (ती), 'તું'(तुं), 'તા' (ता) और अंत में योजक क्रिया 'છે' (छे) के भूतकालिक रूप 'હતો' (हतो, 'હતી' (हती), 'હતું' (हतुं) जोड़े जाते हैं।

ऊपर दिए (3.) विभाग के वाक्य भविष्यत्‌काल की आदतसूचक क्रिया बनाने के लिए मूल क्रिया के साथ 'તા' (ता), 'તી' (ती), 'તુ' (तु) और अंत में सहायक क्रिया 'છે' (छे) के भविष्यत्‌कालिक रूप 'હશે' (हशे), 'હશો' (हशो), 'હોઈશ' (होईश) जोड़े जाते हैं।

II 1) આજે તમારી પાસેથી વાત સાંભળવી છે. आज आप से बात सुननी है।

2) મારે પતંગ લાવવી છે. मुझे पतंग लानी है।

उपर्युक्त वाक्यों की क्रियाएँ हिंदी की तरह अनिवार्यता तथा इच्छा का बोध कराती हैं।

संज्ञार्थक कृदंत के साथ योजक क्रिया 'છે' (छे) के विविधरूप जोड़कर इस प्रकार की क्रियाएँ बनती हैं।

# પાઠ 11
# पाठ

## નોકરીની શોધ

**શિવનાથ:** શું કરી રહ્યા છો કિરણભાઈ?

**કિરણ:** છાપું વાંચી રહ્યો છું.

**શિવનાથ:** શું સમાચાર છે?

**કિરણ :** હું તો નોકરી માટે જાહેર ખબર જોઇ રહ્યો છું.

**શિવનાથ:** કેમ? તમને નોકરી નથી મળી?

**કિરણ:** જી, ના. આટલી મોંઘવારીમાં આ શહેરમાં નોકરી વગર શી રીતે જીવી શકીએ.

**શિવનાથ:** સારું જણાવો તમે શું કામ કરી શકો?

**કિરણ:** તમે જે કહેશો તે હું કરીશ.

**શિવનાથ:** મારા ધ્યાનમાં એક નોકરી છે. મારા મિત્રએ મને વાત કરી હતી.

**કિરણ:** શું મને તે નોકરી મળી શકે છે?

**શિવનાથ:** તમે કૉર્ટ પાસે દેવીદાસ એન્ડ કંપનીમાં જાઓ. ત્યાં મહેન્દ્રભાઈને મળો.

**કિરણ:** આપ મારી સાથે આવી શકશો?

**શિવનાથ:** ના, હું નહીં આવી શકું કારણ કે મારે બહાર જવાનું છે.

**કિરણ:** શું આપ એક ચિઠ્ઠી આપી શકશો?

## नौकरी की तलाश

**शिवनाथ:** क्या कर रहे हैं किरणभाई ?

**किरन:** अखबार पढ़ रहा हूँ।

**शिवनाथ:** क्या खबर है ?

**किरन:** मैं तो नौकरी के लिए विज्ञापन देख रहा हूँ।

**शिवनाथ:** क्यों? आपको नौकरी नहीं मिली?

**किरन:** जी नहीं। इतनी महँगाई में इस शहर में नौकरी के बगैर कैसे जी सकते हैं?

**शिवनाथ:** अच्छा बताइये, आप क्या काम कर सकते हैं ?

**किरन:** आप जो कहेंगे वैसा में करूँगा।

**शिवनाथ:** मेरे ध्यान में एक नौकरी है। मेरे मित्र ने मुझ से बात की थी।

**किरन:** क्या मुझे वह नौकरी मिल सकती है?

**शिवनाथ:** आप कोर्ट के पास देवीदास एण्ड कंपनी में जाइए। वहाँ महेन्द्रभाई से मिलिए।

**किरन:** आप मेरे साथ आ सकेंगे ?

**शिवनाथ:** नहीं, मैं नहीं आ सकता क्यों कि मुझे बाहर जाना है।

**किरन:** क्या आप एक चिट्ठी दे सकेंगे ?
(शिवनाथ चिट्ठी लिखता है)

**શિવનાથ:** જરૂર આપી શકીશ. (શિવનાથ ચિઠ્ઠી લખે છે) લો આ ચિઠ્ઠી.
(કિરણ ચિઠ્ઠી લઈને દેવીદાસ એન્ડ કંપનીમાં જાય છે)

**કિરણ:** હું અંદર આવી શકું સાહેબ?

**મહેન્દ્ર:** હા, બોલો ભાઈ શું કામ છે? (કિરણ ચિઠ્ઠી આપે છે) તમે ટાઈપિંગ કરી શકો છો?

**કિરણ:** હા જી સાહેબ. એક મિનિટના પાંસઠ શબ્દોની ઝડપે ટાઈપિંગ કરી શકું છું.

**મહેન્દ્ર:** અંગ્રેજીમાં પત્રવ્યવહાર કરી શકો છો?

**કિરણ:** હા જી, અંગ્રેજી, ગુજરાતી અને હિન્દી ત્રણે ભાષાઓમાં પત્રવ્યવહાર કરી શકું છું.

**મહેન્દ્ર:** તો હું તમને જરૂર નોકરી આપી શકીશ.

**કિરણ:** મહેરબાની સાહેબ, ઈશ્વર તમારું ભલું કરે.

**મહેન્દ્ર:** જુઓ, આ કામ હું કરું અને આ કામ ના કરું એવું વિચારવાનું જ નહીં અને કોઈની ટીકા-ટિપ્પણી પણ કરવી નહીં.

**કિરણ:** નહીં સાહેબ એવું ક્યારે પણ બનશે નહીં. 'ખાડો ખોદે તે પડે'. આ વાત હું સારી રીતે જાણું છું.

**મહેન્દ્ર:** આમ તો મોટા શેઠ ઘણા દયાળું છે, પણ ક્યારેક-ક્યારેક તેમને ગુસ્સો પણ આવે છે. ત્યારે તે કંઈક બોલી દે છે. તમે મન પર લેતા નહીં.

**शिवनाथ:** जरूर दे सकूँगा। (शिवनाथ चिट्ठी लिखता है।) लो यह चिट्ठी।
(किरन भाई चिट्ठी लेकर देवीदास एण्ड कंपनी में जाते हैं।)

**किरन:** मै अंदर आ सकता हूँ साहब ?

**महेंद्र:** हाँ कहिए भाई, क्या काम है ? (किरन चिट्ठी देता है) आप टाइपिंग कर सकते हैं?

**किरन:** जी हाँ साहब। एक मिनट में पैसठ शब्दों की गति से टाइपिंग कर सकता हूँ।

**महेंद्र:** अँग्रेजी में पत्र व्यवहार कर सकते हैं?

**किरन:** जी हाँ। अँग्रेजी, गुजराती और हिंदी तीनों भाषाओं में पत्रव्यवहार कर सकता हूँ।

**महेंद्र:** तो मैं आपको अवश्य नौकरी दे सकूँगा।

**किरन:** मेहरबानी साहब। ईश्वर आपका भला करे।

**महेंद्र:** देखिए, यह काम मैं करूँ या यह काम मैं नहीं करूँ ऐसा नहीं सोचना और किसी की टीका टिप्पणी भी नहीं करना।

**किरन:** नहीं साहब। ऐसा कभी भी नहीं होगा। जो (दूसरों के लिए) गड्ढा खादे वह (उस में) गिरे यह बात मैं अच्छी तरह जानता हूँ।

**महेंद्र:** वैसे तो सेठ बडे दयालू हैं। लेकिन कभी-कभी उन्हें गुस्सा भी आता है। तब वे कुछ बोल देते हैं। तुम दिल पर मत लाना।

**કિરણ:** હા જી. હું ક્યારથી આવું સાહેબ?

**મહેન્દ્ર:** ઉતાવળ ના કરો. હું હમણાં આવ્યો.

**કિરણ:** ભલે સાહેબ.

**મહેન્દ્ર:** હવે પછી મને સાહેબ કહેતા નહીં. આપણે તો સહ કાર્યકરો જ છીએ.
(થોડીવાર પછી)

**મહેન્દ્ર:** મોટા શેઠ કાલે આવશે. તમે પણ કાલથી આવી શકો છો. બરાબર નવ વાગે આવી જાઓ.

**કિરણ:** સારું સાહેબ, નમસ્તે.

**મહેન્દ્ર:** ફરી સાહેબ.
(કિરણ શિવનાથને મળે છે)

**કિરણ:** નમસ્તે, શિવનાથભાઈ.

**શિવનાથ:** શું તમે દેવીદાસ એન્ડ કંપનીમાં ગયા હતા?

**કિરણ:** હા જી. ભગવાન તમારું કલ્યાણ કરે. મને નોકરી મળી ગઈ.

**શિવનાથ:** બહુ સારું.

**કિરણ:** વાડ વગર વેલો ન ચડે. તમારી ભલામણથી જ મને નોકરી મળી છે.

**શિવનાથ:** ભલામણની વાત છોડો. શું તમે ખુશ છો?

**કિરણ:** હા, ખુશ છું.

**શિવનાથ:** શું તમે પેંડા લાવ્યા છો?

**કિરણ:** લાવ્યો છું સાહેબ. લો મોં મીઠું કરો, તમારો આ ઉપકાર હું ક્યારેય નહીં ભૂલી શકું. તમે અને તમારો પરિવાર સદા સુખી રહે.

**किरन:** जी हाँ, मैं कब से आऊ, साहब।

**महेंद्र:** जल्दी मत करो। मैं अभी आया।

**किरन:** अच्छा साहब।

**महेंद्र:** अब के बाद मुझे साहब मत पुकारना। हम तो सहकर्मी ही हैं।
(थोड़ी देर बाद)

**महेंद्र:** बड़े सेठ जी कल आएँगे। आप भी कल से आ सकते हैं। ठीक नौ बजे आ जाना।

**किरन:** ठीक है साहब। नमस्ते।

**महेंद्र:** फिर 'साहब' ?
(किरन शिवनाथ से मिलता है)

**किरन:** नमस्ते, शिवनाथ भाई।

**शिवनाथ:** क्या आप देविदास एण्ड कंपनी में गए थे ?

**किरन:** जी हाँ। भगवान आपका भला करे। मुझें नौकरी मिल गई।

**शिवनाथ:** बहुत अच्छा।

**किरन:** बीना बाड़ बेल चढ़ती। आपकी सिफारश से ही मुझे यह नौकरी मिली है।

**शिवनाथ:** सिफारिश की बात छोड़िए। क्या आप खुश हैं ?

**किरन:** जरूर।

**शिवनाथ:** क्या आप पेड़े लाए हैं ?

**किरन:** लाया हूँ साहब। लीजिए, मुँह मीठा कीजिए। आपका यह उपकार मैं कभी नहीं भूल सकता। आप और आपका परिवार सदा सुखी रहे।

## शब्दार्थ

| गुजराती शब्द | हिंदी अर्थ |
|---|---|
| નોકરી | नौकरी |
| ધ્યાન | ध्यान |
| કૉર્ટ-કચેરી | कोर्ट-कचहरी |
| ચિઠ્ઠી | चिट्ठी |
| મિનિટ | मिनट |
| ટાઈપિંગ | टाइपिंग |
| પત્રવ્યવહાર | पत्र व्यवहार |
| સ્વતંત્ર | स्वतंत्र |
| ટીકા-ટિપ્પણી | टीका-टिप्पणी |
| ખાડો | गड्ढा |
| જાણવું | जानना |
| ક્યારેક | कभी |
| બોલવું | बोलना |
| દયાળું | दयालु |
| ઉતાવળ | जल्दी |
| સહકાર્યકર | सहकर्मी |
| થોડીવાર | थोड़ीदेर |
| મોટા શેઠ | बड़ा सेठ |
| આવવું | आना |
| જાઓ | जाना |
| ભગવાન | भगवान |
| કલ્યાણ | कल्याण |
| વાડ | बाड़, रोक |
| વેલ | बेल |
| ભલામણ | सिफारिश |
| પેંડા | पेड़े |

| | |
|---|---|
| વાડ વગર વેલો કેમ ચડે (ગુજરાતી કહેવત) | "बना बाड़ के बेल न चढ़ना" इस लोकोक्ति का अर्थ होगा बिना सहयोग के काम न होना। |

**अभ्यास**

**I नीचे दिए गए वाक्य दोहराइए।**

1.

1) આપ સાથે આવી શકશો?
2) આપ ચિઠ્ઠી આપી શકશો?
3) હું અંદર આવી શકું?
4) આપ ટાઈપિંગ કરી શકો છો?
5) એક મિનિટના પાંસઠ શબ્દોની ઝડપે ટાઈપ કરી શકું છું.
6) ત્રણે ભાષાઓમાં પત્રવ્યવહાર કરી શકું છું.

2.

1) ઈશ્વર તમારું ભલું કરે.
2) ભગવાન તમારું કલ્યાણ કરે.
3) પ્રભુ તમારું સારું કરે.
4) તમે અને તમારો પરિવાર સદા સુખી રહે.

3.

1) હવે પેંડા ખવડાવ, લાવ્યો સાહેબ.
2) ઉતાવળ ના કરો હું હમણાં આવ્યો.

**II वाक्य में रेखांकित सर्वनाम के स्थान पर कोष्ठक मे दिए गए सर्वनामों का प्रयोग कर नए वाक्य बनाइए।**

(અમે, તે, તેઓ)

હું તમને નોકરી આપી શકીશ.

**III उदाहरण के अनुसार दिए गए वाक्यों का परिवर्तन कीजिए।**

उदाहरण :- હું તમને નોકરી આપીશ.
હું તમને નોકરી આપી શકીશ.

1) હું પત્રવ્યવહાર કરીશ.
2) એક મિનિટના પાંસઠ શબ્દોની ઝડપે ટાઈપ કરીશ.
3) તમે ટાઈપ કરશો.
4) આપ ચિઠ્ઠી આપશો.
5) તમે શું કામ કરશો?

**IV उदाहरण के अनुसार कोष्ठक में दिए गए क्रियारूपों से तीन-तीन वाक्य बनइए।**

[ (1) આપી શકવું (2) લખી શકવું (3) લાવી શકવું. ]

उदाहरण :- 1) હું ચિઠ્ઠી વાંચી શકું છું.
2) હું ચિઠ્ઠી વાંચી શક્યો.
3) હું ચિઠ્ઠી વાંચી શકીશ.

**V उदाहरण के अनुसार कोष्ठक में दिए गए शब्दों के उपयुक्त रूपों का प्रयोग कर वाक्य पूरे कीजिए।**

उदाहरण :- હું તમને ચિઠ્ઠી _____ . (આપવું, શકવું)
હું તમને ચિઠ્ઠી આપી શકીશ.

1) અંગ્રેજી, ગુજરાતી અને હિન્દી ત્રણે ભાષામાં પત્રવ્યવહાર _______ . (કરવું, શકવું)
2) તમે આ ચિઠ્ઠી લઈ ______ છે. (જવું, શકવું)
3) હું અંદર _____ . (આવવું, શકવું)
4) તમે શું કામ _____ ? (કરવું, શકવું)

**VI नीचे दिए गए नकारात्मक वाक्यों को सकारात्मक बनाइए।**

उदाहरण :- હું આવી શકું નહીં.
હું આવી શકું છું.

1) તે વિશે હું નથી જાણતો.
2) કદાચ એમને ત્યાં અનુકૂળતા નહીં આવી હોય.
3) આ કામ હું કરું કે ના કરું તે વિચારવું નહીં.
4) ભલામણ વિના નોકરી મળે નહીં.
5) એવું ક્યારે પણ બનશે નહીં.

**VII बायीं ओर दिए गए वाक्यांशों के साथ दाहिनी ओर दिए गए वाक्यांशों का मिलान कीजिए।**

| | |
|---|---|
| 1) તમારો આ ઉપકાર હું | - વગર શી રીતે જીવી શકીએ. |
| 2) ત્રણેય ભાષાઓમાં પત્રવ્યવહાર | - આપી શકીશ. |
| 3) આ શહેરમાં નોકરી | - કરી શકું છું. |
| 4) આપ એક ચિઠ્ઠી | - ક્યારેય નહીં ભૂલી શકું. |
| 5) હું તમને જરૂર નોકરી | - આપી શકશો? |

**VIII वाक्य में रेखांकित शब्द के स्थान पर नीचे दिए गए शब्दों का प्रयोग कर नए वाक्य बनाइए।**

ભગવાન તમારું ભલું કરે.

સારું
કલ્યાણ
રક્ષણ

**IX उदाहरण के अनुसार वाक्यों का परिवर्तन कीजिए।**

उदाहरण :- ભગવાન તમારું ભલું કરે છે.
ભગવાન તમારું ભલું કરે.

1) ઈશ્વર તમને સુખી રાખે છે.
2) પ્રભુ તમારું સારું કરે છે.
3) ભગવાન તમારા પરિવારને સુખી રાખે છે.
4) પરમાત્મા તમારું કલ્યાણ કરે છે.

**पढ़िए और समझिए**

## ફરજિયાત શિક્ષણ યોજના

પહેલાંના સમયમાં માત્ર ઉચ્ચ જાતિનાં બાળકો ભણી શકતાં હતાં. હવે ફરજિયાત શિક્ષણની યોજના થયા પછી દરેક જાતિનાં બાળકો શિક્ષણ લઈ શકે છે. શિક્ષણ મફત મળી શકે છે. જેથી મા-બાપ પોતાનાં બાળકોને શાળામાં મોકલી શકે છે. નોકરીઓમાં પણ બધી જાતિઓના ઉમેદવારો માટે અનામત રાખેલ છે. જેથી પછાત જાતિના ઉમેદવારોને પણ નોકરી મળી શકે છે. જો સરકારે આવી યોજનાઓ ન કરી હોત તો તેવા ઉમેદવારોને નોકરી મળી શકત નહીં. સમાજ કલ્યાણ કચેરી તેમજ રોજગાર વિનિમય કચેરી દ્વારા પણ નોકરીઓ માટે ખાલી પડતી જગ્યાઓ વિશે માહિતી મળી શકે છે. આ ઉપરાંત છાપાઓમાંની જાહેરખબરોથી પણ માહિતગાર થઈ શકાય છે.

## शब्दार्थ

| **गुजराती शब्द** | **हिंदी अर्थ** |
|---|---|
| ઉચ્ચ | ऊँची |
| જાતિ | जाति |
| ફરજિયાત શિક્ષણ યોજના | अनिवार्य शिक्षा योजना |
| દરેક | प्रत्येक |
| મફત | मुफ्त, निःशुल्क |
| ઉમેદવાર | उम्मीदवार |
| અનામત | आरक्षण |
| રાખેલ છે | रखा है |
| પછાત જાતિ | पिछड़ी हुई जातियाँ |
| સમાજ કલ્યાણ કચેરી | समाज-कल्याण कार्यालय |
| રોજગાર વિનિમય કચેરી | रोजगार विनिमय कार्यालय |
| જગ્યા | जगह |
| ઉપરાંત | अतिरिक्त |
| માહિતગાર | वाकिफ, जानकार |

## अभ्यास

**I अनुच्छेद के आधार पर निम्न प्रश्नों के उत्तर दीजिए।**

1) દરેક જાતિનાં બાળકો માટે શિક્ષણની કઈ યોજના છે?
2) ફરજિયાત શિક્ષણની શી યોજના છે?
3) દરેક જાતિના ઉમેદવારને નોકરી મળી શકે તે માટે સરકારે શી વ્યવસ્થા કરી છે.
4) નોકરીની જગ્યાઓ માટેની માહિતી આપણને ક્યાંથી મળી શકે?
5) છાપાંઓ આપણને કંઈ રીતે ઉપયોગી થઈ પડે?

**II अनुच्छेद के आधार पर सही कथन चुनिए।**

1. 1) હવે માત્ર ઉચ્ચ જાતિનાં બાળકો ભણી શકે છે.
   2) હવે દરેક જાતિનાં બાળકો શિક્ષણ લઈ શકે છે.

2. 1) દરેક જાતિના ઉમેદવારોને નોકરીમાં અનામત છે.
   2) માત્ર પછાત જાતિના ઉમેદવાર માટે નોકરીમાં અનામત છે.

**III हिंदी में अनुवाद कीजिए।**

આજે ગૌરવ ખૂબ જ ખુશ છે. તેણે સી.એ.ની અંતીમ પરીક્ષા પાસ કરી લીધી છે. હવે તેને સારી નોકરી મળી શકે છે અને પગાર પણ સારો મળી શકે છે. ગૌરવ નાનપણથી જ ભણવામાં હોશિયાર છે. ડૉક્ટર બનવાની ક્ષમતા પણ તેનામાં છે. પણ તેને કૉમર્સમાં વધારે રસ છે. તેથી જ તે સી.એ.ની ડીગ્રી પ્રાપ્ત કરી શક્યો. 'મન હોય તો માળવે જવાય' એવી કહેવત ગુજરાતીમાં છે, તેનો અર્થ આ પ્રમાણે થાય છે કે મનમાં તીવ્ર ઈચ્છા હોવી જોઈએ, પછી દુનિયાની મોટામાં મોટી સિદ્ધિ પણ મેળવી શકાય છે. જે વ્યક્તિને કંઈક પ્રાપ્ત કરવું હોય તેને મનથી કામ કરવું જોઈએ. આપણે પણ આપણું કામ લગનથી કરવું જોઈએ. ત્યારે આપણે ધ્યેય પ્રાપ્ત કરી શકીએ છીએ.

**शब्दार्थ**

| **गुजराती शब्द** | **हिंदी अर्थ** |
| --- | --- |
| ભણવામાં | पढाई में |
| ક્ષમતા | सामर्थ्य |
| મનથી | दिल से, मन से |
| 'મન હોય તો માળવે જવાય' (ગુજરાતી કહેવત) | एक गुजराती कहावत, अर्थात, इच्छा हो तो कुछ भी असंभव नहीं है। हिंदी कहावत 'जहाँ चाह वहाँ राह' की तरह। |

**IV गुजराती में अनुवाद कीजिए।**

समाज के विकास के लिए शिक्षा का बहुत महत्व है। ज्यों-ज्यों शिक्षा का विकास होगा त्यों-त्यों समाज का भी विकास होगा। इसी लिए हमारे शासन ने शिक्षा के लिए विशेष ध्यान दिया है। सरकार ने गाँव-गाँव में पाठशालाएँ खोली हैं। अब गाँव के सभी बच्चे सहजता से शिक्षा प्राप्त कर सकते हैं।

पहले समय में बालिका शिक्षा पर ध्यान नहीं देते थे। अब ऐसा नहीं है। इस के लिए ज्योति बा फुले ने कहा था "मैं पूरे विश्वास से कह सकता हूँ - 'लड़की पढ़ेगी तो तभी सारा समाज आगे बढ़ेगा।" उन्होंने हमें स्त्री शिक्षा का संदेश दिया। उन के इस संदेश से हमें एक नई दिशा मिलगई। कई और समाज सेवियों ने भी स्त्री शिक्षा के लिए प्रयत्न किए।

आज लड़कियाँ भी लड़कों की तरह पाठशालाओं में पढ़ सकती हैं।

बालिका शिक्षा के समान ही हमें दलित वर्गों के बच्चों के लिए भी प्रयत्न करना पड़ेगा। इस वर्ग में भी बहुत जागृति आई है। शासन भी इसके लिए बहुत प्रयत्न करते हैं। हमें गाँव के सभी लोगों के लिए और भी अधिक प्रयत्न करने पड़ेंगे। अब दलित वर्गों के बच्चे भी समान रूप से सभी विद्यालयों में पढ़ सकते हैं। उनकी इच्छा के अनुसार दलित वर्ग का विकास भी सबके समान हो रहा है। सारा समाज समान रूप से शिक्षित होना चाहिए। राष्ट्र के विकास के लिए सब एक साथ मिलकर योगदान करें। गाँधीजी यही चाहते थे सबका विकास हो। सबका कल्याण हो।

गाँधीजी ने दलित वर्गों के विकास के लिए बहुत प्रयत्न किए। उनकी इच्छ थी कि, दलित वर्ग का विकास भी सब के समान होना चाहिए। राष्ट्र के विकास के लिए यह अनिवार्य है।

**V नौकरी प्राप्त करने के लिए कौन-कौन सी योग्यताएँ चाहिए ? इस विषय पर गुजराती में एक अनुच्छेद लिखिए।**

## टिप्पणियाँ

I इस पाठ में निम्न प्रकार के वाक्यों का परिचय दिया गया है।

1.

| | | |
|---|---|---|
| 1) | આટલી મોંઘવારીમાં કેમ જીવી શકીએ? | इतनी महँगाई में कैसे जी सकते हैं। |
| 2) | હું ત્રણે ભાષાઓમાં પત્રવ્યવહાર કરી શકું છું. | तीन भाषाओं में स्वतंत्र रूप से पत्राचार कर सकता हूँ। |
| 3) | આપ મારી સાથે આવી શકશો? | आप मेरे साथ आ सकते हो? |
| 4) | અંગ્રેજીમાં પત્રવ્યવહાર કરી શકો છો? | अंग्रेजी में पत्रव्यवहार कर सकते हो? |

2.

| | | |
|---|---|---|
| 1) | ભગવાન તમારું ભલું કરે. | भगवान आपका भला करे। |
| 2) | ઈશ્વર તમારું કલ્યાણ કરે. | ईश्वर आपका कल्याण करे। |
| 3) | પ્રભુ તમારું સારું કરે. | प्रभु आपका अच्छा करे। |

4) તમે અને તમારો પરિવાર સદા સુખી રહે. — आप और आपका परिवार सदा सुखी रहे।

3\. 1) ઉતાવળ ના કરો, હું હમણાં આવ્યો. जल्दी मन करो, मैं अभी आया।
2) હવે પેંડા લાવો, લાવ્યો સાહેબ. अब पेड़ा लाओ। लाया साहब।

(1) विभाग के वाक्यों में सहायक क्रिया 'શક' (सक) के विविध रूप दिखाए गए हैं। हिंदी की ही तरह गुजराती में भी मूल क्रिया में 'શક-શકવું' (सक) सहायक क्रिया काल, पुरुष, लिंग, वचन के अनुसार प्रत्यय जोड़कर एसे वाक्य बनते हैं। ऐसी क्रियाएँ कार्य की शक्यता (सामन्य) का बोध कराती हैं।

(2) विभाग के वाक्य हिंदी की ही तरह इच्छा तथा आशीर्वाद दर्शाते हैं। बोलनेवाला जब दूसरों का भला चाहता है तब ऐसे वाक्यों का प्रयोग होता है।

(3) उपर्युक्त वाक्यों में रेखांकित क्रियाएँ 'આવ્યા', 'લાવ્યો' भूतकालिक हैं। लेकिन इस का प्रयोग तात्कालिक भविष्यतकाल की क्रिया बताने के लिए किया है। कार्य करने में जरा भी विलंब नहीं होता, यही अर्थ सूचित करने के लिए ऐसा भूतकालिक प्रयोग होता है।

# પાઠ 12
# पाठ

## નવરાત્રિ

**હિમાંશુ** : સૌરભ, પરમ દિવસે મેં તને થલતેજ સર્કલ પાસે જોયો હતો. તું ક્યાં જઈ રહ્યો હતો ?

**સૌરભ** : હું પાર્ટી પ્લોટમાં ગરબા રમવા ગયેલો. આ વખતે નવરાત્રિમાં ગરબાઓનું ખૂબ આયોજન થઈ રહ્યું છે. આખું ગામ આનંદિત લાગે છે. તું ગરબા રમવા ક્યાં જાય છે ?

**હિમાંશુ** : હું સહ્યાદ્રી સોસાયટીમાં ગરબા રમવા જઉં છું. ત્યાં ગરબા રમવા માટે ઘણી ખુલ્લી જગ્યા છે. ત્યાં મારી મોટી બહેન રહે છે. ત્યાંના ગરબા ખૂબ સારા અને પરંપરાગત હોય છે. હું એક વખત વડોદરામાં ગરબા જોવા ગયેલો. ત્યાંના ગરબા ખૂબજ સારા હતા. ત્યાં બધાં જ ખેલૈયા પરંપરાગત તાલ પર ગરબે રમી રહ્યા હતા. પાર્ટી પ્લોટમાં ગરબા કેવા થાય છે?

**સૌરભ** : પાર્ટી પ્લોટના ગરબા વિશે શું કહેવું ? ત્યાંના ગરબા તો ખૂબ પ્રસિધ્ધ છે. પ્રસિધ્ધ ગરબા ગાયકો ગરબા ગાય છે અને ઉત્સાહી ખેલૈયા ગરબા અને સંગીતની ધૂન પર મસ્ત થઈ મોડી રાત સુધી ગરબા રમે છે.

## नवरात्री

**हिमांशु** : सौरभ, परसों मैंने तुम्हें थलतेज सर्कल के पास देखा था। तुम कहाँ जा रहे थ?

**सौरभ** : मैं पार्टी प्लाट में गरबा खेलने गया था। इस बार नवरात्री में गरबों के बहुत आयोजन हो रहे हैं। पूरा गाँव आनंदित लगता है। तुम गरबे खेलने कहाँ जाते हो?

**हिमांशु** : मैं सह्याद्री सोसायटी में गरबा खेलने जाता हूँ। वहाँ गरबा खेलने के लिए खूब खुली जगह है। वहाँ मेरी बड़ी बहन रहती है। यहाँ के गरबे बहुत ही अच्छे और पारंपरिक होते हैं। मैं एक बार बड़ौदा में गरबे देखने गया था। वहाँ के गरबे बहुत अच्छे थे। वहाँ खेलैये पारंपरिक ताल पर गरबे खेल रहे थे। पार्टी प्लाट में गरबे कैसे होते हैं?

**सौरभ** : पार्टी प्लाट के गरबों के बारे में क्या कहना? वहाँ के गरबे तो बहुत प्रसिद्ध हैं। वहाँ पर प्रसिद्ध गरबा गायक गरबे गाते हैं और उत्साही खेलैये गरबा और संगीत की धुन पर मस्त होकर देर रात तक गरबे खेलते हैं।

**હિમાંશુ** : ત્યારે તો ત્યાં ગરબા રમવાની ખૂબ જ મજા આવતી હશે ? ત્યાંના ખેલૈયાઓના પહેરવેશ પણ વિવિધ પ્રકારનાં હશે.

**સૌરભ** : હા, પાર્ટી પ્લોટમાં ગરબાના પહેરવેશ ખૂબ જ આકર્ષક હોય છે. છોકરાઓ વિવિધ પ્રકારનાં રંગબેરંગી કેડિયાં અને બોરી પહેરે છે. કેટલાંક છોકરાઓ રબારી કે ભરવાડી પ્રકારનાં પોશાક પણ પહેરે છે. છોકરીઓ વિવિધ પ્રકારની ચણિયાચોળી, જિમી, ગામઠી વગેરે પહેરે છે. બધાં સરસ તૈયાર થઈને પોત પોતાનાં ગ્રુપમાં ગરબા રમે છે.

**હિમાંશુ** : અમારે ત્યાં પણ બધાં લોકો ભેગા મળીને પૂરા ઉત્સાહથી ગરબા રમે છે. ગરબામાં દરેક ઉંમરના લોકો સામેલ થાય છે. અમારે ત્યાં ગરબાની શરૂઆત પરંપરા મુજબ અંબાજી માતાની આરતીથી જ થાય છે. ગરબાનો પ્રારંભ એકતાલથી થાય છે. પછી ગરબા બેતાલી અને ત્રણ તાલી સુધી પહુંચે છે. ખેલૈયાઓ ગરબા પછી રાસ રમે છે અને છેલ્લે હીંચ.

**સૌરભ** : સારું કહે તું આજે ક્યો પોશાક પહેરીશ ?

**હિમાંશુ** : મારી પાસે બે જુદાં-જુદાં રંગના ભરવાડી પોશાક છે. હું આજે લીલા રંગનો પોશાક પહેરીશ. તું મારો પીળા રંગનો પોશાક પહેરી શકે છે.

**हिमांशु** : तब तो वहाँ गरबे खेलने में बहुत मज़ा आता होगा? वहाँ के खेलैयों की पोशाकें भी विविध प्रकार की होंगी।

**सैरभ** : हाँ, पार्टीप्लाट में गरबों की पोषाकें बहुत ही आकर्षक होती हैं। लड़के विभिन्न प्रकार के रंग बिरंगे केडिए, और बोरी पहनते हैं। कुछ लड़के रबारी या भरवाड़ी भाँत की पोशाक के भी पहनते हैं। लड़कियाँ विविध प्रकार की चण्या चोली, झीमी, गामठी वगैरह पहनती हैं। सभी अच्छी तरह तैयार होकर अपने-अपने ग्रूप में गरबे खेलते हैं।

**हिमांशु** : हमारे यहाँ भी सभी लोग एक जुट होकर पूरे उत्साह से गरबे खेलते हैं। गरबों में हर उम्र के लोग शामिल होते हैं। हमारे वहाँ गरबों की शुरुआत पारंपरिक रूप से अंबामाताकी आरती से ही होती है। गरबे का प्रारंभ एकताल से होता है। फिर गरबे दो ताल, त्रिताल तक पहुँचते हैं। खेलैये गरबे के बाद रास खेलते हैं और आखिर में हींच।

**सौरभ** : अच्छा, बताओ आज तुम कौन सी पोशाक पहनोगे?

**हिमांशु** : मेरे पास दो अलग-अलग रंगों की भरवाड़ी पोशाक हैं। मैं आज हरे रंग की पोशाक पहनूँगा। तुम मेरी पीले रंग की पोशाक पहन सकते हो।

**સૌરભ :** ના યાર. હવે તો ઘણી બધી જગ્યાએ ગરબાનો પોશાક ભાડેથી મળે છે. તેથી હું બહારથી એક સુંદર કેડિયું અને ધોતી લાવ્યો છું. આજે તો હું એ જ પહેરીશ. તારો પોશાક હું કાલે લઈ જઈશ. મારી પાસે ડાંડિયાની બે સુંદર જોડી પડી છે. એમાંથી એક જોડી તું લઈ શકે છે.

**सौरभ :** नहीं यार। अब तो कई जगह गरबे की पोशाकों मिलती हैं। इस लिए मैं बाहर से एक सुंदर केडिया और धोती लाया हूँ। आज तो मैं वही पहनूँगा। तुम्हारी पोशाक मैं कल ले जाऊँगा। मेरे पास डाँडिये की दो सुंदर जोड़ी हैं। उस में से एक जोड़ी तुम ले सकते हो।

**હિમાંશુ :** હા. મને તો ભાડાના મોંઘા પોશાક પોસાતા નથી. તેં ડાંડિયાનું સારું કીધું ગઈકાલે મારા ડાંડિયા તૂટી ગયા. હવે મારી પાસે ડાંડિયાની બીજી જોડ નથી. એટલે હું તારી પાસે ડાંડિયા માગવાનો હતો.

**हिमांशु :** हाँ मुझे तो किराए की महंगी पोशाक नहीं पोसाती है। तुमने डाँडिए की भली कही। कल मेरे डाँडिये टूट गए। अब मेरे पास डाँडिए की दूसरी जोड़ नहीं है। इसलिए मैं डाँडिया मांगने वाला था।

**સૌરભ :** જરૂર લઈ લેજે. આજે તું મારી સાથે પાર્ટી પ્લોટમાં ગરબા રમવા આવ.

**सौरभ :** जरूर ले लेना। आज तुम मेरे साथ पार्टी प्लाट में गरबा खेलने चलो।

**હિમાંશુ :** ના. મારે તો મારી નાની બહેનને પણ સાથે લઈ જવી પડે છે. એટલે હું તારી સાથે નહીં આવી શકું. ફરી કોઈ દિવસ સાથે જઈશું.

**हिमांशु :** नहीं मुझे तो अपनी छोटी बहन को भी साथ ले जाना पड़ता है। इसलिए मैं तुम्हारे साथ नहीं आ सकता। फिर किसी दिन साथ जाएँगे।

**સૌરભ :** હા, ઠીક છે. હું તો રાત્રે આઠ વાગે સુઈ જઈશ અને અગિયાર વાગે ઉઠીશ પછી તૈયાર થઇને ગરબા રમવા જઈશ.

**सौरभ :** हाँ ठीक है। मैं तो रात आठ बजे सो जाऊँगा और ग्यारह बजे उठूँगा फिर तैयार होकर गरबा खेलने जाऊँगा।

**હિમાંશુ :** હા, ગરબા તો રાત્રે અગિયાર વાગ્યે શરૂ થાય છે અને સવાર સુધી ચાલે છે.

**हिमांशु :** हाँ, गरबे तो ग्यारह बजे रात से शुरु होते हैं और प्रभात तक चलते हैं।

**સૌરભ :** ઠીક છે. તો હવે હું જાઉં છું. ગરબાની તૈયારી પણ કરવાની છે. આજે ભલે તું મારી સાથે ન આવ્યો પણ નોમના દિવસે રૂપાલની પલ્લી જોવા જરૂર સાથે જઈશું.

**सौरभ :** ठीक है, तो अब मैं जाता हूँ। गरबा की तैयारी भी करनी है। आज तुम मेरे साथ भले ही न आओ लेकिन नवमी के दिन 'रूपाल' की पल्ली देखने जरूर साथ चलेंगे।

**હિમાંશુ** : સારું, હું નોમનો દિવસે સાંજે તારા ઘરે પહોંચીશ. ત્યાંથી જ તૈયાર થઇને રૂપાલ જઇશું. હવે હું જઉં છું. મારે મોડું થાય છે.

**हिमांशु :** अच्छा, मैं नवमी के दिन शामको तुम्हारे घर पहुँचूँगा। वहीं से तैयार होकर रूपाल चलेंगे। अब मैं चलता हूँ। मुझे देर हो रही है।

**સૌરભ** : સારું. નોમના દિવસે મળીશું.

**सौरभ :** ठीक है। नवमी के दिन मिलेंगे।

**शब्दार्थ**

| **गुजराती शब्द** | **हिंदी अर्थ** |
|---|---|
| પરમ દિવસે | परसों |
| થલતેજ સર્કલ | अहमदाबाद का एक क्षेत्र |
| ગરબા | गुजरात का नवरात्रों में खेला (नाचा) जानेवाला एक लोक नृत्य |
| રમવા | खेलने (नाचने) |
| પાર્ટી પ્લોટ | बड़े कार्यक्रम करने के लिए खुली जगह |
| પરંપરાગત | परंपरागत |
| ઉત્સાહી | उत्साही |
| ખેલૈયા | गरबा खेलने वाले |
| ધૂન | लय, धुन |
| મોડી રાત | देर रात |
| પહેરવેશ | पोशाक, पहनावा |
| આકર્ષક | आकर्षक |
| છોકરાઓ | लड़के |
| કેટલાંય | कोई कोई |
| રબારી ડ્રેસ | रबारी जाति के पुरुषों का पहनावा, जो गरबे के समय अन्य लोग भी पहनते हैं। |
| ભરવાડી ડ્રેસ | भरवाडी जाति के पुरुषों का पहनावा जो गरबे के समय अन्य लोग भी पहनते हैं। |
| છોકરીઓ | लड़कियाँ |
| ચણિયા-ચોળી | गुजरात में गरबे के समय लड़कियों द्वारा पहनी जानेवाली परंपरागत पोशाक |
| જિમી | भरवाडी और रबारी स्त्रीयों द्ारा पहना जानेवाला एक पारंपरिक वस्त्र जिसे गरबे के समय अन्य समाज की लड़कियाँ भी पहनती हैं |

| | |
|---|---|
| ગામઠી | गुजरात में गरबे के समय लड़कियों द्वारा पहनी जाने वाली एक विशिष्ट पोशाक |
| પહેરવું | पहनना |
| ભેગા | इक्कट्ठे |
| મળીને | मिलकर |
| દરેક | हर, प्रत्येक |
| શરૂઆત | शुरुआत |
| પોશાક | पोशाक |
| આરતી | आरती |
| એકતાલ | संगीत की प्रथम ताल |
| ત્રણતાલ | संगीत की त्रिताल |
| પછી | बाद, पश्चात |
| રાસ | एक प्रकार का पारंपरिक नृत्य |
| હીંચ | गुजरात का एक विशिष्ट पारंपरिक नृत्य जो नवरात्रों में किया जाता है |
| મારી | मेरी |
| જુદાં-જુદાં | अलग-अलग, भिन्न-भिन्न |
| લીલો | हरा |
| પીળો | पीला |
| શકે | सकना |
| બહાર | बाहर |
| કેડિયું | अंगरखा, मिरजइ |
| ધોતી | धोती |
| ડાંડિયા | डांडिया, (एक छोटी पतली डंडी जिसका उपयोग गरबा खेलने के समय होता है) |
| જોડી | जोडी |
| ટૂટી ગયા | टूट गया |
| માગવું | ले जाना |
| ઈચ્છા | इच्छा |
| નાની | छोटी |
| ઉઠીશ | उठूँगा/गी |
| નોમ (નૉમ) | नवमी |
| રૂપાલ | गुजरात का एक गाँव, जहाँ नवरात्री की नवमी पर वरदायनी माँ का रथ निकलता है, जिसे पल्ली कहते हैं |
| પલ્લી | नवरात्रों की नवमी पर निकलनेवाला वरदायनी माता का एक विशिष्ठ रथ |
| મળવું | मिलना |

## अभ्यास

**I नीचे दिए गए वाक्यों का अभ्यास कीजिए।**

1. 1) તું ગરબા રમવા ક્યાં જાય છે?
   2) પાર્ટી પ્લોટમાં ગરબા કેવા થાય છે?
   3) ગરબા ક્યાં સારા થાય છે?
2. 1) આખું ગામ આનંદિત લાગે છે.
   2) પોશાકમાં વિવિધતા જોવા મળે છે.
   3) ગરબા માટે પોશાક ભાડેથી મળે છે.
   4) મારે ભાડેથી પોશાક લાવવો છે.
   5) મારી પાસે દાંડિયાની બે જોડી પડી છે.

3. 1) મેં ઊંઘી લીધું હશે.
   2) મારી બહેને કામ કરી લીધું હશે.
   3) ભાડેથી પોશાક મોંઘો મળતો હશે.

4. 1) હું પાર્ટીપ્લોટમાં ગરબા રમવા ગયેલો.
   2) હું કૉલેજમાં ગયેલો.
   3) હું વડોદરામાં ગરબા જોવા ગયેલો.

5. 1) મને તો મોંઘા પોશાક પોસાય નહીં.
   2) દરેકને પોતાનો પોશાક હોતો નથી.
   3) મારી પાસે રબારી ડ્રેસ નથી.
   4) મારી પાસે ડાંડિયાની બીજી જોડ નથી.

6. 1) ત્યાં બધા ખેલૈયા પારંપરાગત તાલ પર ગરબા રમતા હતા.
   2) બે વર્ષ પહેલાં ડ્રેસ સસ્તો મળતો હતો.

7. 1) આપણે ગરબા રમવા જઈશું.
   2) આપણે સાડા અગિયાર વાગે જઈશું.
   3) આપણે રૂપાલની પલ્લી જોવા જઈશું.

**II नीचे दिए गए प्रत्येक वाक्य के दो-दो वाक्य बनाइए।**

1. उदाहरण: પોશાક ભાડે મળે છે.
   પોશાક ભાડે મળી રહ્યો છે.
   પોશાક ભાડે મળ્યો છે.

1) તું ગરબે રમે છે.
2) પોશાક સસ્તો મળે છે.
3) તું કૉલેજમાં જાય છે.

2. ઉदाहरण: પાર્ટીપ્લોટનો પાસ મળ્યો હતો.
પાર્ટીપ્લોટનો પાસ મળી રહ્યો હતો.
પાર્ટીપ્લોટનો પાસ મળતો હતો.
1) આખા ગામમાં ઉત્સવ થયો હતો.
2) પોશાક ભાડેથી મળતો હતો.
3) તું ગરબા રમવા ગયો હતો.

3. उदाहरण: મારી બહેન કામ કરશે.
મારી બહેન કામ કરી રહી હશે.
મારી બહેને કામ કરી લીધું હશે.
1) પાર્ટીપ્લોટનો પાસ મળશે. (મળી રહ્યો હશે/મળ્યો હશે)
2) પોશાક ભાડેથી મળશે. (મળી રહ્યો હશે/મળ્યો હશે)
3) તું ગરબા રમવા જઈશ. (જઈ રહ્યો હશે/ગયો હોઈશ)

**III उदाहरण के अनुसार नीचे दिए गए वाक्यों के निषेधवाचक रूप बनाइए।**

उदाहरण: મને મોંઘો પોશાક પોસાય છે.
મને મોંઘો પોશાક પોસાય નહીં.
1) દરેકને પોતાનો પોશાક હોય છે.
2) મારી પાસે રબારી પોશાક છે.
3) ગરબામાં ગાવાનું હોય છે.
4) મારા દાંડિયા હીરલને ત્યાં છે.
5) તે કૉલેજમાં ગયો છે.

**IV कोष्ठक में से उपयुक्त सर्वनाम चुन कर वाक्य पूरे कीजिए।**

1) આજે _____ ગરબા રમીશ. (હું, તું, અમે)
2) કાલે _____ ગાંધીનગર જઈશું. (અમે, તમે, તેઓ)
3) હવે _____ પાસે રબારી ડ્રેસ નથી. (મારી, મારો, મારું)
4) ગયા શનિવારે _____ કૉલેજમાં ગયેલો? (તું, તમે, તેઓ)
5) તે વખતે _____ પગાર ટૂંકો મળતો હતો. (અમે, તમે, મને)

**V कोष्ठक में दिए गए हिंदी क्रिया-रूपों के समानार्थक गुजराती क्रियारूपों का प्रयोग कर वाक्य पूरे कीजिए।**

1) તે ગરબા _____ ગયેલો. (खेलने)

2) અમે આજે પાર્ટીપ્લોટમાં ગરબા _____ જઈશું. (खेलने)
3) હું આજે હોટલમાં _____ જઈશ.(साजे)
4) પોશાકમાં વિવિધતા _____ મળે છે. (देखने)
5) સોનલ બગીચામાં ______ આવી. (घूमकर)
6) તે ગરબા ______ આવે છે. (खेल कर)

**VI उदाहरण के अनुसार नीचे दिए गए सर्वनामों के विविध रूपों का प्रयोग कर नए वाक्य बनाइए।**

उदाहरण: હું વાંચું છું.
અમે વાંચીએ છીએ.
મારે વાંચવું છે.
અમારે વાંચવું છે.

'તું', 'તે'

**VII बायीं ओर दिए गए वाक्यांशों के साथ दाहिनी ओर दिए गए वाक्यांशों का सही मिलान कीजिए।**

| | |
|---|---|
| 1) અત્યારે ગરબા માટે પોશાક ભાડેથી... | 1) પડે છે. |
| 2) તને પીળા રંગનું કેડિયું સારું.... | 2) વાગ્યું હતું. |
| 3) દરેકને પોતાનો પોશાક..... | 3) લાગશે. |
| 4) તેને સાધારણ........ | 4) હોતો નથી. |
| 5) ઝાડથી પાન..... | 5) મળે છે. |

**VIII नीचे दिए गए हिंदी शब्दों के गुजराती समानार्थी शब्द दीजिए।**

अतिथि, विश्राम, अनार, यात्रा, छड़ी, पूरी, अपराध, दुर्घटना, छुट्टी, स्वीकार, यकायक, घूमना, समान, छोटी, अलग-अलग, पश्चात, प्रत्येक, मिलकर, देररात, टकराई, इकट्ठे, योजना, अस्पताल, रिश्तेदार, दिखाना, उसके बाद, चीजें, बड़ा, राजधानी, उद्यमी, कूड़ा-कचरा, कहानी, शादी, सीख, महँगाई, कम, डाँटना, दावत, छिड़कना, होड़, बारिश, गडढा, जल्दी, सिफारिश, बाड़, सहकर्मी, बाधा, सुविधा

**IX पढ़िए और समझिए।**

## દિવાળી

પ્રકાશ ઘરના પગથિયા પર બેસીને વિચારી રહ્યો હતો. આજે દિવાળીનો પહેલો દિવસ વાઘબારસ છે. ગયે વર્ષે તો અમે ગામમાં હતા. મા ઘરને વાળીઝૂડીને સાફ કરી રહી હતી. બહેન વાસણો ઉટકીને ચકચકતાં કરતી હતી. કાલે ધનતેરશે બાપુજી ધનની પૂજા કરશે. કાળી ચૌદશે બા પૂરી વડાં બનાવીને

ચોકમાં મૂકી આવશે. એ રીતે ઘરમાંથી કકડાટ કાઢશે. દિવાળીને દિવસે નવાં કપડાં પહેરશું. બધાં બાળકો સારું-સારું ખાશે અને ફટાકડા ફોડશે. બાપુજી સાંજે ચોપડા પૂજન કરશે. નવા વર્ષે અમે બધાંને સાલમુબારક કહેવા જઈશું. ભાઈબીજને દિવસે બહેનને ત્યાં જમવા જવાનું હશે. આપણે આપણા બધાજ તહેવાર સદ્ભાવથી ઉજવવા જોઈએ. આવી ભાવનાથી આપણે પરસ્પર એકબીજાનો પ્રેમ જાળવી રાખી શકીએ છીએ.

## शब्दार्थ

| **गुजराती शब्द** | **हिंदी अर्थ** |
|---|---|
| પગથિયાં | घर के मुख्य द्वार की सीढ़ियाँ |
| પહેલો | पहला |
| વાઘબારસ | दीवाली का पहला दिन |
| વાળીઝૂડીને | अच्छी तरह सफाई करके |
| વાસણો | बर्तन |
| ઉટકીને | माँजकर |
| ચકચકતાં | चमकीले |
| કાળી ચૌદસ | नर्क चतुर्दशी |
| વડાં | बड़े |
| મૂકી આવતી | रख कर आती |
| ચોક | आँगन/चौराहा |
| કકળાટ | कर्कशता/कलेश/कलह |
| નવાં | नए |
| ભાઈબીજ | भाईदूज |

## अभ्यास

I **नीचे दिए गए अनुच्छेद के आधार पर प्रश्नों के उत्तर दीजिए।**

1) પ્રકાશની બા શું કરતી હતી?
2) વાસણ કોણ ઉટકતું હતું?
3) ધનતેરશે બાપુજી શું કરશે?
4) કાળી ચૌદશે બા શી રીતે કકડાટ કાઢશે?
5) દિવાળીને દિવસે બાળકો શું કરશે?
6) બાપુજી ચોપડાપૂજન ક્યારે કરશે?
7) ભાઈબીજને દિવસે બધાં ક્યાં જમવા જશે?

**II नीचे दिए गए हिंदी शब्दों के लिए अनुच्छेद में प्रयुक्त गुजराती शब्द दीजिए।**

दिपावली का पहला दिन, अच्छी तरह सफाई करके, माँजकर, चमकीले, नर्क चतुर्दशी, भाईदूज

**III नीचे दिए गए अनुच्छेद का हिंदी में अनुवाद कीजिए।**

એક નાનું ગામ છે. તેમાં એક દલો તલવાડી રહે છે. તેને રીંગણાનું ભરતું ખૂબ જ ભાવે છે. તેની બા રીંગણાનું ભરતું ખૂબ સ્વાદિષ્ટ બનાવતી હતી. દલાને તેમાં ઘી તો જોઈએ જ. એક દિવસ તેણે પોતાની પત્ની લીલાને કહ્યું મારે રીંગણાનું ભરતું ખાવું છે. હું બજારમાંથી રીંગણાં લાવીશ અને તું ભરતું બનાવજે. દલો તલવાડી રીંગણા લેવા બજારમાં ગયો. તેને બજારમાંથી રીંગણાં મળ્યાં નહીં. તે ઘરે 'ધોયેલા મૂળા જેવો' પાછો આવી રહ્યો હતો ત્યારે તેણે રીંગણાની એક વાડી જોઈ. તેણે વાડીને પૂછ્યું વાડી રે વાડી,રીંગણાં લઉં બે ચાર પછી જાતે જ બોલ્યો : લેને દસ-બાર. દલાએ દસ-બાર રીંગણાં લીધાં અને ઘરે આવ્યો. પછી તો દલાને રોજ રીંગણાં ચોરવાની આદત પડી ગઈ. એક દિવસ વાડીના માલિકને ખબર પડી. તેણે દલાને પકડી લીધો. માલિકે દલાને કૂવામાં લટકાવીને કૂવાને પૂછ્યું કૂવા રે કૂવા ડૂવકી લગાવું બે-ચાર. પછી જાતે જ બોલ્યો : લગાવોને દસ-બાર. અને આવી રીતે વાડીના માલિકે દલાને ચોરીને સજા કરી.

**शब्दार्थ**

| **गुजराती शब्द** | **हिंदी अर्थ** |
|---|---|
| રીંગણાનું ભરતું | बैंगन का भुरता |
| પોતાની | अपनी |
| કહ્યું | कहा |
| વાડી | खेत |
| પૂછ્યું | पूछा |
| બોલ્યો | बोला |
| ચોરવાની | चुराने को |
| ખબર | खबर, पता |
| ડૂબકી | डुबकी |
| ધોયેલા મૂળા જેવો (કહેવત) | धूली हुइ मूली के जेसा अर्थात खाली हाथ वापस आया । |

**IV गुजराती में अनुवाद कीजिए।**

भारत में अनेक जातियों और धर्मों के लोग निवास करते हैं। यहाँ समय-समय पर अनेक जातियाँ आईं। कुछ समय बाद यहीं बस गईं और सबने भारत को अपना देश मान लिया।

सब की भिन्न-भिन्न भाषाएँ हैं। भिन्न-भिन्न रीतिरिवाज हैं। वेश भूषा है। फिर भी सब एक हैं। इसी को अनेकता में एकता कहते हैं। यहाँ सभी लोग आपसी सद्भाव से रह रहे हैं।

सभी लोग यहाँ मिलजुल कर रहते हैं। होली, ईद, ओणम, दीवाली, क्रिसमिस, वैशाखी आदि त्योहार मिलजुल कर मनाते हैं। किसी प्रकार का भेद नहीं रखते। आपसी सद्भाव से ही हम देश की एकता की रक्षा कर सकते हैं। इस के लिए हमें सदा प्रयत्न करना चाहिए। हमारे संविधान की भी यही मंशा है। हमें अपने संविधान का आदर करना चाहिए।

**शब्दार्थ**

| **गुजराती शब्द** | **हिंदी अर्थ** |
|---|---|
| बसना | વસવું |
| वेशभूषा | વેશભૂષા |
| आपसी | આંતરિક/અંગત |
| मिल जूलकर | હળીમળીને |
| भेद | ભેદ |
| संविधान | બંધારણ |
| मंशा | ઇચ્છા |
| आदर | આદર |

**V नवरात्री पर्व पर गुजराती में एक छोटा सा अनुच्छेद लिखिए।**

# પાઠ 13
# पाठ

## નિવૃત્તિ પછી

**જુબીન** : મહેશકાકા, તમે વડોદરા ક્યારે આવ્યા?

**મહેશ** : ભાઈ મને અહીં આવે ત્રણ મહિના થઈ ગયા છે. નિવૃત્ત થઈને હું અહીં આવ્યો છું.

**જુબીન** : અહીં શી પ્રવૃત્તિ કરો છો?

**મહેશ** : હવે તો ભગવાનનું નામ લેવાનું છે. બીજી શી પ્રવૃત્તિ છે? બાગ-બગીચાની સંભાળ રાખું છું. જાતે વાવેલા છોડ મને ગમે છે.

**જુબીન** : ક્યારેક સાંજે ઘરે આવજો.

**મહેશ** : જરૂર આવીશ. આજે તો મારે ત્યાં મારો ગાંધીનગરવાળો સાળો જયંતિ આવવાનો છે. તમે પણ આવજો. તેમની સાથે તમારી ઓળખાણ થઈ જશે.
(મહેશ ઘરે જાય છે)

**મહેશ** : અરે જયંતિ, તું ક્યારે આવ્યો.

**જયંતિ** : મને આવ્યે બે કલાક થઈ ગયા. તમે બહુ વાર કરી. મને તો ખૂબ જ ભૂખ લાગી છે. ચાલો જમી લઈએ.

**મહેશ** : હા હું હાથ ધોઈને આવું છું. જયંતિ શું તેં અમદાવાદના સોસાયટીવાળા સાથે ઘર વિશે વાત કરી?

## सेवानिवृत्ति के बाद

**जुबीन** : महेश काका। आप बड़ोदरा कब आए?

**महेश** : भाई, मुझे यहाँ आए तीन महीने हो गए हैं। सेवा निवृत्त हो कर मैं यहाँ आया हूँ।

**जुबीन** : यहाँ क्या गतिविधियाँ करते हैं?

**महेश** : अब तो भगवान का नाम लेना है। दूसरी कौनसी गतिविधियाँ हों? बाग-बगीचे की देखभाल रखता हूँ। खुद के बोए हुए पौधे मुझे अच्छे लगते हैं।

**जुबीन** : कभी शाम को घर आइए।

**महेश** : अवश्य आऊँगा। आज तो मेरे यहाँ मेरे गाँधीनगर वाला साला जयंति आनेवाला है। आप भी आना। आपका परिचय उनसे हो जाएगा।
(महेश घर जाता है)

**महेश**: अरे जयंति तुम कब आए।

**जयंति** : मुझे आए (हुए) दो घंटे हो गए। आपने बहुत देर कर दी। मुझे तो बहुत भूख लगी है। चलिए, खाना खाएँ।

**महेश** : हाँ, मैं हाथ धोकर आता हूँ। जयंति, क्या तुमने अहमदाबाद के सोसायटीवालों से घर के बारे में बात की?

**જયંતિ** : હા હા, હું વાત કરવાનો હતો. પણ સોસાયટીવાળા બિલ્ડરને મળી શક્યો નહીં.
**મહેશ** : આવું ના ચાલે ભાઈ મેં તને પહેલાં જ કહ્યું હતું કે કાલનું કામ આજ કરતાં શીખો. તમારે આ બધું સમજવું જોઈએ.
**જયંતિ** : બરોબર છે. હવેથી હું એમ જ કરીશ.
**મહેશ** : બોલવું સહેલું છે ભાઈ પણ કરવું અઘરું છે.
(મહેશનો મિત્ર દેવેન્દ્ર આવે છે)
**દેવેન્દ્ર** : મહેશભાઈ તમને જમ્યે કેટલો સમય થયો? આપણે ફરવા ક્યારે જઈશું? પછી આપણે સમાજભવનવાળાઓને પણ મળવાનું છે.
**મહેશ** : ઠીક છે. તમે થોડીવાર બેસો હું જમીને હમણાં આવ્યો.
(મહેશ અને જયંતિ જમીને આવે છે)
**મહેશ** : ચાલો દેવેન્દ્રભાઈ હવે સમાજસેવાવાળાઓને મળવા જઈએ.
**જયંતિ** : અરે જીજાજી, શું તમે પણ સમાજસેવા કરવાનું વિચારી રહ્યા છો?
**મહેશ** : હા, હા. આખું જીવન તો પૈસા કમાવવામાં વિતાવ્યું. જીવ્યા તો પણ પોતાની માટે અને પોતાનાઓ માટે જીવ્યા.
**દેવેન્દ્ર** : બરાબર છે. હવે બીજા માટે જીવવાનું છે.

**जयंति :** हाँ, हाँ मैं बात करनेवाला था। लेकिन सोसाइटीवाले बिल्डर से मिल नहीं सका।

**महेश :** ऐसा नहीं चलेगा भाई। मैंने तुमसे पहले ही कहा था कि कल का काम आज करना सीखो। तुमको यह सब समझना चाहिए।

**जयंति :** ठीक है। अब से मैं ऐसा ही करूँगा।

**महेश :** कहना आसान है भाई, लेकिन करना कठिन है।
(महेश का मित्र देवेन्द्र आता है।)

**देवेंद्र :** महेश भाई, आपको खाना खाए कितना समय हुआ? हम घूमने कब जाएंगे? बाद में हमें समाज भवन वालों से भी मिलना है।

**महेश :** ठीक है। आप थोड़ी देर बैठिए। मैं खाना खाकर अभी आया। (महेश और जयंति खाना खाकर आते हैं।)

**महेश:** चलो देवेंद्र भाई, अब समाज सेवावालों से मिलने चलें।

**जयंति :** अरे जीजाजी, क्या आप भी समाजसेवा करने की सोच रहे हैं?

**महेश :** हाँ, हाँ। पूरा जीवन तो पैसा कमाने में बिताया। जिए तो भी अपने और अपनो के लिए जिए।

**देवेन्द्र :** ठीक है। अब दूसरों के लिए जीना है।

**મહેશ :** હું તો કમાયેલા ધનમાંથી કેટલુંક ધન બીજાઓ માટે વાપરવા ઇચ્છું છું.

**દેવેન્દ્ર :** મારી બા કહેતાં કે ઈશ્વરે આપેલો કોળિયો બીજાને પણ આપવો મીઠો લાગે છે.

**મહેશ :** આપણા પૂર્વજોએ કહ્યું છે કે પોતે દુઃખ વેઠીને પણ બીજાને મદદ કરવામાં જ સાચું સુખ છે.

**દેવેન્દ્ર :** હા, હા. હવે આપણે બીજા માટે જ જીવવાનું છે.

**મહેશ :** હું તો મોટાભાગનો સમય સમાજ સેવામાં જ વિતાવા ઇચ્છું છું.

**જયંતિ :** જીજાજી હું પણ તમારો સાથ આપવા માગું છું.

**મહેશ :** વિચાર સારો છે. પણ એકવાર પોતાના મા-બાપને પૂછો.

**દેવેન્દ્ર :** સાચી વાત છે. મેં તો ઘરની જંજાળ મૂકી દીધી છે. છોકરાંઓને કરવું હોય તે કરે. મેં નિશ્ચય કર્યો છે કે હવે મારે ઘર ગૃહસ્થી વિશે કોઈને કાંઈ કહેવું નથી.

**મહેશ :** સમાજ સેવા માટે ઘણું બધું કરવું છે. હંમેશાં કોઈને કોઈ આપત્તિ લોકો પર રહે છે. હવે જુઓને સુનામી આપત્તિમાં કેટલા બધા લોકો મરી ગયા છે. કેટલા બધા પીડિતો છે! તેમની મદદ માટે સરકાર અને સ્વયંસેવી સંસ્થાઓવાળા આગળ આવ્યા છે. આપણે પણ સુનામી પીડીતો માટે કંઈક કરવું છે.

**महेश :** मैं तो कमाए हुए धन में से कुछ धन दूसरों के लिए खर्च करना चाहता हूँ।

**देवेन्द्र :** मेरी माँ कहती थी कि ईश्वर का दिया हुआ कौर दूसरों को भी देना मीठा लगता है।

**महेश :** हमारे पूर्वजों ने कहा है कि खुद दुःख सहकर भी औरों की मदद करने में ही सच्चा सुख है।

**देवेन्द्र :** हाँ, हाँ। अब हमें दूसरों के लिए ही जीना है।

**महेश :** मैं तो अधिकांश समय समाज-सेवा में ही बिताना चाहता हूँ।

**जयंतिः** जीजाजी, मैं भी आपका साथ देना चाहता हूँ।

**महेशः** विचार अच्छा है। लेकिन एक बार अपने माँ-बाप से पूछो।

**देवेन्द्र :** सही बात है। मैंने तो घर का जंजाल छोड़ दिया है। बच्चों को जो करना हो सो करें। मैंने निश्चिय किया है कि अब मुझे घर गृहस्थी के बारे में किसीसे कुछ नहीं कहना!

**महेश :** समाज सेवा केलिए बहुत कुछ करना है। हमेशा कोई न कोई आपत्ति लोगों पर आती रहती है। अब देखो, त्सुनामी विपत्ति से कितने सारे लोग मर गए हैं! कितने सारे पीड़ित हैं! उनकी मदद के लिए सरकार और कई स्वयंसेवी संस्थाओंवाले आगे आए हैं। हमें भी त्सुनामी पीड़ितों के लिए कुछ करना है।

| | |
|---|---|
| **દેવેન્દ્ર :** હું તો પાંચ હજાર રૂપિયા આપવાનો છું. | **देवेन्द्र :** मैं तो पाँच हजार रुपए देनेवाला हूँ। |
| **મહેશ :** મેં પણ આપણા મહોલ્લામાં વાત કરીને દસ હજાર રૂપિયા એકઠા કર્યા છે. | **महेश :** मैंने भी अपने मोहल्लेवालों से बात कर, दस हजार रुपए इकट्ठे किए हैं। |
| **દેવેન્દ્ર :** આજની મિટિંગમાં ચર્ચા કરીશું કે ઓછામાં ઓછા એક લાખ રૂપિયા તો આપણે આપવા જ જોઈએ. | **देवेन्द्र :** समाज की मीटिंग में चर्चा करेंगे तो कम से कम एक लाख रुपए तो हमें देना ही चाहिए। |
| **મહેશ :** એક વખત શરૂ કરીશું, પછી પૈસા તો મળતા રહેશે. | **महेश :** एक बार शुरु करेंगे, फिर पैसे तो मिलते रहेगें। |
| **જયંતિ :** તમે તો ખરેખર સમાજ સેવાનો સંકલ્પ લીધો છે. | **जयंति :** आपने तो सचमुच समाज-सेवा का संकल्प लिया है। |
| **મહેશ :** હવે નિવૃત્તિ કાળમાં બીજું કરવાનું પણ શું છે? | **महेश :** अब निवृत्ति काल में और करना भी क्या है? |
| **દેવેન્દ્ર :** તમારા વિચાર ઘણા સારા છે. | **देवेन्द्र :** आपके विचार बहुत अच्छे हैं। |
| **મહેશ :** પોતાને માટે તો પશુપંખી પણ જીવે છે. પોતે કરકસર કરીને બીજા માટે ખર્ચ કરવું તે જ માનવતા છે. | **महेश :** अपने लिए तो पशुपक्षी भी जीते हैं। खुद मितव्ययी होकर दूसरों के लिए खर्च करना ही मानवता है। |
| **દેવેન્દ્ર :** સાચી વાત છે. એવું કરવાથી જ માનવી સાચો માનવ બની શકે છે. | **देवेन्द्र :** सच बात है। ऐसा करने से ही मनुष्य सच्चा इन्सान बन सकता है। |

**शब्दार्थ**

| **गुजराती शब्द** | **हिंदी अर्थ** |
|---|---|
| પ્રવૃત્તિ | गतिविधि |
| નિવૃત્તિ | निवृत्त/कार्य मुक्ति |
| બાગ-બગીચા | बाग-बगीचे |
| સંભાળ | देखभाल |
| જાત/પોતે | खुद, स्वय |
| વાવવું | बोना |
| રોપવું | लगाना |
| છોડ | पौधा |
| ઓળખાણ | पहचान |

| | |
|---|---|
| સાળો | साला |
| સમજાવવું | समझाना |
| બનેવી/જીજાજી | बहनोई |
| સહેલું | आसान |
| સમાજભવન | समाज भवन |
| અઘરું | कठिन |
| આખું | पूरा |
| કમાવું | कमाना |
| કોળિયો | टुकड़ा, कौर |
| આપવું | देना |
| ખવડાવવું | खिलाना |
| વિતાવવું | बिताना |
| જંજાળ | जंजाल |
| સમાજ સેવા | समाज सेवा |
| પીડિત | पीड़ित |
| વાપરવું | वापरना, खर्चकरना |
| લાખ રૂપિયા | लाख रूपए |
| વ્યય/ખર્ચવું | व्यय, खर्च करना |
| જુવાની | यौवन/जवानी |
| કરકસર | मित्तव्ययता |
| માનવી | मनुष्य, मानव, इंसान |
| મોહલ્લો | मोहल्ला |

## अभ्यास

**I नीचे दिए गए वाक्यों का अभ्यास कीजिए।**

1. 1) મને અહીં આવ્યે ત્રણ મહિના થઈ ગયા છે.
   2) મને ઘરે આવ્યે બે કલાક થઈ ગયા છે.
   3) શું તમને જમ્યે અડધો કલાક નથી થયો?

2. 1) કમાયેલું ધન બીજાઓને માટે વાપરતાં શીખો.
   2) જાતે વાવેલા છોડ મને ગમે છે.
   3) અમે આપેલી ભેટ તેમને ખૂબ પસંદ આવી.
   4) ઈશ્વરે આપેલો કોળિયો બીજાને પણ આપવો જોઈએ.

3. 1) મારા સાળા આવવાના છે.
   2) આજે હું વાંચવાનો છું.
   3) હું પાંચ હજાર રૂપિયા આપવાનો છું.

4. 1) શું તેં સોસાયટીવાળા સાથે વાત કરી?
   2) આપણે સમાજભવનવાળાઓને પણ મળવાનું છે.
   3) કેટલાય સ્વયંસેવી સંસ્થાઓવાળા આગળ આવ્યા.

5. 1) બોલવું સહેલું છે.
   2) કરવું અઘરું છે.
   3) મારે કોઈને કાંઈ કહેવું નથી.

6. 1) મેં તને પહેલાં પણ કહ્યું હતું કે કાલનું કામ આજે કરતાં શીખો.
   2) મારી બા કહેતી હતી કે ઈશ્વરે આપેલો કોળિયો બીજાને પણ આપવો જોઈએ.
   3) આપણા પૂર્વજોએ કહ્યું છે કે બીજાને મદદ કરવામાં સાચું સુખ છે.

**II उदाहरण के अनुसार नीचे दिए गए वाक्यों का परिवर्तन कीजिए।**

उदाहरण :- હું કાલે વડોદરા જઈશ.
હું કાલે વડોદરા જવાની છું.

1) મારા ઘરે મારા ભાઈ-ભાભી આવશે.
2) મહેશ આજે ગાંધીનગર જશે.
3) તેમના બનેવી આવશે.
4) તેઓ તેમની પત્ની અને બાળકો સાથે અમારા ઘરે આવશે.
5) કૌશલ આવતા અઠવાડિયે ગાંધીજીની આત્મકથા લાવશે.

**III कोष्ठक में दिए गए शब्दों में से उपयुक्त शब्द का प्रयोग कर वाक्य पूरे कीजिए।**

(ગાંધીનગરવાળો, સમાજભવનવાળા, સંસ્થાઓવાળા, દૂધવાળી)

1) આજે આપણે_________ની સાથે મિટીંગ છે.
2) મારી_________ સારું દૂધ લાવે છે.
3) કૃણાલભાઈનો _________ સાળો આવ્યો છે.
4) ઘણી બધી સમાજસેવી_________ આપણા દેશમાં સમાજ સુધારાનું કામ કરે છે.

**IV कोष्ठक में दिए गए क्रियाओं के उपयुक्त रूपों का प्रयोग कर वाक्य पूरे कीजिए।**

1) મેં જાતે ઘણા છોડ _______ છે. (વાવવું)
2) મારા કાકા અમને મળવા _______ છે. (આવવું)
3) અમારી ______ ભેટ તેમને ખૂબ પસંદ આવી. (આપવું)
4) જુવાનીમાં મહેનતથી ______ ધન સારા કામમાં વાપરવું જોઈએ. (કમાવવું)
5) ઈશ્વરે _______ કોળિયો બીજાને પણ આપવો જોઈએ. (આપવું)

**V वाक्यों में रेखांकित शब्दों का प्रयोग कर दो-दो वाक्य बनाइए।**

1) મને અહીં આવ્યે ત્રણ મહિના થઈ ગયા છે.
2) શું તમને જમ્યે અડધો કલાક નથી થયો?
3) મને ત્યાં ગયે ઘણા વર્ષો થઈ ગયા છે.
4) અમને મળ્યે ઘણા દિવસો થયા છે.

**VI कोष्टक में दिए गए वाक्यांशों का उपयुक्त वाक्यांश चुन कर वाक्य पूरे कीजिए।**

(કહ્યું હતું કે કાલનું કામ, કહ્યું છે કે અહીંસા, કહેતી હતી કે ઈશ્વરે આપેલો, કહ્યું છે કે બીજાને મદદ, કહ્યું હતું કે તું મને )

1) આપણા પૂર્વજોએ _______________ કરવામાં સાચું સુખ છે.
2) મેં તને પહેલાં પણ _____________ આજે કરતાં શીખો.
3) મારી બા ________________ કોળિયો બીજાને પણ આપવો જોઈએ.
4) તેં મને ____________જરૂર મળીશ.
5) ગાંધીજીએ ___________ પરમ્ ધર્મ છે.

**VII कोष्ठक में दिए गए हिंदी शब्दों के समानार्थक गुजराती शब्दों का प्रयोग कर वाक्य पूरे कीजिए।**

1) જાતે_________ છોડ મને ગમે છે. (बोए हुए)
2) અહીં શી __________ કરો છો? (गतिविधि)
3) મારા _________ આવવાના છે. (बहनोइ)
4) _________ ખૂબ મહેનત કરી છે. (जवानी में)
5) દુઃખ _________ પૈસા કમાયા છે. (सहकर)

## VIII पढ़िए और समझिए।

### મિત્રને પત્ર

પ્રિય મિત્ર પાર્થ

તારો ગયા અઠવાડિયાનો પત્ર મને આજે મળ્યો. તારો પત્ર તો શનિવારે આવેલો. હું મારી બહેનને ત્યાં અમદાવાદ ગયેલો, એટલે પત્રનો જવાબ મોડો આપું છું.

તને હવે ગુજરાતી લખતાં વાંચતાં આવડી ગયું છે. ગુજરાતીમાં લખેલો તારો પત્ર વાંચીને આનંદ થયો. હવે પછી તારે ગુજરાતીમાં જ પત્ર લખવાનો છે.

અમદાવાદમાં અમે દરરોજ સાંજે ફરવા જતા હતા. તને હંમેશાં યાદ કરતા. ધવલની વર્ષગાંઠને દિવસે એક પાર્ટી રાખી હતી. બધાંએ મળીને ખૂબ આનંદ કર્યો. છતાં તારી ખોટ જણાતી હતી.

સમય મળે તો પત્ર લખતો રહેજે. બા-બાપુજી આશિષ મોકલાવે છે. તારાં માતા-પિતાને મારા પ્રણામ કહેજે.

લિ.
તારો પ્રિય મિત્ર
ભદ્રેશ

**शब्दार्थ**

| गुजराती शब्द | हिंदी अर्थ |
|---|---|
| અઠવાડિયે | सप्ताहे |
| પ્રિય | प्रिय, प्यारा |
| શનિવાર | शनिवार |
| દરરોજ | प्रतिदिन, हररोज |
| પાર્ટી | दावत |
| આશિષ | आशीर्वाद |

**अभ्यास**

**I अनुच्छेद के आधार पर नीचे दिए गए प्रश्नों के उत्तर दीजिए।**

1) આ પત્ર કોણે કોને લખ્યો છે?
2) ભદ્રેશને શા માટે આનંદ થયો?
3) ભદ્રેશે પત્રનો જવાબ કેમ મોડો આપ્યો?
4) અમદાવાદમાં કોની વર્ષગાંઠ હતી?
5) વર્ષગાંઠને દિવસે શું કરવામાં આવેલું?
6) પાર્ટીમાં કોની ખોટ જણાતી હતી?

**II नीचे दिए गए हिंदी शब्दों के लिए गुजराती शब्द दीजिए।**

सप्ताह, प्रतिदिन, बहनोइ, आशीर्वाद, सहकार, गतिविधि, महल्ला, जवानी।

**III अपनी पाठशाला की गतिविधियों के बारे में अपने मित्र को गुजराती में एक पत्र लिखिए।**

**IV हिंदी में अनुवाद कर उपयुक्त शीर्षक दीजिए।**

આવતા અઠવાડિયે હું મારા મિત્રના લગ્નમાં જવાની છું. મારા બીજા મિત્રો પણ આવવાના છે. અમે અમારા મિત્ર શૈલેષના લગ્નમાં જવાના છીએ. તેની થવાવાળી પત્નીનું નામ શીતલ છે. શૈલેષની સગાઈમાં અમે તેને

ઘડિયાળની એક જોડી ભેટમાં આપેલી. અમારી આપેલી ભેટ શૈલેષ અને શીતલને ખૂબ જ પસંદ આવી. શૈલેષના લગ્નમાં પણ અમે બધા સાથે જવાના છીએ. હજી તો અમારે શૈલેષ માટે લગ્નની ભેટ પણ ખરીદવાની છે. અમારા બધાના પૈસાથી અમે ભેટ ખરીદવાના છીએ. અમારે ગ્રીફટની સારી દુકાનમાં ખરીદવા જવું છે. અમે બધા જ મિત્રો આજે સાંજે મારા ઘરે મળીશું, પછી ભેટ ખરીદવા જઈશું. ભેટ ખરીદતી વખતે દરેકની પસંદગીને ધ્યાનમાં રાખવી પડશે. શૈલેષની પસંદગી પણ ધ્યાનમાં રાખીશું. અમારે શૈલેષને લગ્નની તૈયારીમાં મદદ પણ કરવાની છે.

**शब्दार्थ**

| **गुजराती शब्द** | **हिंदी अर्थ** |
|---|---|
| થવાવાળી | होनोली |
| સગાઈ | सगाई |

| | |
|---|---|
| ભેટ | सौगत, गीफ्ट |
| ગીફ્ટ | गीफ्ट |
| દુકાન | शोप |
| ભેગા, એકઠા | इकट्ठा |

**V गुजराती में अनुवाद कर उपयुक्त शीर्षक दीजिए।**

बसंत की ऋतु आने वाली है। पतझड़ आगया है। वृक्षों के पत्ते झड़ने लगे हैं। वृक्षों में नये पत्ते भी आ गए हैं। यह देखकर लगता है बसंत आनेवाला है। बसंत ऋतु में हम बगीचों में रंगबिरंगे फूल देख सकते हैं।

आम्र वृक्षों पर मंजरियों के आने से कोयल कुहुक उठती है। लगता है कोयल ने बसंत के आने की आहट सुनी है। या फिर बसंत ने ही कोयल से कह दिया होगा, कोयल तुम गाओ मैं आनेवाला हूँ। इसी लिए तो कोयल ने भी मंजरियों से कहा "मंजरियाँ तुम महको, मैं गाने वाली हूँ।" कोयल के गाने और आम्रमंजरीयों के महकने से लगता है कि, बसंत आ ही गया। भंवरे खुशी से नाच उठते हैं। तितलियाँ थिरक उठती हैं। मानों दोनों कह रहे हों "बसंत आ गया, बसंत आ गया।

आओ हम भी बाग में चलें। सुंदर-सुंदर फूल देखें। भंवरों के साथ गुनगुनाएँ।

**शब्दार्थ**

| **गुजराती शब्द** | **हिंदी अर्थ** |
|---|---|
| વસંત | बसंत |
| પાનખર | पतझड़ |
| પાંદડાં | पत्ते |
| ખરવું | झड़ना |
| આંબો | आमवृक्ष |
| મૉર | मंजरी |
| પગરવ | आहट |
| ભમરો | भंवरा |
| પતંગિયું | तितली |
| નાચવું | नचना/थिरकना |
| ગુંજારવ | गुनगुनाना |

## टिप्पणियाँ

I निम्न प्रकार के वाक्यों पर ध्यान दीजिए।

1\. 1) મને અહીં આવ્યે ત્રણ મહિના થઈ ગયા છે. — मुझे यहाँ आए हुए तीन महीने हो गए हैं।

2) મને ઘરે આવ્યે બે કલાક થઈ ગયા છે. — मुझे घर आए हुए दो घंटे हो गए हैं।

3) શું તમને જમ્યે અડધો કલાક નથી થયો? — क्या आप को खाना खाए हुए आधा घंटा नहीं हुआ?

उपर्युक्त वाक्यों में रेखांकित क्रियारूप हिंदी के 'आए (हुए)', 'खाए (हुए)' की तरह भूतकालिक क्रिया विशेषण के रूप हैं। गुजराती में ऐसे क्रियारूप बनाने के लिए भूतकालिक क्रिया रूपों में 'એ' (ए) प्रत्यय जोड़ा जाता है।

2\. 1) કમાયેલું ધન વાપરતાં શીખો. — कमाया हुआ धन खर्च करना सीखो।

2) જાતે વાવેલા છોડ મને ગમે છે. — खुद के बोए हुए पौधे मुझे अच्छे लगते हैं।

3) અમે આપેલી ભેટ તેમને ખૂબ પસંદ આવી. — हमने दि हुई भेट उनको बहुत पसंद आई।

उपरर्युक्त वाक्यों में रेखांकित क्रियारूप हिंदी के 'कमाया हुआ', 'बोए हुए', 'दी हुई' की तरह भूतकालिक कृदंत विशेषण हैं। गुजराती में ऐसे रूप भूतकालिक क्रियारूपों में 'લું' (लुं), 'લા' (ला), 'લી' (ली), 'લાં' (लां) प्रत्यय संज्ञाओं के लिंग-वचन के अनुसार जोड़ने से बनते हैं।

3\. 1) મારા સાળા આવવાના છે. — मेरा साला आनेवाला है।

2) હું પાંચ હજાર રૂપિયા આપવાનો છું. — मैं पाँच हजार रुपए देनेवाला हूँ।

3) આજે હું તે પુસ્તક વાંચવાનો છું. — आज मैं वह पुस्तक पढ़नेवाला हूँ।

उपर्युक्त वाक्यों में रेखांकित क्रियारूप हिंदी के 'आनेवाले हैं', 'देनेवाला हूँ', 'पढनेवाला हूँ' की तरह, क्रियाओं से जन्य विशेषण/संज्ञाएँ हैं। इनके प्रयोग के बाद 'છે' (छे) (है), 'છું' (छुं) जैसे योजक क्रियाओं के उपयुक्त रूप भी वाक्यों में जोड़े जाते हैं। 'इन' क्रियारूपों का प्रयोग जब वाक्यों में होता है तब उस का अर्थ क्रियाओं के समान ही होगा। गुजाराती में ऐसे रूप मूल क्रियाओं के भविष्यतकाल के साथ 'વાનો' (वानो), 'વાની' (वानी), 'વાનું' (वानु), 'વાના' (वाना) प्रत्यय लिंग-वचन के अनुसार जोड़ने से होते हैं।

| | | | |
|---|---|---|---|
| 4. | 1) | શું તેં <u>સોસાયટીવાળા</u> સાથે વાત કરી? | क्या तुमने <u>सोसायटीवालों</u> से बात की? |
| | 2) | આપણે <u>સમાજભવનવાળાઓને</u> પણ મળવાનું છે. | हमें <u>समाजभवनवालों</u> से भी मिलना है। |
| | 3) | કેટલાય સ્વયંસેવી <u>સંસ્થાઓવાળા</u> આગળ આવ્યા. | कितने ही स्वयँसेवी <u>संस्थाओं वाले</u> आगे आए। |

उपर्युक्त वाक्यों में रेखांकित शब्द संज्ञाओं से जन्य संज्ञाएँ हैं। गुजराती में ऐसी संज्ञाएँ, 'વાળો' (वाळो), 'વાળી' (वाळी), 'વાળા' (वाळा) प्रत्यय लिंग-वचन के अनुसार जोड़ने से बनती हैं। ध्यान दीजिए कि उपर्युक्त (3) और (4) के रेखांकित रूपों में हिंदी में समान प्रत्ययों का प्रयोग हुआ है और गुजराती में ये प्रत्यय दो प्रकार के हैं - क्रियावाची संज्ञाओं से 'વાનો' (वानो), 'વાની' (वानी), 'વાના' (वाना) प्रत्यय जुड़ते हैं और शुद्ध संज्ञाओं से 'વાળો' (वाळो), 'વાળી' (वाळी), 'વાળા' (वाळा) प्रत्यय जुड़ते हैं।

| | | | |
|---|---|---|---|
| 5. | 1) | મેં તને પહેલાં પણ કહ્યું હતું કે કાલનું કામ આજે કરતાં શીખો | मैने तुमसे पहले भी कहा था कि कल का काम आज करना सीखो। |
| | 2) | મારી બા કહેતી હતી કે ઈશ્વરે આપેલો કોળિયો બીજાને પણ આપવો જોઈએ. | मेरी माँ कहती थी कि ईश्वर का दिया हुआ कौर दूसरों को भी देना चाहिए। |
| | 3) | આપણા પૂર્વજોએ કહ્યું છે કે બીજાને મદદ કરવામાં સાચું સુખ છે. | हमारे पूर्वजों ने कहा है कि दूसरों को मदद करने में ही सच्चा सुख है। |

उपर्युक्त वाक्य हिंदी की ही तरह मिश्र वाक्य हैं। गुजराती में ऐसे वाक्यों में उद्धरण अव्यय रूप 'કે' (के) होता है और हिंदी में 'कि' का प्रयोग होता है। उद्धरण में किसी व्यक्ति का कथन सोच, भावना, अनुभव, राय आदि होते हैं। उसके पहले वक्ता का उल्लेख होता है।

| | | | |
|---|---|---|---|
| 5. | 1) | <u>બોલવું</u> સહેલું છે. | <u>बोलना</u> आसान है। |
| | 2) | કરવું <u>અઘરું</u> છે. | <u>करना</u> कठिन है। |
| | 3) | છોકરાને <u>કરવું</u> હોય તે કરે | बच्चों को <u>करना</u> हो सो करें। |
| | 4) | સુનામી પીડિતો માટે હવે <u>જીવવું</u> મુશ્કેલ થઈ ગયું છે. | सुनामी पीड़ितों के लिए अब <u>जीना</u> मुश्किल हो गया है। |

उपर्युक्त वाक्यों के रेखांकित क्रियारूप हिंदी के 'कहना', 'करना', 'जीना' जैसे संज्ञार्थक कृदंत (क्रियावाची संज्ञाएँ) हैं। गुजराती में ऐसी क्रियावाची संज्ञाएँ मूल क्रिया में 'वुं ' (वुं) प्रत्यय लगाने से बनती हैं। इन क्रियावाची संज्ञाओं से क्रिया विशेषण भी जोड़े जा सकते हैं। इस प्रकार ये शुद्ध संज्ञाओं से अलग हैं जिनके पहले विशेषण ही जोड़े जाते हैं।

उदाहरण:

| | | |
|---|---|---|
| 1) | કોઈ પણ કામ સારી રીતે કરવું જરૂરી છે. | कोई भी काम अच्छी तरह करना जरूरी है। |
| 2) | તારે અહીં જોરજોરથી બોલવું જોઈએ નહીં. | तुम्हे यहाँ जोर-जोर से बोलना नहीं चाहिए। |
| 3) | મને એક સારી નોકરી મળી. | मुझे एक अच्छी नौकरी मिली। |
| 4) | દિવસમાં ઓછામાં ઓછું એક સારું કામ કરવું જોઈએ. | दिन में कम से कम एक अच्छा काम करना चाहिए। |

# પાઠ
# पाठ 14

## નળસરોવર

**મનુ** : આવતા શનિવારે આપણે નળસરોવર જઈશું.

**સુરેશ** : ત્યાં જવા માટે આ સમય તદ્દન અનુકૂળ છે.

**નિલમ** : કારતક મહિનાથી મહા મહિના સુધી સાયબીરિયા જેવા ઠંડા પ્રદેશમાંથી પક્ષીઓ અહીં આવે છે.

**હેમા** : ફળિયામાંથી કેટલાં જણાંને આવવું છે. તેની યાદી કરીએ. જેથી જતી વખતે કોઈ રહી ન જાય.

**મનુ** : હા, છોકરાઓ, છોકરીઓ, સ્ત્રીઓ અને પુરુષો કેટલી સંખ્યામાં છે તે નક્કી કરીશું. એસ.ટી. બસમાં જવાનું જ સરળ પડશે.

**નિલમ** : ચા-પાણી, નાસ્તાની વ્યવસ્થા પણ જાતે જ કરીશું.

**હેમા** : ચા-કૉફી બનાવવા માટે ચા-કૉફી, સાકર, દૂધ, કપ-રકાબી, ગરણી, તપેલી, સાંણસી વગેરે ઘરેથી જ લઈશું.

**સુરેશ** : નાસ્તા માટે શું કરીશું?

**નિલમ** : ઘરેથી નીકળતી વખતે દરેક જણ પોતાની સાથે નાસ્તો લઈ લેશે. ઢેબરાં, વડાં, ગાંઠિયા, ફાફડા, સુખડી, શક્કરપારા, અથાણું, છૂંદો, ચટણી વગેરે અનુકૂળતા પ્રમાણે પોત-પોતાની સાથે લઈ શકે છે.

## नलसरोवर

**मनु** : अगले शनिवार हम 'नल-सरोवर' जाएँगे।

**सुरेश** : वहाँ जाने के लिए यह समय बिलकुल अनुकूल है।

**नीलम** : कार्तिक से माघ के महिने तक साइबेरिया जैसे ठंडे प्रदेशों से यहाँ पक्षी आते हैं।

**हेमा** : मोहल्ले में से कितने लोगों को वहाँ आना है उनकी सूची बनाएँ ताकि जाते वक्त कोई रह न जाए।

**मनु** : हाँ। लड़के, लड़कियाँ स्त्री-पुरुष कितनी संख्या में हैं, यह निश्चित करने के बाद ही वाहन निश्चित करेंगे। एस.टी की बस में जाना ही सरल होगा।

**नीलम** : चाय-पानी-नाश्ते की व्यवस्था भी खुद ही करेंगे।

**हेमा** : चाय काफी बनाने के लिए चाय-कॉफी, शक्कर, दूध, कप-रकाबी, छलनी, पतीली, संडासी आदि घर से ही ले लेंगे।

**सुरेश** : नाश्ते के लिए क्या करेंगे?

**नीलम** : घर से निकलते समय सभी लोग अपने साथ नाश्ता ले लेंगे। वड़ा, गाँठिया, फाफड़ा, सुखड़ी, सक्करपारा, अचार, छुंदा, चटनी वगैरह सुविधानुसार अपने अपने साथ ले सकते हैं।

**હેમા** : કચુંબર માટે કાકડી, મૂળા, ગાજર, ટામેટાં, બીટ, કાંદા વગેરે પણ સાથે લઈશું.

**મનુ** : પણ કચુંબરની સામગ્રી લેતી વખતે લીલાં મરચાં લેવાનું ભૂલતી નહીં. આપણી સાથે આવવા ઈચ્છે છે તેમના નામોની યાદી તૈયાર કરી કાલે હું તમને આપીશ.

**સુરેશ** : નળસરોવર સુંદર સ્થળ છે. હોડીમાં બેસીને સરોવરની ફરતાં આસપાસનું પ્રાકૃતિક સૌંદર્ય માણી શકીશું.

**નિલમ** : સરોવર વચ્ચે આવેલા ટાપુ ઉપર ઉતરીને પક્ષીઓ જોઈ શકાય છે. ત્યાં આપણા દેશનાં જુદાજુદા પ્રકારનાં પક્ષીઓ જેવાં કે ચકલી, પોપટ, કાબર, મેના, કબૂતર, બગલો, કાગડો, કોયલ, સમડી, મોર, બતક, શાહમૃગ અને સારસ વગેરે જેવાં વિવિધ પ્રકારનાં પક્ષીઓ જોવા મળે છે.

**હેમા** : ફ્લેમીંગો જેવું પરદેશી પક્ષી પણ ત્યાં જોવા મળશે. આ બધાંને જોતાં સમય કેવી રીતે પસાર થઈ જશે તેની ખબર પણ નહીં પડે.

**નિલમ** : સવારી માટે ઊંટગાડી, બળદગાડું તેમજ ટટું પણ હોય છે.

**મનુ** : નાનાં બાળકોને તો ત્યાં ખૂબ જ મજા આવશે.

**સુરેશ** : સરોવરને કિનારે એક નાનકડો બગીચો પણ છે.

**हेमा** : सलाद के लिए ककड़ी, मूली, गाजर, टमाटर, चुकंदर, प्याज, वगैरा भी साथ में लेंगे।

**मनु** : लेकिन सलाद की चीजें लेते समय हरी मिर्च लेना मत भूलना। जो हमारे साथ आना चाहते हैं उनके नामों की सूची तैयार कर के आपको दूँगा।

**सुरेश** : 'नल-सरोवर' सुंदर जगह है। नाव में बैठकर सरोवर घूमते हुए हम आस-पास के प्राकृतिक सौंदर्य का आनंद ले सकते हैं।

**नीलम** : सरोवर के मध्य में आए हुए टापू पर उतर कर पक्षियों को देख सकते हैं। वहाँ हमारे देश के विभिन्न प्रकार के पक्षी जैसे कि चिड़ियाँ, तोते काबर, मैना, कबूतर, कौंए, कोयल, चील, मोर, बतक, बगुला, शुतुरमर्ग और भिन्न प्रकार के सारस देखने को मिलते हैं।

**हेमा** : फ्लेमींगो जैसे विदेशी पक्षी भी वहाँ देखने को मिलेंगे। इन सबको देखते हुए समय कैसे बीत जाएगा उसका पता भी नहीं चलेगा।

**नीलम** : वहाँ सवारी के लिए ऊँटगाड़ी, बैलगाड़ी और टट्टू भी होते हैं।

**मनु** : छोटे बच्चों को तो वहाँ बहुत मजा आएगा।

**सुरेश** : सरोवर के किनारे पर एक छोटा सा बगीचा भी है।

**મનુ :** તેમાં ગુલાબ, જુઈ, મોગરો, ચંપો, બારમાસી, કરેણ અને ગલગોટા જેવા અનેક રંગબેરંગી ફૂલો પણ હશે.

**મનુ :** उनमें गुलाब, जुही, मोंगरा, चंपा, बारहमासी, करण और गेंदे के फूल जैसे अनेक रंगबिरंगे फूल भी होंगे।

**સુરેશ :** લીંબડો, ગરમાળો, ગુલમહોર, પીપળો, આંબો અને આસોપાલવનાં વૃક્ષો પણ ત્યાં હશે.

**सुरेश :** नीम, अमलतास, गुलमोहर, पीपल, आम और अशोक के वृक्ष भी हैं।

**હેમા :** ત્યાં એક મોટું વડનું ઝાડ છે.

**हेमा :** वहाँ एक बड़ा बरगद का वृक्ष है।

**નિલમ :** ટાપુ ઉપર થોડી ઝૂપડીઓ પણ છે. ત્યાં આપણને આપણી પસંદનું જમવાનું પણ મળશે.

**नीलम :** टापू के ऊपर थोड़ीसी झोपडियाँ भी हैं। वहाँ हमें हमारी रुचिवाला खाना भी मिलेगा।

**હેમા :** બાજરીનો રોટલો, રીંગણાનો ઓળો, ગોળ, ડુંગળી અને કઢી. છાશ પીવાની મજા તો કંઈક જુદી જ હોય છે.

**हेमा :** बाजरे की रोटी, बैंगन का भुरता, गुड़, प्याज और कढ़ी। छाछ पीने का मजा तो कुछ अलग ही होता है।

**સુરેશ :** નળસરોવરથી પાછા વળતી વખતે રસ્તામાં લોથલ નામનું સ્થળ આવેલું છે. આ સ્થળ મોહે જો દડો અને હડપ્પા જેવું જ પુરાતત્ત્વનું મહત્ત્વનું સ્થળ છે.

**सुरेश :** नलसरोवर से वापस लौटते समय रास्ते में लोथल नामक स्थल आता। यह स्थल मोहे-जो-दड़ो और हडप्पा जैसा ही पुरातत्व के महत्व का स्थान है।

**મનુ :** લોથલમાં જ પુરાતત્ત્વની વસ્તુઓનું સંગ્રહાલય છે. અહીં ખોદકામથી પ્રાપ્ત અનેક વસ્તુઓ સંગ્રહીત છે.

**मनु :** लोथल में ही पुरातत्व के वस्तुओं का संग्रहालय है। यहाँ खुदाई से प्राप्त अनेक वस्तुएँ संग्रहीत हैं।

**હેમા :** સંગ્રહાલય જોયા પછી આપણે રાત્રિ વિરામ લોથલમાં જ કરીશું. બીજા દિવસે સોમવારે પાછા આવી જઈશું.

**हेमा :** संग्रहालय देखने के बाद हम रात्री विश्राम लोथल में ही करेंगे। अगले दिन सोमवार को वापिस आ जाएँगे।

**शब्दार्थ**

| **गुजराती शब्द** | **हिंदी अर्थ** |
|---|---|
| ઢેબરાં - | गेहूँ, बाजरा, आदि के मिश्रित आटे में लौकी को कद्दूकस करके या मेथी पत्ता और अन्य मसाले डाल कर तवे पर लगा कर पकाई जानेवाली रोटी। |

| | |
|---|---|
| વડાં | एक गुजराती व्यंजन, जो बाजरे के आटे में मेथी पत्ता, लहसुन, दही तथा अन्य मसाले डालकर कहीगूँथा जाता है और फिर टिकी की तरह तेल में तला जाता है। |
| ગાંઠિયા | गाँठिया |
| સુખડી | घी और गुड़ में गेहूँ का आटा सेंक कर बनाया जानेवाला एक मीठा पदार्थ. (व्यंजन) |
| અથાણું | अचार |
| છૂંદો | आम को घिसाकर के बनाया गया मुरब्बा। |
| હોડી | नाव |
| નળસરોવર | नल सरोवर (सरोवर का नाम) |
| તદ્દન | बिलकुल |
| કારતક | कार्तिक |
| મહા | माघ |
| ઠંડા | ठंडा |
| પ્રદેશ | प्रदेश |
| ફળિયું | मोहल्ला |
| જણ | लोग |
| વ્યવસ્થા | व्यवस्था/बंदोबस्त |
| નક્કી | निश्चित |
| સરળ | सरल |
| જાતે | खुद/स्वयं |
| કૉફી | कॉफी |
| કપ | प्याला |
| રકાબી | रकाबी (प्लेट) |
| ગરણી | चिमटा |
| સાંણસી | चिमटी |
| કાકડી | ककड़ी |
| મૂળા | मूली |
| બીટ | चुकंदर |
| સંખ્યા | संख्या |
| ઊંડું | गहरा |
| વચ્ચે | मध्य में, बीच में |
| પક્ષી, પંખી | पक्षी |
| ટાપુ | द्वीप, टापू |
| ચકલી | चिड़िया |
| પોપટ | तोता |
| કાબર | एक प्रकार की चिड़िया |

| | |
|---|---|
| મેના | मैना |
| બગલો | बगुला |
| શાહમૃગ | शुतुरमुर्ग |
| સમડી | चील |
| પરદેશી | विदेशी |
| ઊંટગાડી | ऊँटगाडी |
| બળદગાડું | बैलगाडी |
| નાનકડો | छोटासा |
| બારમાસી | बारहमासी |
| જુઈ | जुही |
| ગલગોટો | गेंदे |
| અનેક | अनेक |
| રંગબેરંગી | रंगबिरंगे |
| લીંબડો | नीम |
| ગરમાળો | अमलतास |
| પીંપળો | पीपल |
| આસોપાલવ | अशोक/आशोपालव |
| મોટું | बडा, आशापाला |
| ઝૂંપડીઓ | झोपड़ियाँ |
| ગામડાનું | गाँवका |
| જમવાનું | खाना |
| બાજરી | बाजरा |
| રોટલો | मोटी रोटी |
| ગૉળ | गुड़ |
| ઓળો | भरता |
| છાશ | छाछ |
| વખત | समय |
| લોથલ | पुरातत्व के महत्व का एक गाँव (लोथल) |
| સંગ્રહાલય | संग्रहालय |
| ખોદકામ | उत्खनन |
| કિનારે | तट, किनारा |
| પાછાં | वापस |
| વિરામ | रुक्ना, विश्राम |
| ટેકરો | टीला, टेकरी |

## अभ्यास

I नीचे दिए गए वाक्यों का अभ्यास कीजिए।

1. 1) આ છોકરો છે.
   2) આ ફળિયું છે.
   3) આ કાંદો છે.
   4) આ મૂળો છે.
   5) આ લીંબડો છે.

2. 1) આ છોકરી છે.
   2) આ તપેલી છે.
   3) આ ઝૂંપડી છે.
   4) આ ચકલી છે.
   5) આ રકાબી છે.

3. 1) આ અથાણું છે.
   2) આ ઢેબરું છે.
   3) આ ટામેટું છે.
   4) આ ખાણું છે.
   5) આ રમકડું છે.

4. 1) આ મોહલ્લાઓ છે.
   2) આ કાંદા છે.
   3) આ મૂળા છે.
   4) આ લીંબડા છે.

5. 1) આ છોકરાઓ છે.
   2) આ પક્ષીઓ છે.
   3) આ પરદેશીઓ છે.
   4) આ પુરુષો છે.

6. 1) આ છોકરીઓ છે.
   2) આ તપેલીઓ છે.
   3) આ ઝૂંપડીઓ છે.
   4) આ ચકલીઓ છે.
   5) આ રકાબીઓ છે.

7. 1) આ અથાણાં છે.
   2) આ ઢેબરાં છે.
   3) આ ટામેટાં છે.
   4) આ ખાણાં છે.
   5) આ રમકડાં છે.

8. 1) જતી વખતે કોઈ રહી ન જાય તેનું ધ્યાન રાખવાનું છે.
   2) ઘરેથી નીકળતી વખતે દરેક જણ પોતાની સાથે નાસ્તો લઈ લેશે.
   3) વડોદરાથી પાછા આવતી વખતે હું તમારી સાથે આવીશ.
   4) ગાંધીનગર જતી વખતે રસ્તામાં મેં નર્મદા કેનાલ જોઈ.
   5) નળસરોવરથી પાછા વળતી વખતે રસ્તાં લોથલ નામનું સ્થળ આવે છે.

9. 1) હોડીમાં બેસીને સરોવર ફરતાં આપણે આસપાસના પ્રાકૃતિક સૌંદર્યને માણિ શકીએ છીએ.
   2) આ બધું જોતાં સમય જલદી પસાર થઈ જશે.
   3) ટી.વી. જોતાં વાંચવું સારી વાત નથી.
   4) ખોદકામ કરતાં મળેલી વસ્તુઓનું સંગ્રહાલય પણ છે.
   5) સાબરમતી આશ્રમ જોતાં ગાંધીજીની જીવન શૈલીને સમજવાનો પ્રયત્ન કર્યો.

**II उदाहरण के अनुसार नीचे दिए गए वाक्यों का परिवर्तन कीजिए।**

उदाहरण :- આ કાંદો છે.
આ કાંદા છે.

1. 1) આ મૂળો છે.
   2) આ લીંબડો છે.
   3) આ મોગરો છે.
   4) આ કાગડો છે.

उदाहरण :- આ સ્ત્રી છે.
આ સ્ત્રીઓ છે.

2. 1) આ છોકરી છે.
   2) આ તપેલી છે.
   3) આ સમડી છે.
   4) આ હોડી છે.
   5) આ ગાડી છે.

3. उदाहरण :- આ રમકડું છે.
આ રમકડાં છે.
1) આ પંખીડું છે.
2) આ કપડું છે.
3) આ મુખડું છે.
4) આ બટેટું છે.
5) આ કાણું છે.

**III उदाहरण के अनुसार नीचे दिए गए वाक्य पूरे कीजिए।**

उदाहरण :- છોકરીનું નામ મનુ છે.
છોકરીનું નામ હેમા છે.
1) છોકરાનું નામ કલ્પેશ છે.
નામ જીજ્ઞા છે.
2) છોકરીનું નામ મોહીની છે.
નામ રમેશ છે.
3) છોકરાનું નામ મહેશ છે.
નામ શીતલ છે.
4) છોકરીનું નામ સોનલ છે.
નામ ભરત છે.

**IV उदहरण के अनुसार वाक्यों का परिवर्तन कीजिए।**

उदाहरण :- મનુ છોકરો છે.
મનુ અને સુરેશ છોકરાઓ છે.
1) હેમા છોકરી છે.
હેમા અને નિલમ ________ છે.
2) કાગડો પક્ષી છે.
કાગડો અને ચકલી ________ છે.
3) આંબો વૃક્ષ છે.
આંબા અને પીપળો ________ છે.
4) મોગરો ફૂલ છે.
મોગરો અને ચંપો ________ છે.
5) ભાવના દીકરી છે.
ભાવના અને અરૂણા ________ છે.

V नीचे दिए गए संज्ञा-शब्दों के वचन बदलिए।

1. ચકલી, સમડી, સ્ત્રી, છોકરી, દીકરી, પંખી,
માણસ, બાળક, છોકરો, સરોવર, પક્ષી, પુરુષ.

2. કબૂતરો, વૃક્ષો, કાગડાઓ, હોડીઓ, ઝૂંપડીઓ.

VI नीचे दिए गए संज्ञा-शब्दों के लिंग पहचानिए।

પિતા, માતા, વર, ભાઈ, બળદ, કન્યા, ઢેલ, બહેન,
ગાય, કવિ, અથાણું, કચુંબર, ઢેબરું, ટટ્ટું, ખાણું, ટામેટું, વાદળું.

VII नीचे दिए गए संज्ञा-शब्दों के लिंग बदलिए।

છોકરો, સ્ત્રી, ચકલી, બકરો, કુતરો, દીકરો, કાકા,
દેવ, ટેકરો, ઘોડો, મામો, સાળો.

VIII कोष्ठक में दिए गए हिंदी शब्दों के समानार्थक गुजराती शब्दों का प्रयोग कर वाक्य पूरे कीजिए।

1) બગીચામાં અસંખ્ય__________ ફૂલો હતાં. (गेंदे के)
2) સવારી માટે ________ હોય છે. (बैलगाड़ी)
3) ચા-પાણી, નાસ્તાની _________ પણ કરીશું. (बंदोबस्त)
4) કાલ સુધીમાં નામોની ____________ તૈયાર કરી આપીશ. (सूचि)
5) પ્રાચીન સંસ્કૃતિ નદીને ___________ વિકસી હતી. (किनारे)

IX कोष्ठक में दिए गए शब्दों में से उपयुक्त शब्द चुन कर वाक्य पूरे कीजिए।

(જતી, આવતી, બેસતી, નીકળતી, વળતી)

1) બસમાં ________ વખતે કોઈ રહી ન જાય તેનું ધ્યાન રાખવાનું છે.
2) ઘરેથી _________ વખતે દરેક જણ પોતાની સાથે નાસ્તો લઈ લેશે.
3) વડોદરાથી પાછા _______ વખતે હું તમારી સાથે આવીશ.
4) ગાંધીનગર ______ વખતે રસ્તામાં મેં નર્મદા કેનાલ જોઈ.
5) નળસરોવરથી પાછા_____ વખતે રસ્તાં લોથલ નામનું સ્થળ આવે છે.

X कोष्ठक में दिए गए शब्दों में से उपयुक्त शब्द चुनकर वाक्य पूरे कीजिए।

1) હોડીમાં બેસીને સરોવર _______ આપણે આસપાસના પ્રાકૃતિક સૌદર્યને માણિ શકીએ છીએ. (ફર)
2) આ બધું ______ સમય જલ્દી પસાર થઈ જશે. (જો)
3) ટી.વી. _________ વાંચવું સારી વાત નથી. (જો)
4) ખોદકામ ________ મળેલી વસ્તુઓનું સંગ્રહાલય પણ છે. (કર)

5) સાપુતારાથી આહવા ________ રસ્તામાં કેટલા બધા ડુંગરો આવે છે. (આવ)

**XI कोष्ठक में दिए गए रूपों के उपयुक्त क्रियारूपों का प्रयोग कर वाक्य पूरे कीजिए।**

(પરદેશી, ઠંડા, સંગ્રહાલય, લોથલ, સરળ)

1) એસ.ટી.ની બસમાં જવાનું ________ થશે.
2) શિયાળામાં ________ પ્રદેશમાંથી પક્ષીઓ અહીં આવે છે.
3) રવિવારે ________ રોકાઈને અહીં આવશું.
4) ખોદકામ કરતાં મળેલી વસ્તુઓનું ________ પણ જોઈશું.
5) ફ્લેમીંગો ______ પંખી છે.

**XII नीचे दिए गए हिंदी शब्दों के समानार्थक गुजराती शब्द दीजिए।**

1. बंदोबस्त, कार्तिक, चलनी, चुकंदर, प्याज, मोहल्ला, लोग, सरल, गहरा, द्वीप, नाव, छोटासा नीम, अमलतास, बरगद, अशोक।

2. **नीचे दिए गए गुजराती शब्दों के समानार्थक हिंदी शब्द दीजिए।**

સાંણસી, લીંબડો, મહા, પોપટ, પંખી, ગૉળ, પરદેશી, ગલગોટો, જુઈ, તદ્દન, ખોદકામ, ઝૂંપડીઓ, જાતે, રંગબેરંગી, ગામડાનું, મોટું.

**पढ़िए और समझिए**

**ડાંગ**

આપણા ગુજરાત રાજ્યના કુલ પચ્ચીસ જિલ્લાઓ છે. ડાંગ તેમાંનો એક જિલ્લો છે. ગુજરાતી ભાષામાં ડાંગ એટલે મોટી લાકડી, તેવો ડાંગનો એક અર્થ છે. તે તમે જાણતા હશો. પરંતુ એનો એક બીજો અર્થ 'જંગલથી ભરપૂર ડુંગરાળ પ્રદેશ' એવો પણ થાય છે. તેની તમને ખબર નહીં હોય. સાપુતારાથી આહવા સુધી આવતાં રસ્તામાં કેટલા બધા ડુંગરો આવે છે. જંગલોનું પૂછવું જ શું? આ ડુંગરાઓ તે જ સહ્યાદ્રીની ગિરિમાળા. ભારતભરમાં વલસાડી સાગના નામથી પ્રસિદ્ધ એવા સાગ વૃક્ષોથી આ જંગલ ભરેલું છે. ચોમાસા દરમિયાન ગિરા, પૂર્ણા, અંબિકા અને ખાપરી નદીઓના પૂરમાં નાહતો આ જિલ્લો ખૂબ રળિયામણો લાગે છે. તે ગુજરાત અને મહારાષ્ટ્રની સરહદે આવેલો છે.

**शब्दार्थ**

| गुजराती शब्द | हिंदी अर्थ |
|---|---|
| પચ્ચીસ | पच्चीस |
| જિલ્લો | जिला |
| ડાંગ | डाँग (जिलेका नाम) |

| | |
|---|---|
| | दो पहाड़ियों के बीचका स्थान |
| મોટી લાકડી | बड़ी लकड़ी |
| ડુંગર | पहाड़ |
| ડુંગરાળ | पहाड़ी |
| ગિરિમાળા | गिरिमाला, पर्वतश्रेणी |
| સાગ | सागवान/सागौन |
| રળિયામણો | रमजीय |
| સરહદ | सरहद |
| ભરેલું | भरा हुआ |
| અંબિકા | एक नदी का नाम |
| ગિરા | एक नदी का नाम |
| ખાપરી | एक नदी का नाम |
| પૂર્ણા | एक नदी |

**अभ्यास**

**I अनुच्छेद के आधार पर नीचे दिए गए प्रश्नों के उत्तर दीजिए।**

1) ગુજરાત રાજ્યના કુલ કેટલા જિલ્લા છે?
2) ગુજરાતીમાં ડાંગનો એક અર્થ શો છે?
3) ડાંગનો બીજો અર્થ શો થાય છે?
4) ડાંગ જિલ્લો ક્યાં આવેલો છે?
5) સાપુતારાથી આહવા વચ્ચે આવતા ડુંગરો કયા નામે ઓળખાય છે?
6) જંગલો કયા વૃક્ષોથી ભરેલાં છે?
7) ડાંગ જિલ્લામાં કઈ કઈ નદીઓ આવેલી છે?

**II अनुच्छेद के आधार पर नीचे दिए गए हिंदी शब्दों के समानार्थक गुजराती शब्द दीजिए।**

पहाड़ी, सागान, रमणीय, जिला, बड़ी लकड़ी, पर्वतश्रेणी

**III अनुच्छेद के आधार पर नीचे दिए गए कथनों में से सही कथन चुनिए।**

1.
1) ગુજરાત રાજ્યના કુલ ૧૨ જિલ્લા છે.
2) ગુજરાત રાજ્યના કુલ ૨૧ જિલ્લા છે.
3) ગુજરાત રાજ્યના કુલ ૨૫ જિલ્લા છે.

2.
1) ડાંગ જિલ્લો ગુજરાત અને રાજસ્થાનની સરહદે આવેલો છે.
2) ડાંગ જિલ્લો ગુજરાત અને મધ્યપ્રદેશની સરહદે આવેલો છે.
3) ડાંગ જિલ્લો ગુજરાત અને મહારાષ્ટ્રની સરહદે આવેલો છે.

3. 1) ગીરા અને પૂર્ણા નદીઓ ડાંગ જિલ્લોમાં આવેલી છે.
   2) ગંગા અને યમુના નદીઓ ડાંગ જિલ્લોમાં આવેલી છે.
   3) નર્મદા અને તાપી નદીઓ ડાંગ જિલ્લોમાં આવેલી છે.

**IV हिंदी में अनुवाद कीजिए।**

હું મારી શાળાનાં બાળકો સાથે એક દિવસની પિકનિકમાં ગયો. પિકનીકમાં મારી પત્ની અને મારી બહેન પણ સાથે હતી. પિકનિક્માં અમે જૂનાગઢના શક્કરબાગ પ્રાણીસંગ્રહાલયની મુલાકાત લીધી. શક્કરબાગમાં અમે વિવિધ પ્રાણીઓ જોયાં. જેમાં અમે ગીરનો વાઘ જોયો ત્યાં વાઘણ પણ હતી. એની બાજુમાં વિશ્વવિખ્યાત ગીરનો સિંહ પણ હતો, એજ પાંજરામાં સિંહણ પણ હતી. આ ઉપરાંત ચિત્તો, દીપડો, હરણ-હરણી, હાથી-હાથણ વગેરે જેવાં પ્રાણીઓ જોયાં. હાથી અને હાથણી સાથે તેનું મદનિયું પણ હતું. આ ઉપરાંત ત્યાં જિરાફ, વાંદરો, બિલાડી, ગેંડો, હિપોપૉટેમસ, કાચબો, મગર વગેરે જેવાં પ્રાણીઓ જોયાં.

આ બધાં પ્રાણીઓ જોયા પછી હું અને મારા વિદ્યાર્થીઓ અમિત, સુમિત, પાર્થ અને ગૌરવ અમે ચિમ્પાન્ઝી જોવા ગયા. ત્યારે ચિમ્પાન્ઝી ખૂબ જ ઉછળ-કૂદ કરતો હતો. એની બાજુના પાંજરામાં બિલાડી હતી. તેની આંખો ખૂબ જ સુંદર લાગતી હતી. આ ઉપરાંત પ્રાણીસંગ્રહાલયના બીજા વિભાગમાં વિવિધ પક્ષીઓ જોયાં. જેમાં મોર, ઢેલ, પોપટ, વિવિધ પ્રકારની નાની નાની ચકલીઓ, કબૂતર, તેતર, હંસ, કાગડો, કોયલ, બાજ, સમડી, ફ્લેમીંગો વગેરે જેવાં વિવિધ પક્ષીઓ જોયાં. આ બધાં પક્ષીઓ ખૂબ જ સુંદર હતાં. બાળકો અને અમને બધાંને પ્રાણીસંગ્રહાલય જોવાની ખૂબ જ મજા આવી.

**V गुजराती में अनुवाद कीजिए।**

कल हम सब कमाटी बाग देखने जाएँगे। हम सब वहीं वनभोज भी करेंगे। नीता, मीता, श्रेया, दीपा अपनी सहेलियों के साथ वहाँ पहुँचेंगी। सुधीर, दीपक, मणि तथा सुमीत अपनी गाड़ियों से वहाँ पहुँचेंगे। हम सब वहाँ इकट्ठे होकर वनभोज की तैयारी करेंगे। कमटी बाग के पास तीन चार झोंपड़े हैं। थोड़ी दूरी पर दो छोटी झोपड़ियाँ हैं।

भोजन परोसने के लिए घर से थालियाँ, कटोरियाँ ले जाएँगे। गिलास चम्मच तथा पतीला भी ले जाना है।

सब अपना-अपना टीफन लेकर आएँगे। हम सबके डिब्बों का खाना मिल बाँट कर खाएँगे। उसमें बहुत आनंद आएगा। किसी के डिब्बे में बैंगन, आलू, टमाटर की सब्जी होगी। किसी के डिब्बे में बैंगन का भुरता भी होगा। किसी के डिब्बे में अचार होगा किसी के डिब्बे में चटनी होगी। किसी के डब्बे में दही होगी तो किसी के डिब्बे में रायता होगा। हम सब मिलकर पहले अंताक्षरी खेलेंगे। फिर सब अपने-अपने चुटकले सुनाएँगे। फिर मिलकर भोजन करेंगे। लड़कियाँ मिठाइयाँ परोसेंगी। लड़के सब्जिसाँ तथा शेष भोजन परोसेंगे।

दिन अस्त होने से पहले हम घर लौट आएँगे। लड़कियाँ एक दल में आएँगी। लड़के दूसरे दल में आएँगे।

## VI अपने क्षेत्र के किसी प्राकृतिक पर्यटन स्थल पर गुजराती में एक अनुच्छेद लिखिए।

### टिप्पणियाँ

I इस पाठ में गुजराती के लिंग, वचन के पुनर्बलन के साथ-साथ निम्न प्रकार के वाक्यों का भी परिचय दिया गाया है।

| | | |
|---|---|---|
| 1) | આપણે એ ધ્યાનમાં રાખવાનું છે કે જતી વખતે કોઈ રહી જાય નહીં. | हमें यह ध्यान में रखना है कि जाते समय कोई रहा न जाए। |
| 2) | ઘરેથી નીકળતી વખતે દરેક જણ પોતાની સાથે નાસ્તો લઈ લેશે. | घर से निकलते समय सभी लोग अपने साथ नाश्ता ले लेंगे। |
| 3) | નળસરોવરથી પાછા વળતી વખતે રસ્તામાં લોથલ નામનું સ્થળ આવે છે. | नलसरोवर से वापस लोटते समय रास्ते में लोथोल नामक स्थल आता है। |

उपर्युक्त वाक्यों में रेखांकित क्रियारूप हिंदी के 'जाते समय', 'निकलतेसमय', 'लौटते समय' के समान हैं। इनमें वर्तमानकालिक क्रिया विशेषण का प्रयोग हुआ है। गुजराती में मूल क्रिया में 'તી' (ती) प्रत्यय जोड़कर ऐसे क्रियारूप बनते हैं।

| | | |
|---|---|---|
| 1) | હોડીમાં બેસીને સરોવર ફરતાં આપણે આસપાસના પ્રાકૃતિક સૌંદર્યને માણિ શકીએ છીએ. | नाव में बैठकर सरोवर घूमते हुए हम आसपास के प्राकृतिक सौंदर्य का आनंद ले सकते हैं। |
| 2) | આ બધું જોતાં સમય જલદી પસાર થઈ જશે. | यह सब देखते हुए समय जल्दी पसार हो जाएगा। |

उपर्युक्त (1) वाक्य में भूतकालिक क्रिया विशेषण (पूर्वकालिक) तथा वर्तमानकालिक क्रियाविशेषण का प्रयोग हुआ है। वाक्य (2) में वर्तमानकालिक क्रियाविशेषण का ही प्रयोग है।

II आपको अब तक बहुत सी गुजराती संज्ञाओं का परिचय कराया गया है। आपने यह भी देखा होगा कि व्याकरण की दृष्टि से गुजराती में तीन लिंग हैं :- पुल्लिंग, स्त्रीलिंग और नपुंसकलिंग। सामान्यतः निम्न नियमों से लिंग की पहचान होती है।

1. यदि संज्ञा ओकारांत है तो वह पुल्लिंग होगा।

| | | |
|---|---|---|
| उदाहरण: | છોકરો | लड़का |
| | કાગડો | कौआ |
| | બગીચો | बगीचा |

| | |
|---|---|
| ચંપો | चंपा |
| મોગરો | मोगरा |

उपर्युक्त गुजराती संज्ञाओं के समांतर हिंदी में आकारांत संज्ञा शब्द प्रायः पुल्लिंग होते हैं। दोनों भाषाओं में इस नियम के अपवाद भी हैं।

2. गुजराती में जो संज्ञाएँ इ-ई कारांत होती हैं वे स्त्रीलिंग होती हैं।

| | | |
|---|---|---|
| उदाहरण: | તપેલી | पतीली |
| | રકેબી | रकाबी |
| | ગરણી | चलनी |
| | નગરી | नगरी |
| | ઝૂંપડી | शोंपड़ी |

हिंदी में भी सामान्यतः इ-ई कारांत संज्ञाएँ स्त्री लिंग में होती है। फिर भी दोनों भाषाओं में इस नियम के अपवाद भी हैं। जैसे :-

| | | |
|---|---|---|
| પાણી | (नपुं.) | पानी (पु.) |
| પક્ષી | (नपुं.) | पक्षी (पु.) |

3. गुजराती में जो संज्ञाएँ उकारांत होती हैं वे नपुंसक लिंग में होती हैं।

| | |
|---|---|
| અથાણું | अचार |
| ટામેટું | टमाटर |
| ખાણું | खाना |
| ઢેબરાં | ठेलरां |

व्याकरण की दृष्टि से हिंदी में केवल पुल्लिंग और स्त्रीलिंग का प्रयोग होता है। हिंदी में नपुंसकलिंग का अस्तित्व नहीं है।

4. ध्यान दीजिए कि गुजराती में ऐसी अनेक संज्ञाएँ हैं जो ओकारांत, इकारांत, आकारांत इत्यादि। इन संज्ञाओं के लिंग अर्थ के अनुसार निर्धारित होते हैं। इसलिए यह आवश्यक है कि जब गुजराती न जाननेवाला गुजराती सीखे तब वह इन संज्ञाओं की अर्थगत विशेषताओं, जैसे - 'कोमलता', 'लघुता', आदि की पहचान करे और तदनुसार संज्ञाओं का प्रयोग पुल्लिंग, स्त्रीलिंग अथवा नपुंसकलिंग में करे।

5. कुछ संज्ञाओ में 'ઈયો' लगाने से भी पुल्लिंग रूप बनते हैं।

| | |
|---|---|
| ભાગિયો | भागीदार |
| વાણિયો | बनियाँ |

| | |
|---|---|
| કોઢિયો | कोढ़ी |

6. कुछ संज्ञाओ में 'અણ-એણ' लगाने से स्त्री लिंग संज्ञाएँ बनती हैं।

| | |
|---|---|
| વાણિયણ | बनैनी |
| કોઠિયણ | कोढ़िन |

7. गुजराती में कुछ ईकारांत संज्ञाशब्द पुल्लिंग में होते हैं।

| | |
|---|---|
| ધણી | धनी |
| હાથી | हाथी |
| ધોબી | धोबी |
| કોળી | माछी |
| તંબોળી | पान-दुकानवाला |

8. गुजराती में कुछ उकारांत संज्ञाशब्द पुल्लिंग में होते हैं।

| | |
|---|---|
| સાધુ | साधु |
| હિન્દુ | हिंदु |

9. अमूर्त भाग दर्शानेवाली संज्ञाएँ नपुंसकलिंग में होती हैं।

| | | |
|---|---|---|
| પુરુષત્વ | (ત્વ) | पौरुष |
| ઉંડાણ | (અણ) | गहराई |
| ચલણ | (ણ) | चलन |
| બાળપણ | (પણ) | बचपन |

10. कुछ व्यंजनांत संज्ञाएँ पुल्लिंग में होती हैं।

| | | | |
|---|---|---|---|
| વાઘ | बाघ | દેવ | देव |
| સિંહ | शेर | નટ | नट |
| રાજપૂત | राजपुत | ભીલ | भील |
| પંડિત | पंडित | પિશાચ | पिशाच |

III गुजराती में संज्ञाओं के दो वचन होते हैं। एकवचन और बहुवचन। एकवचन से बहुवचन बनाने के सामान्य नियम इस प्रकार हैं।

1. ओकारान्त एकवचन संज्ञा में ' આ', 'આઓ' (आओ)

| | | | |
|---|---|---|---|
| છોકરો | लड़का | છોકરાઓ | लड़के |
| બગીચો | बगीचा | બગીચાઓ | बगीचे |
| ઘોડો | घोड़ा | ઘોડાઓ | घोड़े |

2. इकारांत एकवचन संज्ञाओं में 'ઓ' लगाने से बहुवचन की संज्ञाएँ बनती हैं।

| | | | |
|---|---|---|---|
| છોકરી | लडकी | છોકરીઓ | लड़कियाँ |
| નગરી | नगरी | નગરીઓ | नगरियाँ |
| ઝૂંપડી | झोंपड़ी | ઝૂંપડીઓ | झोंपड़ियाँ |

3. उकारांत एकवचन संज्ञाओं में 'આં' लगाने से बहुवचन की संज्ञाएँ बनती हैं।

| | | | |
|---|---|---|---|
| છોકરું | बच्चा | છોકરાં | बच्चे |
| ટામેટું | टमाटर | ટામેટાં | टमाटर |
| અથાણું | अचार | અથાણાં | अचार |

IV कुछ संज्ञाएँ एकवचन में होते हुए भी बहुवचन में भी प्रयुक्त होती हैं।

1.

| | | | |
|---|---|---|---|
| ઘઉં | गेहूँ | ભોગ | दुर्भाग्य |
| તલ | तिल | શપથ | सौगन |
| મગ | मुँग | કસમ | कसम |
| સમાચાર | समाचार | | |

2. कुछ संज्ञाएँ बहुवचन में ही होती हैं। इनके एकवचन नहीं होते।

| | |
|---|---|
| લાંઘા | दीर्घ उपवास |
| કાટલાં | भार |
| ચાળા | युक्ति, चाल |
| વળખાં | व्यर्थ प्रयत्न |

# પાઠ
# पाठ 15

## મનપસંદ જીવનસાથી

**સુરેશભાઈ** : ભદ્રા, દીકરી અહીં આવ તો.

**ભદ્રા** : આવી બાપુજી. (ભદ્રા આવે છે)

**લીલાબહેન** : ભદ્રા, બેસ. તને કંઈક જરૂરી વાત કહેવી છે. કહે તને અપૂર્વ કેવો લાગ્યો? અમને તો છોકરો પસંદ છે. જો તું હા કહીશ ત્યારે વાત આગળ વધશે.

**સુરેશભાઈ** : જો દીકરી છોકરવાળાઓએ તો હા કહી દીધી છે. જેવું ખાનદાન આપણે ઈચ્છતા હતાં તેવું ખાનદાન આપણને મળી ગયું. છોકરાની નોકરી પણ સારી છે. દહેજમાં જેવું તે કહેશે તેવું આપણે આપીશું.

**ભદ્રા** : બાપુજી, તેઓ ક્યાં રહે છે?

**સુરેશભાઈ** : જ્યાં તારી દક્ષામાસી રહે છે ત્યાં તેઓ રહે છે.

**ભદ્રા** : બાપુજી તમે જે આપશો તે તેમની માંગ કરતાં ઓછું પડશે તો?

**લીલાબેન** : તું તેની ચિંતા ના કરીશ દીકરી. જે કામ મનથી થાય છે, તે સારું જ થાય છે. એ લોકો એવા નથી જેવા બીજા લોકો હોય છે.

## मनपसंद जीवनसाथी

**सुरेश भाई :** भद्रा, बेटी यहां आओ तो।

**भद्रा :** आई पिता जी! (भद्रा आती है)

**लीला बहन :** भद्रा, बैठो। तुम से कुछ जरूरी बात करनी है। यह बताओ, तुम्हें अपूर्व कैसा लगा? हमें तो लड़का पसंद है। जब तुम हाँ करोगी तब बात आगे बढ़ेगी।

**सुरेश भाई :** देखो बेटी, लड़के वालों ने तो हाँ कह दी है। जैसा घराना हम चाहते थे वैसा घराना हमें मिल गया। लड़के की नौकरी भी अच्छी है। दहेज में जैसा वे कहेंगे वैसा हम देंगे।

**भद्रा :** पिताजी, वे कहाँ रहते हैं?

**सुरेश भाई :** जहाँ तुम्हारी मौसी दक्षा रहती है वहाँ वे रहते हैं।

**भद्रा :** पिताजी आप जो दोगे वह उनकी मांग से कम पड़ेगा तो?

**लीला बहन :** तुम उसकी फिक्र मत करो बेटी। जो काम मन से होता है वह अच्छा ही होता है। वे लोग ऐसे नहीं हैं जैसे और लोग होते हैं।

**ભદ્રા** : બા, અત્યારના છોકરાઓને ભણેલી-ગણેલી છોકરીઓ જોઈએ, જે છોકારો ભણેલો-ગણેલો હોય તેણે દહેજ ના લેવું જોઈએ. જે છોકરો દહેજ ના લે તેની સાથે જ હું લગ્ન કરીશ.

**લીલાબેન** : આજ કાલ તો જેવો છોકરો તેવું દહેજ.

**ભદ્રા** : સારું બાપુજી, જેમ તમને યોગ્ય લાગે તેમ કરો. મને તમારા પર વિશ્વાસ છે. તમે તો મારું હીત જ વિચારશો.

**સુરેશભાઈ** : મેં કહ્યુંને દીકરી તું તેની ચિંતા ના કરીશ. હજી ક્યાં કંઈ માગ્યું છે? જ્યારે માગશે ત્યારે વિચાર કરીશું.
(ભદ્રાને પસંદ કરનાર છોકરો અપૂર્વ આવે છે)

**અપૂર્વ** : બા-બાપુજી ઘરમાં છે કે?

**લીલાબેન** : અપૂર્વ, આવ આવ, તારી જ વાત થઈ રહી હતી. અમે અમારી દીકરી ભદ્રા સાથે દહેજ અંગે વાતો કરી રહ્યાં હતાં.

**અપૂર્વ** : અરે, શું કીધું? દહેજ! બા હું એક ભણેલો-ગણેલો છોકરો છું. શું તમે મારી પાસેથી આવી આશા રાખો છો? આપણે જેવો સમાજ બનાવીશું તેવો જ તે બનશે. હું તો દહેજ લેવા-દેવાનો બિલકુલ વિરોધી છું.

**લીલાબેન** : કુરિવાજોનું તો ઉન્મૂલન કરવું જોઈએ. જ્યાં દહેજનું દૂષણ ફેલાયેલું છે ત્યાં તારા જેવા ભણેલા માણસો જ છે જે

**भद्रा** : माँ, आज के लड़कों को पढ़ी-लिखी लड़कियाँ चाहिए। जो लड़का पढ़ा-लिखा हो उसे दहेज़ नहीं लेना चाहिए। जो लड़का दहेज नहीं लेगा मैं उस के साथ ही विवाह करूँगी।

**लीला बहन** : आज कल तो जैसा लडका वैसा दहेज।

**भद्रा** : अच्छा पिताजी, जैसे आप को ठीक लगे वैसे कीजिए। मुझे आप पर विश्वास है आप तो मेरा हित ही सोचेंगे।

**सुरेश भाई** : मैंने कहा न बेटी, तुम उसकी फिक्र मत करो। अभी कहाँ कुछ मांग है? जब माँगेगे तब विचार करेंगे।
(भद्रा को पसंद करनेवाला लड़का अपूर्व आता है)

**अपूर्व** : माँ-पिताजी घर में हैं क्या?

**लीला बहन** : अपूर्व, आओ-आओ। तुम्हारी ही बात हो रही थी। हम अपनी बेटी भद्रा के साथ दहेज के बारे में बातें कर रहे थ।

**अपूर्व** : अरे, क्या कहा? दहेज! माताजी मैं एक पढ़ा लिखा लड़का हूँ। क्या आप मुझ से ऐसी आशा रखती है? हम जेसा समाज को बनाएँगे वैसा ही वह बनेगा। मैं तो दहेज लेने देने के बिल्कुल खिलाफ हूँ।

**लीला** : कुरीतियों के तो उन्मूलन करना ही चाहिए। जहाँ दहेज का दूषण फैला हुआ है वहाँ तुम्हारे जैसे पढ़ेलिखे लोग ही हैं जो इसका विरोध कर सकते हैं।

આનો વિરોધ કરી શકે છે.

**સુરેશભાઈ** : અપૂર્વ, બહુ સારા વિચાર છે તારા. જ્યારે તારી જ જેમ બીજા લોકો પણ વિચારશે ત્યારે સમાજમાંથી દહેજનું દૂષણ દૂર થશે. સારું એ જણાવ કે લગ્ન ક્યારનાં નક્કી કરવાં છે.

**सुरेश भाई** : अपूर्व, बहुत अच्छे विचार है तुम्हारे। जब तुम्हारी ही तरह और लोग भी सोचेगे तब समाज में से दहेज का दूषण दूर होगा। अच्छा, यह बताओ कि लग्न कबके तय करना है।

**અપૂર્વ** : જે તમે મોટા મળીને નક્કી કરશો તે યોગ્ય જ હશે.

**अपूर्व** : आप बड़े मिलकर तय करेंगे वह ठीक ही होगा।

**ભદ્રા** : (અંગત કથન) હવે મને શાંતિ થઈ કે મને મારો મનગમતો જીવનસાથી મળી ગયો.

**भद्रा** : (स्वगत कथन) अब मुझे शांति हुई कि मुझे मेरा मनपसंद जीवनसाथी मिल गया।

**અપૂર્વ** : બાપુજી, શું તમે ભદ્રાને કાલે મારા ઘરે મોકલી શકશો?

**अपूर्व** : पिताजी, क्या आप भद्रा को कल मेरे घर भेज सकेंगे?

**સુરેશભાઈ** : હા, હા, કેમ નહીં? કંઈ વિશેષ કામ છે?

**सुरेश भाई** : हाँ, हाँ। क्यों नहीं? कुछ विशेष काम है?

**અપૂર્વ** : હું અને મારી બહેન તેને એક સોનીની દુકાને લઈ જવા ઈચ્છીએ છીએ. થોડાં ઘરેણાં લેવાં છે.

**अपूर्व** : मैं और मेरी बहन उसे एक सुनार की दुकान पर ले जाना चाहते हैं। कुछ गहने लेने हैं।

**લીલાબેન** : સારું, સારું. કાલે ભદ્રા તમારા ઘરે આવી જશે. એવું કર તું જાતે આવીને તેને પોતાની સાથે જ લઈ જા.

**लीला बहन** : अच्छा, अच्छा। कल भद्रा आप के घर आ जाएगी। ऐसा करो तुम खुद आकर उसे अपने साथ ही ले जाओ।

**અપૂર્વ** : સારું, હવે તો જેમ તમે કહેશો તેમ હું કરીશ. હું કાલે સવારે દસ વાગે તમારા ઘરે આવી જઈશ. ત્યાં સુધી ભદ્રા તૈયાર થઈ જશે. અહીંથી પહેલાં અમે ઘરે જઈશું, પછી મારી બહેનની સાથે અમે બજાર જઈશું.

**अपूर्व** : ठीक हैं, अब तो जैसा आप कहेंगे वैसा मैं करूँगा। मैं कल सुबह दस बजे आपके घर आ जाऊँगा। तब तक भद्रा तैयार हो जाएगी। यहाँ से पहले हम घर जाएँगे, फिर मेरी बहन के साथ हम बाजार जाएँगे।

**સુરેશભાઈ** : સારું, તું સવારે આવી જજે.

**सुरेश भाई** : ठीक है। तुम सवेरे आ जाना।

**અપૂર્વ** : સારું, હું જઉં છું. આવજો.
**સુરેશભાઈ, લીલાબેન** : આવજે દીકરા.

**अपूर्व :** ठीक है। मैं चलता हूँ। नमस्कार।
**सुरेश भाई, लीला बहन:** नमस्कार बेटा।

**शब्दार्थ**

| गुजराती शब्द | हिंदी अर्थ |
|---|---|
| નોકરી | नौकरी |
| માગવું | मांगना |
| આપીશું | देंगे |
| ઓછું | कम |
| ભણેલી-ગણેલી | पढ़ीलिखी |
| દહેજ | दहेज |
| લગ્ન | शादी, विवाह |
| અંગે | बारे में |
| બનાવવું | बनाना |
| વાતો | बातें |
| કીધું | कहा |
| લેવા-દેવા | लेने-देने |
| વિરોધી | खिलाफ |
| દૂષણ | दूषण |
| કુરિવાજ | कुरीतियाँ |
| ઉન્મૂલન | उन्मूलन |
| મનગમતો | मनपसंद |
| જીવનસાથી | जीवनसाथी |
| મળી | मिल |
| મોકલી શકશો | भेज सकोगे |
| સોની | सुनार |
| ઈચ્છીએ | चाहते |
| એવું | एसा |
| જે...તે | जो-सो/वह |
| જેમ..તેમ | जैसे....वैसे |
| જ્યાં...ત્યાં | जहाँ...वहाँ |

## अभ्यास

**I नीचे दिए गए वाक्य दोहराइए।**

1. 1) જે કામ મનથી થશે તે સારું થશે.
   2) જે છોકરો ભણેલો હોય તેણે દહેજ ના લેવું જોઈએ.
   3) મારે તો જે છોકરો દહેજ ના લે તેની સાથે જ લગ્ન કરવા છે.
   4) જે બચાવ્યું છે તે વાપરીશું.
   5) મેં તો જે મારી બહેને કહ્યું તે કર્યું.
   6) જે મહિનાનું મુહૂર્ત સારું હશે તે નક્કી કરીશું.

2. 1) તમે જે કહેશો તેમ કરીશ.
   2) જેમ માગશે તેમ આપીશું.
   3) જેમ તમે ઈચ્છયું તેમ જ મળ્યું.
   4) આજકાલ તો જેમ છોકરો વધુ ભણેલો તેમ દહેજ વધુ માગે છે.
   5) જેમ તમને યોગ્ય લાગે તેમ કરો.

3. 1) જ્યાં તારી માસી દક્ષા રહે છે ત્યાં તેઓ રહે છે.
   2) જ્યાં દહેજનું દૂષણ ફેલાયેલું છે ત્યાં તમારા જેવા સારા માણસો પણ છે.
   3) જ્યાં હું રહું છું ત્યાં બજારમાં મારા મિત્રની સોનીની દુકાન છે.

**II रेखांकित शब्दों के स्थान पर दिए गए प्रत्येक शब्द का प्रयोग कर वाक्य बनाइए।**

તમે જેમ <u>કહેશો</u> તેમ <u>કરીશ</u>.

| | |
|---|---|
| માગશો | આપીશું |
| ચાલશો | ચાલીશું |
| લખશો | લખીશું |
| આપશો | વાપરીશું |
| બોલશો | બોલીશું |

**III उदाहरण के अनुसार नीचे दिए गए वाक्य पूरे कीजिए।**

1. उदाहरण: કામ મનથી કરો.
   કામ સારું થશે.
   જે કામ મનથી કરશો તે સારું થશે.
   1) તમે કહો.
      હું કરીશ.
   2) છોકરી ભણે છે.
      છોકરી કમાય પણ છે.

3) લોકો મહેનત કરે છે.
લોકો કંઈક મેળવે છે.
4) તમે આપશો.
અમે સ્વીકારીશું.

2. उदाहरण: તમે કહો.
હું લગ્ન કરીશ.
જેમ તમે કહેશો તેમ હું લગ્ન કરીશ.
1) તમે કહો.
હું કામ કરીશ.
2) તમે માગો.
હું આપીશ.
3) તમે આપો.
હું વાપરીશ.
4) તમે ભણો.
સારી નોકરી મળશે.

3. उदाहरण: તારી માસી દક્ષા રહે છે.
તેઓ રહે છે.
જ્યાં તારી માસી દક્ષા રહે છે ત્યાં તેઓ રહે છે.
1) દહેજનું દૂષણ ફેલાયેલું છે.
તમારા જેવા સારા માણસો પણ છે.
2) હું રહું છું.
મારા મિત્રની સોનીની દુકાન છે.

**IV कोष्ठक में दिए गए शब्दों के उपयुक्त रूपों का प्रयोग कर वाक्य पूरे कीजिए।**
(જે...તે, જેમ...તેમ, જ્યાં.....ત્યાં)
1) ......... ઘરમાં દીકરી હોય છે ........ મા બાપને ચિંતા થાય છે.
2) તમે ........ કહેશો ........... કરીશ.
3) આજકાલ ....... છોકરો ભણેલો ........ વધુ દહેજ માગે છે.
4) ........ કામ મનથી થાય ....... સારું થાય.
5) ........ તારી માસી દક્ષા રહે છે ........ તેઓ રહે છે.
6) ......... છોકરો દહેજ ના લે સાથે મારે લગ્ન કરવા છે.
7) ......... તમને યોગ્ય લાગે કરો.

**V कोष्ठक में दिए गए हिंदी शब्दों के समानार्थक गुजराती शब्दों का प्रयोग कर वाक्य पूरे कीजिए।**

1) હે ભગવાન જે પ્રયત્ન......... તે સફળ થાય. (मै करूँ)
2) કુટુંબ અને નોકરી ....... સારાં છે. (दोनों)
3) બાપુજી જેમ આપશો તેમ ........ પડશે તો? (कम)
4) જે છોકરો ........ હોય તેણે દહેજ ન લેવું જોઈએ. (पढ़ा-लिखा)
5) જે ....... છે તે વાપરીશું.(बचाया)
6) મને મારો .......... જીવનસાથી મળશે. (मन-पसंद)

**VI बायीं ओर दिए गए वाक्यांशों का दाहिनी ओर दिए गए वाक्यांशों के साथ सही मिलान कर वाक्य बनाइए।**

| | |
|---|---|
| 1) જે કામ હું કરી શકું છું | - તેવા ખરીદશું |
| 2) જ્યાં ગૉળ હોય | - તેમ તે લખશે. |
| 3) જેવું વાવશો | - તે જ કામ કરવું જોઈએ. |
| 4) જેમ તમે લખાવશો | - ત્યાં કીડીઓ થાય. |
| 5) જેમ બાળક મોટું થાય | - તેવું લણશે. |
| 6) જે તમારું મન કહે | - તેમ તેની જરૂરીયાત વધે છે. |
| 7) જેવાં ઘરેણાં તે પસંદ કરશે | - તે તમે પણ કરી શકો છો. |

**VII उदाहरण के अनुसार नीचे दिए गए वाक्यों के निषेधवाचक रूप बनाइए।**

उदाहरण: જે રમેશ કહે છે તે લતા માને છે.
જે રમેશ કહે છે તે લતા માનતી નથી.

1) જે ઘરમાં ધન છે તે ઘરમાં સુખ શાંતિ છે.
2) જેમાં તાકાત છે તેમાં સારા ગુણ છે.
3) જે પાણી ઠંડું છે તે મને જોઈએ.
4) જેનું નામ રાહુલ છે તે આ જ છોકરો છે.
5) જેમ આપણે કરીએ છીએ તેમ બાળકો શીખે છે.
6) જેમ તમે આપશો તેમ ઓછું પડશે.
7) જેવા તમે પ્રશ્ન પૂછશો તેવા તમને જવાબ મળશે.

**VIII उदाहरण के अनुसार नीचे दिए गए वाक्यों के प्रश्नवाचक रूप बनाइए।**

उदाहरण: જે કામ મનથી થાય તે સારું થાય.
જે કામ મનથી થાય તે સારું થશે કે?

1) જેમ તમે કહેશો તેમ કરશે.
2) જે બચાવ્યું હશે તે વાપરશું.

3) ભદ્રા કાલે મારા ઘરે આવશે.
4) તમે તેને મળશો.

**IX उदाहरण के अनुसार नीचे दिए गए वाक्यों का परिवर्तन कीजिए।**

उदाहरण: જે પ્રયત્ન હું કરું તે સફળ થાય.
જેણે પ્રયત્ન કર્યો તેઓને સફળતા મળી.

1) જે કામ મનથી કરે તે સારું થાય.
2) જે બચાવ્યું છે તે વાપરશે.
3) જે માગ્યું તે આપ્યું.

**पढ़िए और समझिए**

## કુંવરબાઈનું મામેરું

નરસિંહ મહેતા ગુજરાતના આદિ કવિ છે. તે કૃષ્ણના પરમ ભક્ત હતા. જ્યાં હરિજનો રહેતા હતા ત્યાં તેઓ ભજન કરવા જતા હતા. પોતાની દીકરી કુંવરબાઈનું મામેરું કરવા નરસિંહ મહેતા ગયા. ગરીબ નરસિંહ મહેતાની દીકરીનાં સાસરિયાંએ મજાક ઉડાવી. કુંવરબાઈએ જેવા પોતાના પિતાને ખાલી હાથે આવેલા જોયા કે તરત રડી પડી. કુંવરબાઈએ પિતાને કહ્યું, "જેમ મા ગુજરી ગઈ તેમ હું પણ ગુજરી ગઈ હોત તો સારું". નરસિંહ મહેતાએ દીકરીને આશ્વાસન આપી ચિંતા નહીં કરવા તેમજ ભગવાન પર ભરોસો રાખવા સલાહ આપી. જે વસ્તુ જરૂરી હોય તેની યાદી તૈયાર કરવા કહ્યું. કુંવરબાઈ સાસુ પાસે યાદી લખાવવા ગયાં. તેમણે કુંવરબાઈને યાદી લખાવવા વડસાસુ પાસે મોકલ્યા. કુંવરબાઈના વડસાસુએ ઉપહાસ કરવા માટે મોટી યાદી લખી આપી. લખેલી યાદી નરસિંહ મહેતાની શક્તિ મુજબની છે તેમ જણાવ્યું. યાદી વાંચી કુંવરબાઈ હેબતાઈ ગઈ. નરસિંહ મહેતાએ યાદીમાં લખેલી વસ્તુઓ ઉત્તમ જાતની આપી. લોકો આ જોઈ દંગ થઈ ગયાં. ભગવાને નરસિંહ મહેતાની લાજ રાખી.

**शब्दार्थ**

| **गुजराती शब्द** | **हिंदी अर्थ** |
|---|---|
| નરસિંહ મહેતા | गुजरात के कृष्ण भक्त कवि |
| કુંવરબાઈ | (नरसिंह महेता की) लड़की का नाम |
| આદિ કવિ | आदि कवि, प्रारंभ के कवि |
| પરમ ભક્ત | परम भक्त |
| હરિજન | अछूत |
| ભજન | भजन-भक्तिगीत |
| મામેરું | बच्चे के जन्म के पूर्व अवसर पर लड़की को माँ-बाप की ओर से भेंट |

| | |
|---|---|
| સાસરિયાં | ससुराल के लोग |
| મજાક | मज़ाक |
| ગરીબ | निर्धन |
| ખાલી હાથ | खाली हाथ |
| રડવું | रोना |
| ગુજરી ગઈ | देहांत हुआ |
| આશ્વાસન | सांत्वना |
| ચિંતા | फिक्र |
| ભરોસો | ऐतबार/भरोसा |
| સલાહ | सलाह-सीख |
| સાસુ | पति या पत्नी की माँ |
| વડસાસુ | ससुर की माँ, बड़ीसास |
| ઉપહાસ | मज़ाक |
| શક્તિ | सामर्थ्य |
| હેબતાઈ ગઈ | चौंक गई |
| જાત | गुण |
| દંગ | आश्चर्यचकित |
| લાજ | लाज/इज्जत |

## अभ्यास

**I अनुच्छेद के आधार पर नीचे दिए गए प्रश्नों के उत्तर दीजिए।**

1) કુંવરબાઈને ત્યાં નરસિંહ મહેતા શા માટે ગયા?
2) કુંવરબાઈ કેમ રડી પડી?
3) નરસિંહ મહેતાએ દીકરીને શું આશ્વાસન આપ્યું?
4) વડસાસુએ કેવી યાદી બનાવી?
5) કુંવરબાઈ કેમ હેબતાઈ ગઈ?
6) મામેરાની વસ્તુઓ જોઈ લોકો દંગ કેમ થયા?

**II नीचे दिए गए शब्दों को वाक्यों में प्रयोग कीजिए।**

પરમ ભક્ત, મજાક ઉડાડવી, ખાલી હાથે, આશ્વાસન આપવું, ભરોસો રાખવો, દંગ થવું. કુરિવાજ, જીવનસાથી, ભણેલી-ગણેલી, વિરોધી.

**III हिंदी में अनुवाद कीजिए।**

આજે આપણા સમાજમાં જ્યાં-ત્યાં ઘણી બધી બદીઓ જોવા મળે છે. સમાજમાં આજે વિવિધ પ્રકારનાં વ્યસનો વધી રહ્યાં છે. સમાજમાં શિક્ષણના અભાવને કારણે વિવિધ પ્રકારનાં વ્યસનો ઘર કરી ગયાં છે. જેમ કે દારૂ, ગાંજો,

ચરસ, અફીણ વગેરે જેવાં વ્યસનો આજે પણ સમાજના કેટલાય પરિવારોને બરબાદ કરે છે. આવા પરિવારો જેમ-તેમ કરીને પોતાના પરિવારનું ગુજરાન ચલાવે છે. જે ઘરનો મોભી દારૂ પીતો હોય તે ઘરનાં બાળકો ઉપર તેની અસર પડે છે. આ ઉપરાંત આડોસ-પાડોશમાં પણ તેની ખરાબ અસર પડે છે.

સમાજમાં કેટલાય એવા પરિવાર છે જેમાં વ્યસન ખૂબ ખરાબ રીતે ઘર કરી ગયાં છે. સ્વયંસેવી સંસ્થાઓ અને સરકાર દ્વારા વ્યસન મુક્તિના અભિયાન ચાલે છે. તેનાથી કેટલાય પરિવારોમાં વ્યસન દૂર થાય છે. વ્યસનથી મનુષ્યને શારીરિક નુકસાન થાય છે. એ ઉપરાંત તેને આર્થિક અને સામાજિક નુકસાન થાય છે. જે પરિવારમાં તે પરિવારનાં બાળકો પણ વ્યસન કરે છે. આવાં પરિવારનાં બાળકોનું શિક્ષણ પણ અધુરું રહે છે અને એ બાળકને છેવટે બાળ મજૂરી કરવી પડે છે. એટલે જે ભણેલા છે તેમનું કર્તવ્ય છે કે તે બાળકોને યોગ્ય રસ્તો બતાવે અને સમાજમાં વ્યસનને ન વધવા દે.

**IV गुजराती में अनुवाद कीजिए।**

हमारे समाज में अनेक कुरीतियाँ हैं। दहेज प्रथा उन कुरीतियों में से एक है। सभी कुरीतियों की जड़ अशिक्षा और अज्ञानता है। जैसे-जैसे समाज में शिक्षा का प्रसार होगा वैसे-वैसे हमारे विचार भी बदलेंगे। जिस प्रकार दीपक से अंधकार मिटता है उसी प्रकार शिक्षा से ज्ञान प्राप्त होता है। जहाँ शिक्षा का उजाला होगा वहाँ कुरीतियाँ नहीं रह सकतीं।

दहेज प्रथा को मिटाने के लिए नई पीढ़ी को प्रयत्न करना पड़ेगा। विशेष रूप से लड़कियों को जागरूक होना पड़ेगा। उन्हें चाहिए कि, जिस लड़के के द्वारा दहेज की मांग हो उस लड़के से वे विवाह के लिए मना कर दें। जिस समाज में लड़कियाँ पढ़ी लिखी होंगी उस समाज में कुरीतियाँ मिट जाएँगी।

इस लिए हम जितना ध्यान लड़कियों की शिक्षा पर देंगे उतना ही हम कुरीतियों को मिटाने में सहयोग करेंगे।

जिस देश की युवापीढ़ी जागरूक होगी उस देश का विकास शीघ्रगति से होगा। इस लिए यदि हमें समाज में से कुरीतियाँ समाप्त करनी है तो हमें शिक्षा के प्रसार पर ध्यान देना चाहिए।

**V दहेज प्रथा के बारे में अपने विचार प्रकट करते हुए गुजराती में एक अनुच्छेद लिखिए।**

## टिप्पणियाँ

I नीचे दिए गए वाक्यों पर ध्यान दीजिए।

1.
1) જે ઘરમાં દીકરી હોય તે મા-બાપને ચિંતા થાય. — जिस घर में बेटी हो उस माँ-बाप को फिक्र होती है।
2) જે પ્રયત્ન હું કરું તે સફળ થાય. — जो प्रयत्न मैं करूँ वह सफल हो।
3) જે કામ મનથી થાય તે સારું થાય. — जो काम मन से हो वह अच्छा हो।

| | | |
|---|---|---|
| 4) | જે મહિનાનું મુહૂર્ત સારું હશે તે નક્કી કરીશું. | जिस महिने का मुहूर्त अच्छा होगा वह तय करेंगे। |

उपर्युक्त वाक्य हिंदी के जो-वह, जिस-उस प्रकार के सह संबध सूचक वाक्य हैं। दोनों वाक्यों की संज्ञाओं का संबंध दिखाने केलिए संबंधसूचक अव्यय शब्दों का प्रयोग हिंदी की तरह ही होता है।

2.

| | | |
|---|---|---|
| 1) | તમે જેમ કહેશો તેમ કરીશ. | आप जैसा कहेंगे वैसा करूँगी। |
| 2) | જેમ માગશો તેમ આપીશું. | जैसे माँगेंगे वैसे देंगे। |
| 3) | જેમ આપશો તેમ ઓછું પડશે તો? | जैसे दोगे वैसे कम पड़ेगा तो? |

उपर्युक्त वाक्य हिंदी के 'जैसे-वैसे' प्रकार के हैं। गुजराती में 'જેમ-તેમ' (जेम-तेम) या 'જેવું-તેવું' (जेवुं-तेवुं) का प्रयोग करके ऐसे वाक्य बनते हैं। 'जैसे-वैसे' का प्रयोग तीन कालों में समान रूप में किया जाता है और दोनों क्रिया करने की क्रमिकता तथा रीती को दिखाते हैं।

3. इस पाठ में निम्न प्रकार के वाक्यों का भी प्रयोग किया गया है।

| | | |
|---|---|---|
| 1) | જ્યાં તારી માસી દક્ષા રહે છે ત્યા તેઓ રહે છે. | जहाँ तुम्हारी मौसी दक्षा रहती है वहाँ वे रहते हैं। |
| 2) | જ્યાં હું રહું છું ત્યાં બજારમાં મારા મિત્રની સોના-ચાંદીની દુકાન છે. | जहाँ मैं रहता हूँ वहाँ बाजारमें मेरे मित्र की सोने चाँदी की दुकान है। |
| 3) | જ્યાં દહેજનું દૂષણ ફેલાયેલું છે ત્યાં તમારા જેવા સારા માણસો પણ છે. | जहाँ दहेज का दूषण है वहाँ आप जैसे भले लोग भी हैं। |

उपर्युक्त वाक्य हिंदी के 'जहाँ-वहाँ' प्रकार के हैं। गुजराती में 'જ્યાં-ત્યાં' (ज्यां-त्यां) के प्रयोग से ऐसे वाक्य बनते हैं। इस प्रयोग से स्थानका बोध होता है।

II इस पाठ में निम्न प्रकार के वाक्यों का प्रयोग किया गया है।

1) જેમ/જેવું માગશે તેમ/તેવું આપીશું.
2) જેમ/જેવું કહેશો તેમ/તેવું હું આપીશું.
3) જેમ/જેવું બોલ્યા તેમ/તેવું મેં લખ્યું.
4) જેમ બાળક મોટું થાય છે તેમ તેની સમજ પણ વધે છે.
5) જેવું ઘર હતું તેવું મળી ગયું.

6) જેવું વાવશો તેવું લણશો.
7) જેવી છોકરી તેમને જોઈએ તેવી ગીતા નથી.
8) જેવો તારો સ્વભાવ છે તેવા સારો એનો સ્વભાવ છે.

उपर्युक्त वाक्यों में रेखांकित शब्द 'જેમ-તેમ'/'જેવું-તેવું'/'જેવા-તેવા'/'જેવો-તેવો'/'જેવી-તેવી' हिंदी के 'जैसे-वैसे'/जैसा-वैसा'/'जैसी-वैसी' के समान हैं। ये सह संबंध सूचक अव्यय शब्द हैं जो रीती/क्रमिकता/समय आदि का बोध कराते हुए क्रियविशेषणों की तरह प्रयोग में आते हैं।

ध्यान दीजिए कि सहसंबंधी अव्यय शब्द 'જેમ-તેમ' का परिवर्तन लिंग-वचन के अनुसार नहीं होता है और 'જેવું-તેવું', 'જેવા-તેવા', 'જેવો-તેવો', 'જેવી-તેવી' हिंदी के 'जैसा-वैसा', 'जैसी-वैसी', 'जैसे-वैसे' की तरह लिंग-वचन के अनुसार परिवर्तित होते हैं।

# પાઠ पाठ 16

## શેર બજાર

**ઉદય :** પરેશ તારો દીકરો હર્ષ ક્યાં ગયો?

**પરેશ :** હર્ષ તો મારા ભાઈની ઑફિસે ગયો છે.

**ઉદય :** ક્યારથી વળી?

**પરેશ :** જ્યારથી બારમાની પરીક્ષા પૂરી થઈ ત્યારથી ત્યાં જાય છે.

**ઉદય :** તમારા ભાઈને શાનું કામકાજ છે?

**પરેશ :** મારા ભાઈની શેર બજારમાં પેઢી છે.

**ઉદય :** આજકાલ શેર બજારની બોલબાલા છે. જ્યારથી શેર બજાર ઉચકાયું છે ત્યારથી લોકોનું આકર્ષણ એ દિશામાં વધ્યું છે. જો સરળતાથી પૈસો મળશે તો કોણ છોડશે?

**પરેશ :** પણ આ લાંબું ચાલશે નહીં. જો શેર બજારના ભાવ ઘટી જશે તો બધાં જ પસ્તાશે. જેટલો વધારે ભાવ વધશે તેટલું શેરવાળા માટે સારું થશે.

**ઉદય :** પરંતુ પૈસો કમાવવા માટે ધંધામાં ધ્યાન આપવું પણ જરૂરી છે. જો આપણે શેર બજાર વિશે સતર્ક ન રહીએ તો મોટું નુકસાન પણ થઈ શકે છે. એટલે જ થોડા દિવસો પહેલાં મધુસુદન એન્ડ કંપની ઊઠી ગઈ.

## शेयर-बाजार

**उदय :** परेश तुम्हारा बेटा हर्ष कहाँ गया?

**परेश :** हर्ष तो मेरे भाई के ऑफिस में गया है।

**उदय :** कब से?

**परेश :** जब से बारहवीं की परीक्षा पूरी हुई तब से वहाँ जाता है।

**उदय :** आपके भाई का क्या कामकाज है?

**परेश :** मेरे भाई की शेयर-बाजार में दुकान है।

**उदय :** आजकल शेयर-बाजार का बोलबाला है। जब से शेयर-बजार तेजी में है तब से लोगों की रुझान उस दिशा में बढ़ी है। यदी आसानी से पैसा मिलेगा तो कौन छोडेगा?

**परेश :** पर यह ज्यादा चलेगा नहीं। यदि शेयर-बजार के भाव कम हो जाएँगे तो सभी पछताएँगे। जितना ज्यादा भाव बढ़ेगा उतना शेयरवालों के लिए अच्छा होगा।

**उदय :** लेकिन पैसा कमाने के लिए कारोबार में ध्यान देना भी जरूरी है। अगर हम शेयर-बाजार के बारे में सतर्क ना रहें तो बड़ा नुकसान भी हो सकता है। इसी कारण कुछ दिन पहले मधुसुदन एंड कंपनी दीवालिया हो गई।

**પરેશ** : તેં સાચું જ કીધું. જો ધંધામાં ધ્યાન ન આપે તો ઊઠી જ જાય છે. મારા કાકાને પણ એકવાર મોટું નુકસાન થયું હતું.

**परेश** : तुम ने तो ठीक ही कहा। अगर कारोबार में ध्यान नहीं देंगें तो दीवालिया भी हो जाते हैं। मेरे चाचा का भी एक बार बड़ा नुकसान हुआ था।

**ઉદય** : ખરેખર, શું ખૂબ મોટું નુકસાન થયું હતું?

**उदय** : सचमुच, क्या बहुत बड़ा नुकसान हुआ था?

**પરેશ** : હા, હા. એ જ તો મેં કીધું.

**परेश** : हाँ, हाँ। वही तो मैंने कहा।

**ઉદય** : જો મારી સાથે આવું થાત તો હું સહન ન કરી શક્યો હોત. શેર બજારમાં તો પલકારામાં ઈજ્જત ચાલી જાય છે.

**उदय** : अगर मेरे साथ ऐसा होता तो मैं सहन नहीं कर सकता। शेयर-बजार में तो पलभर में इज्जत चली जाती है।

**પરેશ** : તો પણ લોકોની આંખો નથી ઉઘડતી.

**परेश** : फीर भी लोगों की आँखें नहीं खुलती।

**ઉદય** : જો તમારી પાસે શેર હોય તો હમણાં કાઢશો નહીં.

**उदय** : यदि आपके पास शेयर हों तो अभी निकालना (बेचना) नहीं।

**પરેશ** : મારી પાસે જેટલી કંપનીઓના શેર છે તેટલી બધી જ વિશ્વસનીય છે. જો ભાવ સારા હોત તો હું અત્યારે વેચી નાખત.

**परेश** : मेरे पास जितनी कंपनियों के शेयर हैं वे सभी विश्वासनीय हैं। यदि भाव अच्छे होते तो मैं अभी बेच डालता।

**ઉદય** : હા, જો શેર બજારમાં તેજી હોત તો હું પણ મારી પાસે પડેલા શેર વેચી નાખત. સારું જણાવ શું તારો દીકરો હર્ષ પણ શેર બજારની વાતોમાં રસ લે છે?

**उदय** : हाँ, अगर शेयर-बाजार में तेजी होती मेरे पास पडेहुए शेयर बेच डालता। अच्छा, बताओ क्या तुम्हारा बेटा हर्ष भी शेयर-बाजार की बातों में दिलचस्पी लेता है?

**પરેશ** : જો તે શેર બજારની વાતોમાં રસ લેતો હોત તો હું ખુશ થાત. તેને વ્યાપારમાં પણ રસ નથી. તેને તો નાચવું, ગાવું, નાટક જોવાં અને અભિનય કરવો જેવી લલિત કલાઓમાં જ રસ છે.

**परेश** : अगर वह शेयर-बाजार की बातों में दिलचस्पी लेता होता तो मैं खुश होता। उसको व्यापार में भी रुची नहीं है। उसको तो नाचना, गाना, नाटक देखना और खेलना जैसी ललीत कलाओं में ही दिलचस्पी है।

**ઉદય :** એ તો ઘણી સારી વાત છે. પૈસા કમાવવામાં તો ઘણા લોકો ઉત્સુક રહે છે. તારો હર્ષ તો કલા માટે પોતાનું જીવન સમર્પિત કરવા ઈચ્છે છે. જો કલાકારો ન હોત તો આ દુનિયા કેટલી નીરસ હોત? શું તેં આ વિશે ક્યારેય વિચાર્યું છે?

**उदय :** यह तो बहुत अच्छी बात है। पैसे कमाने में तो बहुत लोग उत्सुक रहते हैं। तुम्हारा हर्ष तो कला के लिए अपना जीवन समर्पित करना चाहता है। यदि कलाकार नहीं होते तो यह दुनियाँ कितनी नीरस होती? क्या तुमने इस के बारे में कभी सोचा है?

**પરેશ :** હા, હા. એટલે જ તો મેં હર્ષને પોતાની પસંદના માર્ગ પર ચાલવા દીધો છે.

**परेश :** हाँ, हाँ। इसीलिए तो मैंने हर्ष को अपने पसंद के रास्ते पर चलने दिया है।

**ઉદય :** આ તેં સારું જ કર્યું છે. જ્યારથી લોકોનું ધ્યાન વગર મહેનતની કમાણી તરફ વળ્યું છે ત્યારથી પ્રામાણિકતા ગાયબ થઈ ગઈ છે. પણ હર્ષ તો તે લોકો જેવો નથી. જો તે સાચા હૃદયથી કલાની ઉપાસના કરશે. તો તે અવશ્ય એક મોટો કલાકાર બની શકે છે. પછી તો નામ અને પૈસો બંને સાથે-સાથે કમાશે.

**उदय :** यह तुमने ठीक ही किया है। जब से लोगों का ध्यान बिना महेनत की कमाई की ओर मुडा है तब से प्रामाणिकता गायब हो गई है। लेकिन हर्ष तो उन लोगों जैसा नहीं है। वह कलाकार बनना चाहता है। यदि वह सच्चे दिल से कला की उपासना करेगा तो वह बेशक एक बडा कलाकार बन सकता है। फिरतो नाम और पैसा दोनों साथ-साथ कमाएगा।

**પરેશ :** જેવી ભગવાનની ઈચ્છા.

**परेश :** जेसी भगवान की इच्छा।

**शब्दार्थ**

| गुजराती शब्द | हिंदी अर्थ |
|---|---|
| શેર બજાર | शेयर-बाजार |
| પેઢી | दुकान |
| બોલબાલા | बोलबाला |
| ઉચકાયું છે | तेजी में है/उछला है |
| આકર્ષણ | रुझान |
| દિશા | दिशा |
| ભાવ | भाव |
| ઊઠી જવું | दीवालिया हो जाना |
| પલકારામાં | पलभर में |

| | |
|---|---|
| ઉઘાડવી | खोलना |
| વિશ્વસનીય | विश्वसनीय |
| નાખીશ | डालूँगा |
| ધંધો | धंधा |
| ટકા | प्रतिशत |
| સ્થિર થવું | जमजाना/स्थिर होना |
| મહેનત | मेहनत |
| ઓળખાણ | परख/पहचान |
| રોડપતી/ભિખારી | रोड़पति/भिखारी |
| મોં બતાવવા જેવું ન રહેવું (કહેવત) | मुँह दिखाने लायक न रहना (मुहावरा) |
| આંખ ઉઘાડવી (કહેવત) | आँखें खुलना (मुहावरा) |

**अभ्यास**

**I नीचे दिए गए वाक्यों का अभ्यास कीजिए।**

1. 1) જ્યારથી બારમાની પરીક્ષા પૂરી થઈ ત્યારથી ત્યાં જાય છે.
   2) જ્યારથી શેર બજાર ઉચકાયું છે ત્યારથી લોકોનું આકર્ષણ એ દિશામાં વધ્યું છે.
   3) જ્યારથી લોકોનું ધ્યાન વગર મહેનતની કમાણી તરફ વળયું છે ત્યારથી પ્રામાણિકતા ગાયબ થઈ ગઈ છે.

2. 1) જેટલો વધારે ભાવ વધશે તેટલો ઘટશે.
   2) જેટલું પૈસાનું મહત્ત્વ વધ્યું છે તેટલું શિક્ષણનું સ્તર ઘટ્યું છે.
   3) જેટલું ભણ્યો તેટલું સાચું.

3. 1) જો શેર બજારના ભાવ ઘટી જશે તો બધાં જ પસ્તાશે.
   2) જો ધંધામાં ધ્યાન ન આપે તો ઊઠી જ જાય.
   3) જો તમારી પાસે શેર હોય તો હમણાં કાઢશો નહીં.
   4) જો તે શેર બજારની વાતોમાં રસ લેતો હોત તો હું ખુશ થાત.
   5) જે ભાગ્યમાં હશે તો જરૂર તેમ થશે.
   6) જો કલાકારો ન હોત તો આ દુનિયા કેટલી નીરસ હોત

**II कोष्ठक में दिए गए शब्दों में से उपयुक्त शब्द चुनकर वाक्यों की पूर्ति कीजिए।**

(જો...તો, જ્યારથી...ત્યારથી, જેટલું...તેટલું, જેમ...તેમ, જેવું...તેવું, જેવી..તેવી)

1) _______ બારમાની પરીક્ષા પૂરી થઈ _______ ત્યાં જાય છે.
2) _______ ભાગ્યમાં હશે _________ જરૂર તેમ થશે.

3) _______ પૈસાનું મહત્ત્વ વધ્યું છે _________ શિક્ષણનું સ્તર ઘટ્યું છે.
4) _______ વાવે ______ લણે એ ઈશ્વરી ન્યાય છે.
5) ________ કરણી ________ ભરણી.
6) ______ તું મારો ભાઈ છે _____ તે પણ મારો ભાઈ છે.

**III कोष्ठक में दिए गए हिंदी शब्दों के समानार्थक गुजराती शब्दों का प्रयोग कर नीचे दिए गए वाक्य पूरे कीजिए।**

1) ______ બારમાની પરીક્ષા પૂરી થઈ ત્યારથી ત્યાં જાય છે. (जब से)
2) _______ તમારી પાસે શેર હોય તો હમણાં કાઢશો નહીં. (यदि)
3) જ્યારથી શેર બજાર ઉચકાયું છે _______ લોકોનું આકર્ષણ એ દિશામાં વધ્યું છે. (तब से)
4) જેવી કરણી _______ ભરણી. (वैसी)
5) ______ વાવશો તેવું લણશે. (जैसा)
6) ______ તમે આવ્યા હોત તો આપણે લગ્નમાં જરૂર જાત. (यदि)

**IV उदाहरण के अनुसार दिए गए वाक्य पूरे कीजिए।**

1. उदाहरण: ______ ધંધામાં ધ્યાન ન આપે _____ ધંધામાંથી ઊઠી જવાય.
જો ધંધામાં ધ્યાન ન આપે તો ધંધામાંથી ઊઠી જવાય.

1) _______ તમે પૌષ્ટિક ખોરાક ન ખાઓ _____ બિમાર પડશો.
2) _______ ભાગ્યમાં હશે _____ જરૂર તેમ થશે.
3) ______ તમારી પાસે શેર હોય _____ હમણાં કાઢશો નહીં.
4) _______ તેણે અભ્યાસ કર્યો હોત _____ તે શિક્ષક હોત.

2. उदाहरण: ______ લોકોનું ધ્યાન વગર મહેનતની કમાણી તરફ વળયું છે ______ પ્રામાણિકતા મરી પરવારી છે.
જ્યારથી લોકોનું ધ્યાન વગર મહેનતની કમાણી તરફ વળયું છે ત્યારથી પ્રામાણિકતા મરી પરવારી છે.

1) _______ શેર બજાર ઉચકાયું છે ____ લોકોનું આકર્ષણ એ તરફ વધ્યું છે.
2) _______ બારમાની પરીક્ષા પૂરી થઈ ______ ત્યાં જાય છે.
3) તે ______ કસરત કરે છે _____ તેની તબિયત સારી છે.

**V पाठ के आधार पर नीचे दिए गए वाक्य पूरे कीजिए।**

1) જેટલો વધારે ભાવ________________________.
2) જો મારી સાથે આવું થાત________________________.
3) જ્યારથી બારમાની પરીક્ષા પૂરી થઈ________________________.

4) જો તે સાચા હૃદયથી કલાની ઉપાસના______________________.
5) જો તમારી પાસે શેર હોય તો______________________.

**VI बायीं ओर दिए गए वाक्यांशों का दाहिनी ओर दिए गए वाक्यांशों के साथ सही मिलान कर वाक्य बनाइए।**

| | (क) | (ख) |
|---|---|---|
| 1) | જો ભાગ્યમાં હશે.. | - તો તેને સારી નોકરી મળી હોત. |
| 2) | જેવું વાવે..... | - ત્યારથી ત્યાં જાય છે. |
| 3) | જેમ માગશે... | - તો જરૂર તેમ થશે. |
| 4) | જ્યારથી બારમાની પરીક્ષા પૂરી થઈ... | - તેમ આપીશું. |
| 5) | જો તે ભણ્યો હોત... | - તેવું લણે. |

**VII उदाहरण के अनुसार नीचे दिए गए वाक्यों के लिंग-वचन बदलकर वाक्य पूरे कीजिए।**

(જેટલું-તેટલું, જેટલો-તેટલો, જેટલી-તેટલી)

उदाहरण: ______સસ્તો છે____મોંઘો છે.
જેટલો સસ્તો છે તેટલો મોંઘો છે.

1. 1) ______સસ્તી છે ___મોંઘી છે.
2) ______સસ્તું છે ____મોંઘું છે.

2. (જેવી-તેવી, જેવું-તેવું, જેવો-તેવો)

उदाहरण: ______ દેશ ___વેશ.
જેવો દેશ તેવો વેશ.

1) ______ કરણી ______ ભરણી.
2) ______કરે ___ પામે.

**VIII उदाहरण के अनुसार रेखांकित शब्द के स्थान पर दिए गए प्रत्येक सर्वनाम का प्रयोग कर वाक्य बनाइए।**

उदाहरण: જો <u>તમારી</u> પાસે શેર હોય તો હમણાં કાઢશો નહીં.
તારી
મારી
અમારી
તેની
તેમની

## IX नीचे दिए गए गुजराती कहावतों और मुहावरों के हिंदी अर्थ दीजिए।

1) જેવી ભગવાનની ઈચ્છા.
2) મોં બતાવવા જેવું ન રહેવું.
3) આંખ ઉઘડવી.

**पढ़िए और समझिए**

## ગુજરાતી નામે વેપારી

અમે બંને ભાઈઓએ મળીને જ્યારથી અમારો સ્વતંત્ર વ્યવસાય શરૂ કર્યો છે. ત્યારથી અમારી પરિસ્થિતિ ઘણી સુધરી છે. જો પ્રવીણ આજ ખંતથી કામ કરશે તો અમારી પેઢી જોતજોતામાં આગળ આવી જશે. જ્યારથી અમે ગુજરાતમાં વેપાર વધાર્યો છે ત્યારથી તો અમને પાણી પીવાની પણ ફુરસદ મળતી નથી. ધંધાનો જેટલો વિકાસ થઈ શકે તેટલો કરવાની અમારી ઈચ્છા છે. જ્યારથી ગુજરાતનો આર્થિક વિકાસ થયો છે ત્યારથી ગુજરાતના ઉદ્યોગોને સારું બળ મળ્યું છે. જો અમારા નાનાભાઈ મહેશની ઈચ્છા હશે તો તેને પણ ધંધામાં સાથે લઈશું. પૈસો જેટલો વેપારમાં કમાઈ શકાય છે તેટલો નોકરી કરવાથી મળે નહીં. વેપારમાં જ લક્ષ્મીનો વાસ છે એમ કહેવાય છે. આપણે ગુજરાતીઓ તો આમે વેપારીઓ છીએ. વેપાર આપણી નસમાં છે.

**शब्दार्थ**

| गुजराती शब्द | हिंदी अर्थ |
|---|---|
| વ્યવસાય | व्यवसाय |
| ખંત | धैर्य |
| જોતજોતામાં | देखते-देखते |
| ફુરસદ | फुरसद |
| ઉદ્યોગ | उद्योग |
| વધાર્યો | बढाया |
| બળ | बल |
| લક્ષ્મી | लक्ष्मी |
| વાસ | निवास |
| આમે | ऐसे भी |
| નસમાં | नस में |

## अभ्यास

**I अनुच्छेद के आधार पर नीचे दिए गए प्रश्नों के उत्तर दीजिए।**

1) પ્રવિણ અને તેના ભાઇની પરિસ્થિતિ ક્યારથી સુધરી છે?
2) પ્રવીણ શી રીતે કામ કરે છે?
3) બંને ભાઇઓને પાણી પીવાની ફુરસદ ક્યારથી નથી મળતી?
4) ગુજરાતનો આર્થિક વિકાસ થયો ત્યારથી શો ફેર પડ્યો છે?
5) પૈસો વધુ શામાં કમાઈ શકાય છે?
6) મહેશ કોણ છે?

**II नीचे दिए गए शब्दों के समानार्थक गुजराती शब्द दीजीए।**

धैर्य, बढाया, निवास, देखते-देखते, बहाव, प्रतिशत, परख, भिखारी, दीवालीया हो जाना, खोलना, पल भर में।

**III अनुच्छेद के आधार पर कोष्ठक में दिए गए शब्दों में से उपयुक्त शब्द चुन कर वाक्य पूरे कीजिए।**

1) વેપાર ગુજરાતીઓની ______ છે. (નસમાં, મગજમાં, હૃદયમાં)
2) ______ જ લક્ષ્મીનો વાસ છે. (ખેતીમાં, વેપારમાં, નોકરીમાં)
3) અમદાવાદના ઉદ્યોગોને સારું ________મળ્યું છે. (બળ, શક્તિ, તાકાત)
4) અમે સ્વતંત્ર વ્યવસાય શરૂ કર્યો છે ત્યારથી અમારી______ ઘણી સુધરી છે. (આવક, શોભા, પરિસ્થિતિ)
5) ગુજરાતમાં વેપાર શરૂ કર્યો છે ત્યારથી અમને ____ ફરસદ મળતી નથી. (જમવાની, સુવાની, પાણી પીવાની)

**IV हिंदी में अनुवाद कीजिए।**

જો કોમ્પ્યુટરની શોધ ન થઈ હોત તો દુનિયા કેવી હોત? તેથી જ કહી શકાય કે આજના આધુનિક યુગમાં કોમ્પ્યુટર એક ખૂબ જ અગત્યનું સાધન છે. જ્યારે કોમ્પ્યુટરની શોધ થઈ ન હતી ત્યારે પણ આપણું બધુ કામ થતું હતું. જેમ-જેમ વૈજ્ઞાનિક શોધો થતી ગઈ તેમ-તેમ આપણી ભૌતિક સગવડો અને અપેક્ષાઓ પણ વધતી ગઈ. જ્યારે ચાર્લ્સ બાર્બેજે કોમ્પ્યુટરની શોધ કરી ત્યારે મનુષ્યએ વિજ્ઞાન ક્ષેત્રે હરણફાળ ભરી ઈન્ટરનેટ પર ઈ-મેલથી લઈને ઘરની દેખરેખ રાખનાર એક વ્યક્તિ તરીકે કોમ્પ્યુટર આજે આપણી પાસે છે. ઈન્ટરનેટ દ્વારા દુનિયાના ગમે તે ખૂણામાંથી ગમે ત્યાં સંપર્ક સાધી શકાય છે અને તેથી જ ઈ-ગવર્નન્સ, ઈ-કોન્ફરન્સ, ઈ-શોપિંગ જેવી અનેક સુવિધાઓ આપણી પાસે છે. જો કોમ્પ્યુટર ન હોત તો કદાચ દુનિયા આટલી સુવિધાજનક અને ઝડપી ન હોત.

જો આપણને કોઈ વસ્તુથી લાભ થાય છે તો કેટલાક ગેરલાભ પણ થાય

છે. જેમ કે ઈન્ટરનેટ વાયરસ, પોર્નોગ્રાફિક વેબસાઈટ જેવા દૂષણો પણ છે. ઈન્ટરનેટ વાયરસ ઘણા બધાં કોમ્પ્યુટરને એક સાથે ઠપ્પ કરી શકે છે. અત્યારનાં બાળકો કોમ્પ્યુટર પર ગેમ રમ્યા કરે છે અને ઈન્ટરનેટ સર્ફિંગ કરે છે. જેની ખૂબ જ ખરાબ અસર પડે છે. બાળકો પરંપરાગત શારીરિક વ્યાયામની રમતોને ભૂલી રહ્યો છે અને કોમ્પ્યુટર ગેમ દ્વારા પોતાની આંખો ખરાબ કરે છે. જો ગેમ તેમના મગજને કસે છે તો અમુક મારધાડવાળી ગેમ તેમના માટે હાનિકારક પણ બને છે. ઈન્ટરનેટ પર પોર્નોગ્રાફિક સાઈટ જોઈને બાળકો પર ખરાબ અસર પડે છે.

આજે ઓફિસોમાં અનેક પ્રકારનું કામ એક જ વ્યક્તિ કોમ્પ્યુટર પર સરળતાથી કરી શકે છે. જે રીતે કોમ્પ્યુટર આપણા રોજિંદા જીવનમાં ઘર કરી ગયું છે તે જોતાં લાગે છે કે ઘણા લોકોનું જીવન કોમ્પ્યુટર વગર અધુરું છે. આથી કહી શકાય કે જેટલું કોમ્પ્યુટર ઉપયોગી છે તેટલું તે નુકસાન પણ કરે છે.

શોધ
બધું
ભૌતિક
સગવડ
અપેક્ષા
હરણફાળ ભરવી

## V गुजराती में अनुवाद कीजिए।

जितना हम पश्चिमी सभ्यता से जुड़ रहे हैं उतना हम भारतीय संस्कृति से कट रहे हैं। हमारी जीवन शैली कठिन होती जा रही है। हमारी आवश्यकताएँ बढ़ रही हैं। जबसे हमारे यहाँ विदेशी आवश्यकताएँ बढ़ रही हैं, जबसे हमारे यहाँ विदेशी चमक दमक बढ़ी है तब से हमारी नई पीढ़ी उसकी दीवानी होगई है।

यदि आवश्यकताएँ बढ़ी हैं तो महँगाई भी बढ़ी है। यदि मंहगाई इसी प्रकार बढ़ती रहेगी तो हमें अपनी कार्यशक्ति भी बढ़ानी पड़ेगी। जैसी हमारी जीवन शैली होगी वैसी हमारी सभ्यता होगी।

जबसे हमने सभ्यता की यह नई शैली अपनाई है तब से हम अपनी परम्परागत भारतीय शैली भूलने लगे हैं। हमारा खान-पान, रहन-सहन, आचार-व्यवहार सब बदल गया है।

आवश्यकताएँ बढ़ने और आमदनी घट जाने से हमारी चिंताएँ बढ़ी हैं। शिक्षा का प्रसार बढ़ा है। किंतु शिक्षा के साथ रोजगार नहीं बढ़ा। यदि इसी प्रकार बेरोजगारी बढ़ती रही तो हमारी चिंताएँ भी बढ़ती रहेंगी। जैसे जैसे हमारी पीढ़ी शिक्षित हो रही है वैसे-वैसे उस में बेरोजगारी भी बढ़ रही है।

आप सोचिए यदि इसी प्रकार हमारे देश की पीढ़ी बेरोजगारी के कारण बेकार होती गई तो वह भटक जाएगी। न नौकरी, न व्यापार, दोनों नहीं हैं। दोनों के लिए धन चाहिए। जितना गुड़ उतना मीठा। इसी कहावत के अनुसार जिस के पास जितनी दौलत होगी उसे उतनी ही अच्छी नौकरी मिलेगी। जैसे नेता वैसे केता। नेता भी समाज सेवी नहीं रहे और केता भी अपनी सीमा छोड़कर अपना सर्च बढ़ा रहे हैं।

पूरे बाज़ार का संचालन शेयर-बाजार के हाथों में आ गया है। जैसे-जैसे शोयर-बाज़ार भाव गिरते-बढ़ते हैं वैसे-वैसे पूरा व्यापार मंहगा सस्ता हो जाता है। इस प्रकार बाजार भी अब अस्थिर हो गया है।

**VI दहेज प्रथा के बारे में अपने विचार प्रकट करते हुए गुजराती में एक अनुच्छेद लिखिए।**

## टिप्पणियाँ

I इस पाठ में निम्न प्रकार के वाक्यों का परिचय दिया गया है।

| | | |
|---|---|---|
| 1) | જો સરળતાથી પૈસો મળશે તો કોણ છોડશે? | यदि आसानी से पैसा मिलेगा तो कौन छोडेगा? |
| 2) | જો શેર બજારના ભાવ ઘટી જશે તો બધા જ પસ્તાશે. | यदि शेयर-बाजार के भाव कम हो जाएँगे तो सभी पछताएँगे। |
| 3) | જો આપણે શેર બજાર વિશે સતર્ક ન રહીએ તો મોટું નુકસાન પણ થઈ શકે છે. | अगर हम शेयप-बाजार के बारे में सतर्क ना रहे तो बड़ा नुकसान भी हो सकता है। |
| 4) | જો ધંધામાં ધ્યાન ન આપે તો ઊઠી જ જાય છે. | अगर कारोबार में ध्यान नहीं देते तो दीवालिया ही हो जाता है। |

उपर्युक्त वाक्यों में रेखांकित शब्द 'જો...તો' (जो....तो) का प्रयोग हिंदी के 'यदि 'तो'/'अगर....तो' के समान हैं और ऐसे वाक्य शर्तबद्ध होते हैं। 'જો' (यदि) से प्रारंभ होने वाला उपवाक्य कारण वाचक होता है। और 'તો' (तो) से प्रारंभ होनेवाला उपवाक्य परिणाम बोधक होता है।

II अब नीचे दिए गए वाक्यों पर ध्यान दी जिए।

| | | |
|---|---|---|
| 1) | જો તે શેર બજારની વાતોમાં રસ લેતો હોત તો હું ખુશ થાત. | अगर वह शेयर बाजार की बातों में दिलचस्पी लेता होता तो में खुश होता। |
| 2) | જો કલાકારો ન હોત તો આ દુનિયા કેટલી નિરસ હોત? | यदि कलाकार नहीं होते तो यह दुनिया कितनी नीरस होती? |
| 3) | જો તેણે સારી રીતે વાંચ્યું હોત તો સારા ગુણ આવ્યા હોત. | अगर उसने अच्छी तरह पढ़ा होता तो अच्छे अंक आए होते। |

उपर्युक्त वाक्यों में रेखांकित किए गए शब्द प्रयोग हिंदी के 'यदि ...... होता तो' के समान हैं। ये भी एक प्रकार के शर्तबद्ध वाक्य हैं। लेकिन 'भूतकाल में जो होना था वह क्यों नहीं हुआ, इसका कारण इन वाक्यों के शर्तबद्ध प्रयोगों से स्पष्ट होता है।

उदाहरण:

1) જો તેણે સારી રીતે મહેનત કરી હોત તો તે પરીક્ષામાં પાસ થઈ ગયો હોત.

अगर उसने अच्छी तरह मेहनत की होती तो वह परीक्षा में पास हो गया होता। इस का अर्थ है कि, उसने परीक्षा से पहले अच्छी तरह महेनत नहीं की इसलिए वह पास नहीं हो सका।

3. 1) જ્યારથી લોકોનું ધ્યાન વગર મહેનતની કમાણી તરફ વળ્યું છે ત્યારથી પ્રામાણિકતા ગાયબ થઈ ગઈ છે. — जब से लोगों का ध्यान बिना महेनत के पैसे की ओर हुआ है तबसे प्रमाणिकता मर चुकी है।

2) જ્યારથી બારમાની પરીક્ષા પૂરી થઈ ત્યારથી ત્યાં જાય છે. — जब से मेट्रिक की परीक्षा पूरी हुई तब से वहाँ जाता है।

3) જ્યારથી શેર બજાર ઉચકાયું છે ત્યારથી લોકોનું આકર્ષણ એ દિશામાં વધ્યું છે. — जब से शेयर-बाजार तेजी में है तब से लोगो की रुझान उस दिशा में बढ़ी हैं।

उपर्युक्त वाक्य हिंदी के 'जब से - तब से' के प्रयोग के समान हैं। गुजराती में 'જ્યારથી...ત્યારથી' का प्रयोग कर ऐसे वाक्य बनते हैं। ऐसा प्रयोग क्रियाओं के होने के समय का बोध करता है।

4. 1) જેટલો ભાવ વધશે તેટલો ઘટશે. — जितना ही भाव बढ़ेगा उतना ही कम होगा।

2) જેટલું ભણ્યો તેટલું સાચું. — जितना पढ़ेगा उतना सही।

3) જેટલું પૈસાનું મહત્ત્વ વધ્યું છે તેટલું શિક્ષણનું સ્તર ઘટ્યું છે. — जितना पैसे का महत्त्व बढ़ा है उतना शिक्षा का स्तर कम हुआ है।

उपर्युक्त वाक्य हिंदी के 'जितना.... उतना' के प्रयोग के समान हैं। गुजराती में (जेटलु...तेटलुं) 'જેટલું....તેટલું' का प्रयोग कर ऐसे वाक्य बनते हैं। हिंदी की ही तरह लिंग-वचन के अनुसार इनके रूप बदलते हैं। जैसे 'જેટલો....તેટલો', 'જેટલી...તેટલી' (जेटलो-तेटलो), 'જેટલું....તેટલું' (जेटली-तेटली)। इस प्रकार के प्रयोग परिमाण बताने के लिए होते हैं।

# પાઠ 17
# पाठ

## હૂંસાતૂંસી

(પશુઓ, પ્રાણીઓ અને પક્ષીઓ પોતાનો રાજા પસંદ કરવા એકઠાં થયાં છે.)

**શિયાળ :** આજે આપણે આપણા રાજાને પસંદ કરવા ભેગાં થયાં છીએ. જે બધાંમાં શ્રેષ્ઠ હશે તે આપણો રાજા થશે.

**ગરૂડ :** જો એમ જ હોય તો હું જ રાજા બનવાને યોગ્ય છું. હું સૌથી ઊંચે ઊડી શકું છું. મારા જેવું ઊંચું ઉડનારું કોઈ નથી.

**ઊંટ :** હવે બેસ, બેસ. તારા કરતાં વધુ ઊંચે ઉડનારાં ઘણાં પક્ષીઓ છે. જ્યારે તેમને રાજા નથી બનાવ્યા તો તારી શી વિસાત. મારી સામે જો હું બધાંથી ઊંચું છું. મારી ડોક સૌથી લાંબી છે. હું આખા જંગલ ઉપર નજર રાખી શકું છું. તેથી હું જ બધાથી શ્રેષ્ઠ છું. મને રાજા બનાવો.

**હાથી :** જા, જા. તારા કરતાં તો જિરાફની ડોક વધુ લાંબી હોય છે, વળી તારાં તો અઢારે અંગ વાંકાં છે. તું શી રીતે રાજાના પદ ઉપર શોભે? મારી સામે જુઓ મારી શક્તિનો તમને કાંઈ અંદાજ છે? હું બધાં કરતાં વધારે શક્તિશાળી અને પ્રભાવશાળી છું. રાજા બનવાને

## खीचंतान

(पशु, प्राणी और पक्षी अपने राजा का चयन करने के लिए इकट्ठे हुए हैं।)

**सियाल :** आज हम अपने राजा का चुनाव करने के लिए एकत्र हुए हैं। जो सभी में श्रेष्ठ होगा वह अपना राजा होगा।

**गरुड़ :** यदि ऐसा ही है तो मैं ही राजा बनने योग्य हूँ। मैं सब से ऊँचा उड़ सकता हूँ। मेरे जैसा ऊँचा उड़नेवाला कोई नहीं है।

**ऊँट :** बैठ-बैठ। तुझ से ज्यादा ऊँचा उड़नेवाले बहुत पक्षी हैं। जब उनको राजा बना नहीं सकते तो तुम्हारी कप्प विसात। मेरी तरफ देखो मैं सबसे ऊँचा हूँ। मेरी गरदन सबसे लंबी है। मैं सारे जंगल पर दृष्टि रख सकता हूँ। मैं ही सबसे श्रेष्ठ हूँ। इसलिए मुझे ही राजा बनाइए।

**हाथी :** जा-जा, तुझसे तो जिराफ की गरदन अधिक लंबी होती है। फिर तेरे तो अठारह ही अंग टेढ़े हैं। तुम कैसे राजा के पद पर शोभित होंगे? मेरे सामने देखो। मेरी शक्ति का तुम्हें कोई अंदाजा है? मैं सब से ज्यादा शक्तिशाली और प्रभावशाली हूँ। राजा बनने के लिए तो मैं ही लायक हूँ। मेरे जैसा दूसरा कोई नहीं है।

તો હું જ લાયક છું. મારા જેવો બીજો કોઈ નથી.

**ઘોડો** : તું તારી જાતને ભલે સૌથી યોગ્ય પાત્ર ગણે પણ તારા જેવા તો મેં ઘણા જોયા છે. શું તું મારાં કરતાં વધુ ઝડપે દોડી શકે છે? તું તો જાડા શરીરવાળો છે. તારી ગતિ પણ ખૂબ જ ધીમી છે. રાજા તો તીવ્રગામી હોવો જોઈએ. હું સૌથી તીવ્રગામી છું. તેથી તમે બધાં મને જ રાજા બનાવો.

**घोड़ा** : भले ही तुम अपने आप को सबसे योग्य पात्र गिनो। लेकिन तुम्हारे जैसे तो मैने बहुत देखे हैं। क्या तुम मुझसे ज्यादा तेज़ दौड़ सकते हो। तुम तो थुल-थुल शरीर के हो। तुम्हारी गति भी बहुत धीमी है। राजा तो तीव्रगती के होने चाहिए। मैं सबसे तीव्रगामी हूँ। इसलिए तुम सब मुझे ही राजा बनाओ।

**શિયાળ** : તું ઝડપી દોડી શકે છે એટલે તો તને રાજા ન બનાવી શકાય. રાજા તો બુદ્ધિશાળી હોવો જોઈએ. તારા મોંમાં તો માણસ લગામ નાખીને તને ગુલામ બનાવે છે. તું શું રાજા થવાનો? રાજા થવાને યોગ્ય તો હું જ છું. મારા જેવું ચાલાક બીજું કોણ છે? તેથી મને જ રાજા બનાવો.

**सियाल** : तुम तेज दौड़ सकते हो। इसलिए तो तुम्हें राजा नहीं बना सकते। राजा तो बुद्धिमान होना चाहिए। तुम्हारे मुख में तो मनुष्य लगाम ड़ालकर तुम्हें गुलाम बनाते हैं। तुम क्या राजा बनोगे? राजा बनने के योग्य तो मैं ही हूँ। मेरे जैसा दूसरा कौन है? इसलिए मुझे ही राजा बनाओ।

**પોપટ** : તું ચાલાક નથી. તું તો લુચ્ચું છે. લુચ્ચું પ્રાણી અમારો રાજા ન હોય. રાજા માટે તો હું જ યોગ્ય છું. મારા રંગ-રૂપ બધાં કરતાં ઉત્તમ છે. હું મીઠું બોલી શકું છું. મારાં કરતાં બધારે મીઠું બોલતાં કોને આવડે છે?

**तोता** : तुम चालाक नहीं हो। तुम तो धूर्त हो। धूर्त प्राणी हमारा राजा नहीं होगा। राजा के लिए तो मैं ही योग्य हूँ। मेरा रंग-रूप सब से उत्तम है। मैं मीठा बोल सकता हूँ। मुझ से अधिक मीठा बोलना किसे आता है।

**રીંછ** : ફક્ત મીઠું બોલવાથી રાજપાટ નથી ચાલતો અને બનવા માટે સૌથી સુંદર હોવું પણ જરૂરી નથી. રાજા તો નિર્ભય હોવો જોઈએ. તારા જેવું બીકણ પંખી શું રાજા બનશે? અહીં મારાથી વધારે નિર્ભય

**भालू**: केवल मीठा बोलने से राजा पाट नहीं चलता और राजा बनने के लिए सबसे सुंदर होना भी जरूरी नहीं है। राजा तो निर्भीत होना चाहिए। तेरि जैसा डरपोक पक्षी क्या राजा बनेगा? यहाँ मुझसे अधिक निर्भीत कौन है? इसलिए राजा बनने योग्य तो मैं ही हूँ।

કોણ છે. તેથી રાજા બનવાને યોગ્ય તો હું જ છું.

**વાઘ :** ફક્ત નિર્ભય હોવાથી શું છે? રાજા બનવા માટે શક્તિશાળી હોવું પણ આવશ્યક છે. હું સૌથી વધારે નિર્ભય પણ છું, શક્તિશાળી પણ છું. તેથી રાજા બનવાને યોગ્ય તો હું છું.
(ત્યાં જ સિંહની ગર્જના સંભળાય છે)
સિંહની ગર્જના સાંભળી બધાં વન્ય પ્રાણીઓ વેર-વિખેર થવા લાગે છે.

**बाघ :** केवल निर्भीत होने से क्या है? राजा बनने के लिए ताकतवर होना भी अवश्यक है। मैं सब से अधिक निर्भीत भी हूँ, ताकतवर भी हूँ। इसलिए राजा बनने योग्य तो मैं हूँ।
(तभी सिंह की गर्जना सुनाई पड़ती है। सिंह की गर्जना सुनकर सारे वन पशु तितर-बितर होने लगते हैं।

**બધાંપ્રાણી :** સિંહ જ આપણા બધાંથી શ્રેષ્ઠ છે. તેના જેવું કોઈ નથી. આપણે બધા તેને જ આપણો રાજા બનાવીશું.

**सभी प्राणी :** सिंह ही हम सबसे श्रेष्ठ है। उस के जैसा कोई नहीं है। हम सब उसे ही अपना राजा बनाएँगे।

**શિયાળ :** વનરાજ સિંહની જય...
**બધાંપ્રાણી :** વનરાજ સિંહની જય.. **(સમૂહમાં)**

**सियाल :** वन राज सिंह की जय।
**सभी प्राणी एक साथ :** वन राज सिंह की जय।

**शब्दार्थ**

| **गुजराती शब्द** | **हिंदी अर्थ** |
|---|---|
| પશુઓ | पशु |
| પ્રાણીઓ | प्राणी |
| પસંદ | चयन/चुनाव करना |
| ઉડનારાં | उड़ने वाले |
| સૌથી | सबसे |
| ઊંચું | ऊँचा |
| વિસાત | बिसात |
| લાંબી | लंबी |
| ડોક | गरदन |
| અઢારે અંગ વાંકા હોવાં(રૂઢિપ્રયોગ) | अठारह अंग टेढ़े होना (मुहावरा) |
| લાયક, યોગ્ય | लायक, योग्य |
| ઝડપી | वेग, तेज |

| | |
|---|---|
| તીવ્રગતિ | तीव्रगति |
| બુદ્ધિશાળી | बुद्धिमान |
| લગામ | लगाम |
| ચાલાક | चालाक |
| લુચ્ચું | धूर्त |
| રંગ-રૂપ | रंग-रूप |
| મીઠું | मीठा |
| નિર્ભય | निर्भीत |
| બીકણ | डरपोक |
| ગર્જના | गर्जना |
| વેર વિખેર | तितर-बितर |

**अभ्यास**

**I नीचे दिए गए वाक्यों का अभ्यास कीजिए।**

1. 1) મારા જેવું ઊંચું ઉડનારું કોઈ નથી.
 2) મારા જેવો બીજો કોઈ નથી.
 3) તેના જેવું કોઈ નથી.
 4) તારા જેવા તો મેં ઘણા જોયા છે.
 5) તારા જેવું બીકણ પંખી શું રાજા બનશે?

2. 1) તારા કરતાં વધુ ઊંચે ઉડનારાં ઘણાં પક્ષીઓ છે.
 2) તારા કરતાં જિરાફની ડોક વધુ લાંબી હોય છે,
 3) મારાં કરતાં વધુ ઝડપે દોડી શકે છે?
 4) મારા રંગ-રૂપ બધાં કરતાં ઉત્તમ છે.
 5) મારાં કરતાં બધારે મીઠું બોલતાં કોને આવડે છે?
 6) છે કોઈ મારા કરતાં વધુ મોટું?

3. 1) જે બધાંમાં શ્રેષ્ઠ હશે તે આપણો રાજા.
 2) હું સૌથી ઊંચે ઊડી શકું છું.
 3) હું બધાંમાં ઊંચું છું.
 4) તમારાં સૌ કરતાં હું વધારે શક્તિશાળી અને પ્રભાવશાળી છું.
 5) મારાથી ચાલાક બીજું કોણ છે?
 6) સિંહ જ બધાંથી વધુ બળવાન છે.

4. 1) તારા કરતાં વધુ ઊંચે ઉડનારાં ઘણાં પક્ષીઓ છે.
 2) હું બધાંથી ઊંચું છું.

3) મારી ડોક લાંબી છે.
4) તારાં તો અઢારે અંગ વાંકા છે.
5) હું બધાં કરતાં વધારે શક્તિશાળી અને પ્રભાવશાળી છું.
6) મારા જેવું ચાલાક બીજું કોણ છે?
7) લુચ્ચું પ્રાણી અમારો રાજા ન હોય.
8) મારા રંગ-રૂપ ઉત્તમ છે.
9) સિંહ જ બધાંથી વધુ બળવાન છે.
10) રાજા તો બુદ્ધિશાળી જોઈએ.
11) રાજા થવાને તો હું જ યોગ્ય છું.

**II नीचे दिए गए वाक्यों में रेखांकित शब्दों के स्थान पर कोष्ठक में दिए गए प्रत्येक शब्द का प्रयोग कर चार-चार वाक्य बनाइए।**

1. 1) તે ઊંચો છોકરો છે. (સારો, ગોરો, જાડો, પાતળો)
2) તે ઊંચી છોકરી છે. (સારી, ગોરી, જાડી, પાતળી)
3) તે ઊંચું છોકરું છે. (સારું, ગોરું, જાડું, પાતળું)
4) તે ઊંચા છોકરાઓ છે. (સારા, ગોરા, જાડા, પાતળા)
5) તે ઊંચી છોકરીઓ છે. (સારી, ગોરી, જાડી, પાતળી)
6) તે ઊંચાં છોકરાં છે. (સારાં, ગોરાં, જાડાં, પાતળાં)

2. 1) તે ગાનારો છોકરો છે. (ફરનારો, કરનારો, જોનારો, આવનારો)
2) તે ગાનારી છોકરી છે. (ફરનારી, કરનારી, જોનારી, આવનારી)
3) તે ગાનારું પક્ષી છે. (ઉડનારું, ફરનારું, બોલનારું, ચણનારું)
4) તે ગાનારા છોકરાઓ છે. (ફરનારા, કરનારા, જોનારા, આવનારા)
5) તે ગાનારી છોકરીઓ છે. (ફરનારી, કરનારી, જોનારી, આવનારી)
6) તે ગાનારાં પક્ષીઓ છે. (ઉડનારાં, ફરનારાં, બોલનારાં, ચણનારાં)

3. 1) તે બુદ્ધિશાળી છોકરો છે. (છોકરી, છોકરા, છોકરું, પક્ષી)
2) તે સુંદર છોકરો છે. (છોકરીઓ, છોકરાઓ, છોકરાં, પક્ષીઓ)
3) તે દયાળું છોકરો છે. (છોકરી, છોકરીઓ, છોકરું, છોકરાં, પક્ષી, પક્ષીઓ)

4. ગરૂડ કરતાં વધુ ઉડનારાં ઘણાં પક્ષીઓ છે.
ઉંચે
ઝડપથી
વધારે શક્તિથી
વધારે વેગથી

**III कोष्ठक में दिए उपयुक्त विशेषण का प्रयोग कर वाक्य पूरे कीजिए।**

1. (ઊંચું, અઢારે, બુદ્ધિશાળી, બળવાન, ઉત્તમ, ચાલાક, વધુ, ઘણાં)
   1) ગરૂડ કરતાં______ ઉડનારાં ______પક્ષીઓ છે.
   2) ઊંટ બધામાં ______ છે.
   3) તારાં ______ અંગ વાંકાં છે.
   4) રાજા તો ______ જોઈએ.
   5) શિયાળથી ______ બીજું કોણ છે?
   6) પોપટના રંગ-રૂપ ______ છે.
   7) છે કોઈ મારા કરતાં વધુ _______ ?
   8) સિંહ જ વધુ _______ છે.

2. (સઘળાથી, સૌથી, કરતાં, મારાથી, સૌ કરતાં)
   1) ગરૂડ _______ ઉંચે ઉડનારાં ઘણાં પક્ષીઓ છે.
   2) જે ______ શ્રેષ્ઠ હશે તે આપણો રાજા.
   3) ઊંટની ડોક ______ જિરાફની ડોક લાંબી છે.
   4) હાથી ______ વધારે શક્તિશાળી છે.
   5) અહીંયાં ______વધારે ચાલાક બીજું કોણ છે?
   6) વાઘ ______ વધુ બળવાન છે.

**IV बायीं ओर दिए गए वाक्यांशों के साथ दाहिनी ओर दिए गए वाक्यांशों का सही मिलान कीजिए।**

1.
   1) જે સૌથી શ્રેષ્ઠ હશે - બીજું કોણ છે?
   2) તમારાં સૌ કરતાં હું - બોલતાં કોને આવડે છે?
   3) મારાથી ચાલાક - વધુ મોટું.
   4) મારા કરતાં મીઠું - તે આપણો રાજા.
   5) છે કોઈ મારા કરતાં - વધારે શક્તિશાળી અને પ્રભાવશાળી છું.
   6) હું બધાંમાં - ઉડનારાં તો ઘણાં પક્ષીઓ છે.
   8) તારા કરતાં વધુ ઊંચું - ઊંચું છું.

**V उदाहरण के अनुसार नीचे दिए गए वाक्य जोड़ियों का मिलान कीजिए।**

1. उदाहरण: ઊંટની ડોક લાંબી છે.
   જિરાફની ડોક વધુ લાંબી છે.
   ઊંટ કરતાં જિરાફની ડોક વધુ લાંબી છે.
   1) ઊંટની શક્તિ ઓછી છે.
      હાથીની શક્તિ વધુ છે.
   2) હાથીની ઝડપ ઓછી છે.
      ઘોડાની ઝડપ વધારે છે.

3) ઊંટ ધીમે દોડી શકે છે.
   ઘોડો ઝડપથી દોડી શકે છે.
4) રીંછમાં તાકાત ઓછી છે.
   વાઘમાં તાકાત વધુ છે.

**VI उदाहरण के अनुसार कोष्ठक में दिए गए प्रत्येक विशेषण के उपयुक्त रूप का प्रयोग कर छह-छह वाक्य बनाइए।**

(ડાહ્યો, રૂપાળો, ગાંડો, વહાલો)

ઉદાહરણ: 'સારો'

1) તે સારો છોકરો છે.
2) તે સારી છોકરી છે.
3) તે સારું છોકરું છે.
4) તે સારા છોકરાઓ છે.
5) તે સારી છોકરીઓ છે.
6) તે સારાં છોકરાં છે.

**VII उदाहरण के अनुसार नीचे दिए गए वाक्यों के प्रश्नवाचक वाक्य बनाइए।**

ઉદાહરણ: ઊંટ બધામાં ઊંચું છે.
બધામાં ઊંચું કોણ છે?

1) ગરૂડ બધાંથી ઊંચે ઉડે છે.
2) ઊંટનાં અઢારે અંગ વાંકાં છે.
3) પોપટનાં રંગ-રૂપ ઉત્તમ છે.
4) સિંહ જ વધુ બળવાન છે.
5) શિયાળ સૌથી ચાલાક છે.
6) રાજા તો બુદ્ધિશાળી જોઈએ.
7) જિરાફની ડોક લાંબી છે.

**पढ़िए और समझिए**

## બે બકરીઓ અને કૂતરા

એક મોટી નદી હતી. નદી ઉપર તદ્દન સાંકડો પુલ હતો. પુલ ઉપરથી એક વખતે એક જ વ્યક્તિ પસાર થઈ શકે તેમ હતું. એક દિવસ એ પુલ ઉપર બે કૂતરા સામસામી દિશાએથી આવ્યા. બંને એક બીજા સામે ઘૂરકવા લાગ્યા. બંને એકબીજાથી ઉતરે તેમ ન હતા. બંને પોતાને એક બીજા કરતાં ચઢિયાતા માનતા હતા. કાળા કૂતરાએ ધોળા કૂતરાને પાછા જવાનું કહ્યું, તો ધોળા કૂતરાએ કાળા કૂતરાને પાછા જવાનું કહ્યું. બંનેમાંથી કોઈ એકબીજાનું માનતો ન હતા. બંને ઝઘડવા લાગ્યા. ઝગડતાં ઝગડતાં બંને ઉછળીને નદીમાં પડ્યા અને વહી

ગયા. થોડા સમય પછી એ જ પુલ ઉપર સામસામી દિશાથી બે બકરીઓ આવી. બંને સમજું હતી. મોટી બકરી નીચે બેઠી. નાની તેની ઉપર થઈને પુલની આ બાજુથી પેલી બાજુ પસાર થઈ. થોડીવાર પછી મોટી બકરી ઊભી થઈ અને તે પણ પુલ પરથી પસાર થઈ. બંને બકરીઓ કૂતરાઓ કરતાં ડાહ્યી હતી. કૂતરાઓની જેમ તેમણે ઝઘડો કરી જાન ન ગુમાવ્યા. બકરીઓ કૂતરાઓ કરતાં સમજુ હતી.

**शब्दार्थ**

| **गुजराती शब्द** | **हिंदी अर्थ** |
|---|---|
| નદી | नदी |
| તદ્દન | अत्यंत |
| વ્યક્તિ | व्यक्ति |
| કૂતરો | कुत्ते |
| સાંકડો | सकरा, संकीर्ण |
| પુલ | पुल |
| ઘૂરકવા લાગ્યા | गुर्राने लगे |
| ઉતરતાં | घटते हुए |
| ચઢિયાતા | बढ़ते हुए |
| પાછા જવું | वापस जाना |
| ઉછળીને | उछल कर |
| વહી ગયા | बह गए |
| ધોળો | सफेद |
| સામસામેથી | आमने-सामने से |
| સમજુ | समझदार |
| નીચે | नीचे |
| બીજી બાજુ | दीसरी ओर |
| ડાહ્યી | समझदार |
| ઝઘડો | झगड़ा |
| જેમ | जैसा |
| જાન ગુમાવ્યા | जान गँवाई |

**अभ्यास**

**I अनुच्छेद के आधार पर नीचे दिए गए प्रश्नों के उत्तर दीजिए।**

1) પુલ કેવો છે અને ક્યાં આવેલો છે?
2) કૂતરાઓ શા માટે ઘૂરકવા લાગ્યા?
3) કૂતરાઓ નદીમાં શાથી પડ્યા?
4) બકરીઓએ પુલ કેવી રીતે પસાર કર્યો?
5) બકરીઓને ડાહ્યી કેમ કહી?

**II अनुच्छेद में से नीचे दिए गए शब्दों के विलोमार्थी शब्द दीजिए।**

1. એક, કાળો, ઉતરતાં, મોટી

2. **अनुच्छेद के आधार पर वाक्यों की पूर्ति कीजिए।**

નદી ઉપર _______ પુલ હતો. પુલ ઉપર ______ કૂતરા સામસામેથી આવ્યા. પોતાને બીજા કરતાં ________ માનતા હતા. __________ કૂતરાએ _________ કૂતરાને પાછા જવા કહ્યું. __________ બકરી નીચે બેઠી તેની ઉપરથી થઈને __________ પુલની __________ ગઈ. બકરીઓ કૂતરા કરતાં __________ અને __________ હતી.

**III हिंदी में अनुवाद कीजिए।**

ગુજરાત ઉત્સવોની સમૃદ્ધ ભૂમી છે. ગુજરાતના ઉત્સવોમાં સૌથી વધુ આકર્ષણ મેળાઓનું હોય છે. ગુજરાતના અનેક વિસ્તારોમાં વિવિધ તહેવારના દિવસે નાના-મોટા મેળા ભરાય છે. એમાં તરણેતરનો મેળો, વૈઠાનો મેળો અને શામળજીનો મેળો વગેરે જેવા મેળા છે. આ મેળાઓ સૌથી વધુ પ્રચલિત છે.

તરણેતરનો મેળો ગુજરાતના સૌરાષ્ટ્ર વિસ્તારના રાજકોટ શહેરથી પંચોતેર કિ.મી. દૂર આવેલા એક સ્થળે ભરાય છે. આ સ્થળે પ્રાચીન શિવ મંદિર આવેલું છે. આ મેળાના મુખ્ય આકર્ષણમાં અહીંનાં લોકનૃત્યો, લોકગીતો અને પરંપરાગત રમતોનો સમાવેશ થાય છે. અહીં લોકનૃત્યોમાં સૌથી વધુ આકર્ષણ રાસ, ગરબા અને હૂડો નૃત્યનું છે. આ ઉપરાંત અહીં આવતા વિવિધ જાતિના લોકોનાં ભરત ભરેલા રંગબેરંગી પોશાકો, વળદાર પાઘડીઓ અને શણગારેલી છત્રીઓ આકર્ષક હોય છે. મનોરંજન માટે અહીં પરંપરાગત સ્પર્ધાત્મક રમતો પણ રમાય છે. મેળામાં હસ્તકલા ઉદ્યોગની વસ્તુઓ અને પશુમેળો પણ જોવા મળે છે. આ મેળામાં જીવન સાથીની પસંદગીની પરંપરા પણ અહીં જોવા મળે છે. અહીં વિવિધ જાતિનાં લોકો પોતાને મનગમતા પાત્રને પસંદ કરે છે. જેમ કે કોઈ છોકરી કોઈ છોકરા સાથે બોલવાનું બંધ કરી દે તો તેનો મતલબ છે કે તેણે જીવનસાથી પસંદ કરી લીધો. આ મેળામાં દુનિયાભરમાંથી પચાસ હજારથી વધારે લોકો આવે છે.

વૌઠાનો મેળો ગુજરાતના બધા જ મેળા કરતાં અલગ પ્રકારનો છે. આ મેળાનું ધાર્મિક અને પૌરાણિક મહત્ત્વ છે. આ મેળામાં એક વિશિષ્ટ બજાર ભરાય છે તે ગધેડાઓનું બજાર છે. જેમાં વણજારાઓ ચારથી પાંચ હજાર ગધેડાંઓની લે-વેચ કરે છે. આ મેળો જ્યાં ભરાય છે તેને સપ્તસંગમ પણ કહે છે. આ મેળો સાબરમતી, વાત્રક અને બીજી પાંચ નાની-મોટી નદીઓના સંગમ સ્થાને ભરાય છે. આ મેળામાં વિવિધ જાતિના કલાકારો વિસ્મયકારી કળાઓ રજૂ કરીને મેળામાં આવનાર લોકોનું મનોરંજન કરે છે. આ ઉપરાંત ગુજરાતમાં શામળાજીનો મેળો પણ પ્રચલિત છે. આ મેળો મેશ્વા નદીના કાંઠે ભરાય છે. અહીં વૈષ્ણવ શ્રદ્ધાળુઓ મોટા પ્રમાણમાં આવે છે. અહીં રાજસ્થાનથી પણ ઘણાં લોકો આવે છે. અહીંનું મંદિર અગ્યારમી સદીમાં બન્યું હતું. આ મેળો બે અઠવાડિયા ચાલે છે. જેમાં બે લાખથી પણ વધારે લોકો આવે છે.

આમ, ગુજરાતના મેળાઓની એક આગવી ઓળખ છે. જેમાં ગરાસિયા, ભીલ, વણઝારા, કોળી, કાઠી, રબારી, ભરવાડ, કણબી, ચારણ વગેરે વિવિધ જાતિના લોકોની પરંપરાગત સંસ્કૃતિનાં દર્શન થાય છે. દુનિયાભરમાં આ મેળાઓની આગવી વિશેષતા છે.

**शब्दार्थ**

| **गुजराती शब्द** | **हिंदी अर्थ** |
|---|---|
| ઉત્સવ | उत्सव |
| સમૃદ્ધ | समृद्ध |
| તહેવાર | तहेवार |
| નિમિત્ત | निमित्त |
| મેળો | मेला |
| તરણેતર | तरणेतर |
| વૌઠા | वौठा |
| શામળાજી | शामणाजी |
| સૌરાષ્ટ્ર | सौराष्ट्र |
| રાજકોટ | गुजरात के विविध गाँव, शहर या विस्तार |
| પંચોતેર | पचहत्तर |
| પ્રાચીન | प्राचीन |
| ભરાય છે | लगता है/लगते हैं |
| સમાવેશ | समावेश |
| રાસ, ગરબા, હૂડો | गुजरात के लोकनृत्य के विविध प्रकार |
| ભરત ભરેલાં | कशीदाकाम किए हुए |
| વળદાર | बटवाली/ऐंठनदार |
| પાઘડી | पगड़ी |

| | |
|---|---|
| છત્રી | छत्री |
| હસ્તકલા ઉદ્યોગ | हस्तकला उद्योग |
| પશુમેળો | पशुओं को खरीदने बेचने का मेला |
| પૌરાણિક | पौराणिक |
| ગધેડા બજાર | गधों को खरिदने बेचने का बाज़ार |
| વણઝારા | बनजारे |
| હજાર | हज़ार (संख्या के अर्थ में) |
| સાબરમતી, વાત્રક, મેશ્વા | साबरमती,पात्रक,मेश्वा(गुजरात की नदीयाँ) |
| બાજીગર | बाज़ीगर/विविध कर्तब दिखानेवाला |
| વિસ્મયકારી | विस्मयकारी |
| રજૂ કરવું | प्रस्तुत करना/प्रदर्शित करना |
| કાંઠો | किनारा |
| શ્રદ્ધાળું | श्रद्धालु |
| પૂજક | पूजक |
| સદી | सदी |
| ગરાસિયા, ભીલ, વણઝારા, કોળી, કાઠી, રબારી, ભરવાડ, કણબી, ચારણ | गुजरात की विविध जातियाँ |

**IV गुजराती में अनुवाद कीजिए।**

कल हमारे शहर में एक सर्कस आया है। गए साल भी एक सर्कस आया था। वह सर्कस इस से अधिक बड़ा था। उस सर्कस में पशु भी इस सर्कस से अधिक थे। उसका हाथी इस सर्कस से हाथी से ज्यादा बड़ा था।

इस सर्कस का विदूषक बहुत विनोदी है। बच्चों का मनोरंजन सबसे अधिक वही करता है।

झूले वाली लड़कियाँ भी बहुत बढ़िया झूला झूलती हैं। उनमें सबसे ज्यादा अच्छा खेल एक छोटी लड़की दिखाती है। वह हाथ छोड़ कर साइकिल चलाती है। इस लड़की से भी अच्छा खेल तो बंदर का है। वह भालू और कुत्ते से भी अधिक मनोरंजन करता है।

एक बहुत बड़े लोहे के पिंजरे में शेर बंद है। उसका खेल बहुत खतरे का है। रिंग मास्टर उसे पिंजरे से बाहर निकालता है। रिंगमास्टर शेर के सामने कोड़ा फराकर उसे डराता है। उसकी गर्जना से सारा पंडाल गूँज उठता है। सचमुच रिंगमास्टर का खेल सबसे ज्यादा खतरनाक है। सर्कस में सबसे छोटा प्राणी तोता और सबसे बड़ा प्राणी हाथी है। सर्कस का प्रदर्शन बहुत ही आनंद देने वाली है।

**V किसी मेले में देखे गए किसी भी प्रकार के खेल पर एक अनुछेद गुजराती में लिखिए।**

## टिप्पणियाँ

I पिछले पाठों में आप गुजराती के विशेषण शब्दों से परिचित हो गए होंगे। इस पाठ में भिन्न-भिन्न विशेषणों का प्रयोग किया गया है। साथ साथ गुजराती के तुलना बतानेवाले तथा श्रेष्ठता बताने वाले प्रयोगों का भी परिचय दिया गया है।

उदाहरण:

| | | |
|---|---|---|
| 1) | તારા કરતાં વધુ ઊંચે ઉડનારાં તો ઘણાં પક્ષીઓ છે. | तुझसे ज्यादा ऊंचा उड़ने वाले तो बहुत पक्षी हैं। |
| 2) | હું બધાંથી ઊંચું છું. | मैं सबसे ऊँचा हूँ। |
| 3) | તારાં અઢારે અંગ વાંકા છે. | तेरे तो अठारह अंग टेढ़े हैं। |
| 4) | બુદ્ધિશાળી રાજા તો તે છે. | बुद्धिमान राजा तो वे हैं। |
| 5) | યોગ્ય રાજા તો લોકોની ભલાઇ કરે છે. | योग्य राजा के लोगों की भलाई करते हैं। |
| 6) | મારાથી ચાલાક બીજું કોણ છે? | मुझ से चालाक दूसरा कौन है? |
| 7) | લુચ્ચું પ્રાણી અમારો રાજા ન હોય. | धूर्त प्राणी हमारा राजा नहीं होगा। |
| 8) | મારા રંગ-રૂપ બધાથી ઉત્તમ છે. | मेरा रंगरूप सब से उत्तम है। |

उपर्युक्त वाक्यों में सभी रेखांकित शब्द गुजराती में विशेषण हैं। गुजराती में भी हिंदी ही की तरह सामान्यतः लिंग, वचन के अनुसार विशेषण के भी रूप बदलते हैं। ध्यान दीजिए कि गुजराती में पुल्लिंग, स्त्रीलिंग तथा नपुंसक लिंग हैं और विशेषण इन के अनुसार बदलते हैं।

| | पुल्लिंग | स्त्रीलिंग | नपुंसकलिंग |
|---|---|---|---|
| एकवचन | -ઊંચો છોકરો (ऊँचा लड़का) | ઊંચી છોકરી (ऊँची लड़की) | ઊંચું છોકરું |
| बहुवचन | -ઊંચા છોકરાઓ (ऊँचे लड़के) | ઊંચી છોકરીઓ (ऊँची लड़कियाँ) | ઊંચાં છોકરાં |

2. ઉત્તમ- (उत्तम) उत्तम, સુંદર-(सुंदर) सुंदर जैसे विशेषण शब्द लिंग और वचन के अनुसार नहीं बदलते।

3. બુદ્ધિશાળી- (बुद्धिशाली) 'बुद्धिमान', બળવાન-(बलवान) 'बलवान', શક્તિશાળી-(शक्तिशाली) 'शक्तिमान', પ્રભાવશાળી- (प्रभावशाली) 'प्रभावशाली' जेसे शब्द संज्ञा तथा विशेषण के रूपमें प्रयुक्त होते हैं। इन के रूप भी लिंग वचन के अनुसार नहीं बदलते।

4. 'ઉડનારાં (उडनारां) 'उड़नेवाले', ગાનારાં (गानारां) 'गानेवाले', ફરનારાં (फरनारां) 'घूमनेवाले' जैसे शब्दों का प्रयोग भी संज्ञा तथा विशेषण के रूप में होता है और ये शब्द लिंग और वचन के अनुसार बदलते हैं।

| | *एकवचन* | | *बहुवचन* | |
|---|---|---|---|---|
| *पुल्लिंग* | ગાનારો છોકરો | गानेवाला लड़का | ગાનારા છોકરાઓ | गानेवाले लड़के |
| *स्त्रीलिंग* | ગાનારી છોકરી | गानेवाली लड़की | ગાનારી છોકરીઓ | गानेवाली लड़कियाँ |
| *नपु.* | ગાનારું પક્ષી | | ગાનારાં પક્ષીઓ | |

ध्यान दीजिए कि हिंदी की ही तरह गुजराती में भी संज्ञार्थक कृदंतों के साथ-साथ एक वचन में 'રો' (रो) (पु.), 'રી' (री) (स्त्री.), 'રું' (रु) (नपुं.) और बहुवचन में 'રા' (रा) (पु.), 'રી' (री) (स्त्री.), 'રાં' (रां) (नपुं.) लगाकर विशेषण बनाए जाते हैं। यह स्थिति हिंदी के एकवचन 'वाला' (पु.), वाली (स्त्री.) और बहुवचन 'वाले' (पु.), के प्रयोगों के समान है। हिंदी में इन परसर्गों के लगने के पूर्व संज्ञार्थक कृदंत में 'आ' के स्थान पर 'ए' विकार होता है परंतु गुजराती में संज्ञार्थ कृदंत एक रूपमें ही रहते हैं।

5.

| | | |
|---|---|---|
| 1) | મારા જેવું ઊંચું ઉડનારું તો કોઈ નથી. | मेरे जैसा ऊँचा उड़नेवाला कोई नहीं है। |
| 2) | મારા જેવો બીજો કોઈ નથી. | मेरे जैसा दूसरा कोई नहीं है। |
| 3) | તારા જેવું બીકણ પંખી શું રાજા બનશે? | तेरे जेसा डरपोक पक्षी क्या राजा बनेगा? |
| 4) | સિંહ જેવું કોઈ નથી. | सिंह जेसा कोई नहीं है। |
| 5) | તારા જેવા તો મેં ઘણા જોયા છે. | तेरे जैसे तो मैंने बहुत देखे हैं। |

उपर्युक्त वाक्यों में रेखांकित शब्द हिंदी के 'मेरे जैसा', 'तेरे जैसा', 'उसके जैसा' प्रयोगों के समान हैं। हिंदी की तरह गुजराती में भी संज्ञा या सर्वनाम के संबंध कारक रूप 'જેવું' (जेवुं), 'જેવા' (जेवा), 'જેવી' (जेवी), 'જેવો' (जेवो) जैसे तुल्यता या साहश्यता दर्शाने वाले शब्द जोडकर ये प्रयोग बनाए जाते हैं।

6. नीचे दिए गए वाक्यों पर ध्यान दीजिए।

| | | |
|---|---|---|
| 1) | તારાં કરતાં વધુ ઉડનારાં તો ઘણાં પક્ષીઓ છે. | तुझसे ज्यादा उड़नेवाले तो बहुत पक्षी हैं। |
| 2) | મારા કરતાં વધુ મીઠું બોલતાં કોને આવડે છે? | मुझसे अधिक मीठा बोलना किसे आता है? |
| 3) | તેના કરતાં મારાં રંગ-રૂપ ઉત્તમ છે. | उस से मेरा रंगरूप उत्तम है। |
| 4) | છે કોઈ મારા કરતાં વધુ મોટું? | है कोई मुझ से अधिक बड़ा? |

उपर्युक्त वाक्यों में रेखांकित शब्द तुलना बतानेवाले प्रयोग हैं। तुलना के लिए 'તેના કરતાં' (तेना करतां), 'उस से', 'મારા કરતાં' (मारा करतां), 'मुझ से', 'તારા કરતા' (तारा करता) 'तुझ से' जैसे रूपों का प्रयोग सर्वनामों में होता है। संज्ञाओं में सिर्फ 'કરતા' (करतां) 'से' का प्रयोग होता है। हिंदी में इनके लिए 'सबसे बड़ा', 'बड़े से बड़ा' आदि शब्दों का प्रयोग होता है।

III

| | | |
|---|---|---|
| 1) | જે સૌથી શ્રેષ્ઠ હશે તે આપણો રાજા. | जो सबसे श्रेष्ठ होगा वह अपना राजा। |
| 2) | હું સૌથી ઊંચે સુધી ઊડી શકું છું. | मैं सबसे ऊँचा उड़ा सकता हूँ। |
| 3) | હું બધામાં ઊંચું છું. | मैं सब से ऊँचा हूँ। |
| 4) | સિંહ જ બધાંથી વધુ બળવાન છે. | सिंह ही सब से अधिक बलवान है। |

गुजराती के उपर्युक्त वाक्य हिंदी की तरह विशेषण की परम कोटि बतानेवाले वाक्य हैं।

# પાઠ 18
# पाठ

## લગ્ન મંડપમાં

**રમા**: સુધા, ઘરમાં છે કે?

**સુધા**: કોણ? રમા! આવ, આવ. તું ક્યાંથી ભૂલી પડી?

**રમા**: મારી દીકરી કિંજલનાં લગ્ન છે. તને કંકોતરી આપવા આવી છું. તેં મને આવવાનું વચન આપેલું છે. તે ભૂલતી નહીં.

**સુધા**: જરૂર આવીશ. પણ એ તો કહે કે સબંધ ક્યારે નક્કી કર્યો?

**રમા**: ગયે અઠવાડિયે. જેવું જોઈએ તેવું ઘર મળ્યું અને જેવો જોઈએ તેવો છોકરો પણ મળ્યો.

**સુધા**: તારા જમાઈ શું કરે છે?

**રમા**: હમણાં જ ડૉક્ટર બન્યા છે અને હૉસ્પિટલમાં નોકરી મળી છે. એક વર્ષ પછી પોતાનું દવાખાનું શરૂ કરવાનો વિચાર છે.

**સુધા**: સારો વિચાર છે.

**રમા**: લે જાઉં. મારે મોડું થાય છે. શ્રેયા અને દિપાને ત્યાં હજી આમંત્રણ આપવા જવાનું છે. જેટલું બેસીશ તેટલું જ મોડું થશે.

**સુધા**: જરા બેસને. તું ક્યાં રોજ રોજ આવે છે. શું તારા જમાઈએ દવાખાના માટે જગ્યા જોઈ?

## विवाह मंडप में

**रमा :** सुधा, घर में है क्या?

**सुधा :** कौन? रमा! आओ, आओ। तुम कहां से रास्ता भूली?

**रमा :** मेरी बेटी किजल की शादी है। तुझे कंकुपत्री देने आई हूँ। तूने मुझे आने का वचन दिया है। उसे भूलना नहीं।

**सुधा :** अवश्य आऊँगी। पर यह तो बताओ कि रिश्ता कब तय किया?

**रमा :** गत सप्ताह। जैसा चाहिए वैसा घर मिला और जैसा चाहिए वैसा लड़का वर भी मिला।

**सुधा :** तुम्हारे दामाद क्या करते हैं?

**रमा :** हाल ही में डाक्टर बने हैं और अस्पताल में नौकरी मिली है। एक साल के बाद अपना दवाखाना शुरू करने का विचार है।

**सुधा :** अच्छा विचार है।

**रमा :** चलती हूँ। मुझे देर हो रही है। श्रेया और दीपा के वहाँ अभी निमंत्रण देने जाना है। जितना बैठूँगी उतनी ही देर होगी।

**सुधा :** जरा बैठ न। तु कहाँ रोज-रोज आती हो। क्या तेरे दामाद ने दवाखाने के लिए जगह देखी?

**રમા**: જગ્યા તો આજકાલ સોના જેટલી મોંઘી થઈ ગઈ છે. કોઈ જાણીતા વિસ્તારમાં સસ્તી જગ્યા હોય તો ધ્યાનમાં રાખજે.

**સુધા**: જરૂર.

**રમા**: લગ્નમાં આવવાનું ભૂલતી નહીં.

**સુધા**: કેમ ભૂલી શકું?
(સુધા, દિપા, શ્રેયા લગ્નમાં મળે છે)

**સુધા**: શ્રેયા, તને ઘણા દિવસથી જોઈ નથી. ક્યાં ગઈ હતી?

**શ્રેયા**: ક્યાંય નહીં. જે મળે છે તે એમ જ કહે છે. પણ મને ક્યાંય જવાનો સમય જ મળતો નથી.

**દિપા**: મંડપ સરસ શણગાર્યો છે, ખરું ને?

**શ્રેયા**: જેટલા પૈસા ખરચો તેટલો ભભકો થાય.

**સુધા**: જેવું શ્રીમાત માણસો કરી શકે તેવું ગરીબ માણસોથી થોડું થાય છે.

**શ્રેયા**: જો થોડા ખર્ચમાં લગ્ન કરવું હોય તો થઈ શકે છે.

**સુધા**: આજકાલ તો લોકો એ દેખડે છે કે પોતે બીજાં કરતાં કેટલા વધારે શ્રીમંત છે.

**દિપા**: ચાલો હવે જમીએ. જ્યાં સુધી આપણે જમીશું ત્યાં સુધીમાં વર-કન્યા આવી જશે.

**સુધા**: ભોજન ખૂબ સ્વાદિષ્ટ છે.

**દિપા**: જેટલું ગળપણ નાખશો તાટલું ગળ્યું થશે.

**શ્રેયા**: જો ખર્ચ કરશું તો જમણ સારું જ હશે.

**रमा** : जगह तो आज कल सोने जैसी महँगी हो गई है। किसी जानेमाने इलाके में सस्ती जगह हो तो ध्यान में रखना।

**सुधा** : अवश्य।

**रमा**: विवाह में आना भूलना मत।

**सुधा** : कैसे भूल सकती हूँ?
(सुधा, दीपा, श्रेया, शादी में मिलती हैं।)

**सुधा** : श्रेया, तुम्हें बहुत दिनों से नहीं देखा। कहाँ गई थी?

**श्रेया** : कहीं भी नहीं। जो मिलता है वह ऐसे ही कहता है। लेकिन मुझे कहीं जाने का समय ही नहीं मिलता।

**दीपा** : मंडप बहुत अच्छा सजाया है। है न?

**श्रेया** : जितने पैसे खर्च करे उतनी सजधज होती है।

**सुधा** : जैसा धनी लोग कर सकते हैं वैसा गरीब लोगों से थोड़ा होता है।

**श्रेया** : यदि कम खर्च में विवाह करना हो तो हो सकता है।

**सुधा** : आजकल तो लोग यह दिखाते हैं वे दूसरों से कितने अधिक धनी हैं।

**दीपा** : चलो अब खाना खाएँ। जब तक हम खाना खाएँगें तब तक वरवधू आ जाएँगें।

**सुधा** : भोजन बहुत स्वादिष्ट है।

**दीपा** : जितना गुड़ डालोगे उतना मीठा होगा।

**श्रेया** : यदि खर्च करेंगे तो खाना अच्छा ही होगा।

**સુધા**: ઓછામાં ઓછા સો રૂપિયાની થાળી હશે.

**દિપા:** જ્યાં પૈસા હોય ત્યાં બધું જ થઇ શકે છે.

**શ્રેયા**: તે બધાંની સાડીઓ જોઈ? કોઈને ક્યાંય મોંઘવારી નડે છે?

**દિપા**: મને તો આ ફેશનપરેડ લાગે છે.

**સુધા**: મને તો લાલ, લીલો, પીળો, ગુલાબી, વાદળી એમ જુદા જુદા રંગોની મહેફીલ લાગે છે.

**દિપા**: રમીલાબેનની રાધા માટે કોઈ સારો છોકરો મળ્યો કે નહીં?

**શ્રેયા**: ક્યાંથી મળેશે? જેટલા ઉમંગથી તેને છોકરા બતાવ્યા તેણે તેટલી જ નિરાશાથી બધાને જ નાપસંદ કર્યા.

**સુધા**: જ્યારે પણ કોઈ છોકરો તેને જોવા આવે છે ત્યારે તે તેમાં કોઈને કોઈ વાંધા કાઢે છે.

**દિપા**: છોકરી જેટલી ચબરાક છે તેટલી જ હઠીલી પણ છે.

**શ્રેયા**: ગયા અઠવાડિયે જે છોકરો તેને જોવા આવ્યો હતો. તે સૌથી દેખાવડો હતો. પણ તે રાધાથી ખૂબ ઊંચો હતો.

**દિપા**: કામિનીનો દીકરો કંદર્પ પણ સારો છે. જો એને પણ જોઈ લીધો હોત તો કદાચ તે રાધાને પસંદ આવી જાત.

**સુધા**: કામિનીનો દીકરો કંદર્પ તો તેને અત્યાર સુધી જોયેલા છોકરાઓમાં સૌથી ઠીંગણો અને જાડો લાગ્યો. તે તેને ક્યાંથી પસંદ આવતો?

**सुधा :** कम से कम सौ रुपए की थाली होगी।

**दीपा :** जहाँ पैसा हो वहाँ सब कुछ हो सकता है।

**श्रेया :** तुमने सभी की साड़ियाँ देखी? किसी को कहीं भी महँगाई अनुभव होती है?

**दीपा :** मुझे तो यह फैशन-परेड लगती है।

**सुधा :** मुझे तो लाल, पीले, हरे, गुलाणी, नीले आदि भिन्न-भिन्न रंगो की महफिल लगती है।

**दीपा :** रमीलाबेन की राधा के लिए कोई अच्छा लड़का मिला या नहीं?

**श्रेया :** कहाँ से मिलेगा? मैंने जितनी उमंग से उसे लड़के दिखाए। उसने उतनी ही निराशा से सब को नापसंद कर दिया।

**सुधा :** जब भी कोई लड़का उसे देखने आता है तब वह उसमें कोईन कोई कमी निकाल ती है।

**दीपा :** लड़की जितनी चतुर है उतनी ही जिद्दी भी है।

**श्रेया :** पिछले सप्ताह एक लड़का उसे देखने आया था। वह सब से सुँदर था। लेकिन वह राधा से बहुत लंबा था।

**दीपा :** कामिनी का बेटा कंदर्प भी अच्छा है। यदि उसे भी देख लिया होता तो शायद वह राधा को पसंद आ जाता।

**सुधा :** कामिनी का बेटा कंदर्प तो उसे आज तक देखे हुए लड़के में सबसे नाटा और मोटा है। वह उसे कैसे पसंद आता?

**દિપા**: પછી શું થાય? જેવું એનું ભાગ્ય. જે એના નસીબમાં હશે તે મળશે.

**दीपा :** फिर क्या हो? जैसा उसका भाग्य। जो उसके नसीब में होगा वह मिलेगा।

**શ્રેયા**: નવદંપતી આવી ગયાં.

**श्रेया :** नवदंपति आ गए।

**દિપા**: છોકરો છોકરી કરતાં સારો લાગે છે.

**दीपा :** लड़का लड़की से अच्छा लगता है।

**શ્રેયા**: આમ પણ આ બધા ભાઈઓમાં સૌથી દેખાવડો છે.

**श्रेया :** वैसे भी यह सब भाइयों में सबसे सुंदर है।

**દિપા:** ચાલો, જલ્દી સ્ટેજ ઉપર જઈ આવીએ. જેટલી વાર લગાડશું તેટલી જ ભીડ થશે.

**दीपा :** चलो, जल्दी से स्टेज पर हो आते हैं। देर करेंगे उतनी ही भीड होगी।

**શ્રેયા**: ઉતાવળ ન કર. જો ઉતાવળ કરશું તો રમાને ખોટું લાગશે. જ્યારે એના સગાં સ્ટેજ ઉપર જઈ આવશે ત્યારે આપણે જઈશું.

**श्रेया :** जल्दी मत कर। यदि जल्दी करेंगे तो रमा को बुरा लगेगा। उसके रिश्तेदार स्टेज पर जाकर आजाएँगें तब हम जाएँगे।

**દિપા**: તું જેમ કહીશ તેમ કરીશ. બસ.

**दीपा :** तू जैसा कहोगी वैसा करूँगी। बस!

**સુધા**: ચાલો હવે નવદંપતીને અભિનંદન કરી આવીએ.

**सुधा :** चलो, अब नव-दंपति को बधाई देकर आते हैं।

**शब्दार्थ**

| **गुजराती शब्द** | **हिंदी अर्थ** |
|---|---|
| કંકોતરી | विवाह का निमंत्रण पत्र |
| વચવન | वादा/वचन |
| જમાઈ | जमाई |
| આમંત્રણ | निमंत्रण |
| દવાખાનું/હોસ્પિટલ | अस्पताल |
| જગ્યા | जगह |
| લગ્ન | शादी |
| શણગારવું | सुशोभित करना |
| ખર્ચવું | व्यय करना |
| શ્રીમંત | धनी (व्यक्ति) |
| વરકન્યા | वरवधू |
| પીળા | पीले |

| | |
|---|---|
| લીલા | हरा |
| વાદળી | नीली |
| લાલ | लाल |
| ગુલાબી | गुलाबी |
| ચબરાક | चतुर/चालाक |
| હઠીલી | जिद्दी |
| ઠીંગણો | नाटा |
| જાડો | मोटा |
| જેટલું ગળપણ નાખો તેટલું ગળ્યું થાય. (કહેવત) | जितना गुड़ डालेंगे उतना मीठा होगा (कहावत) |

## अभ्यास

I नीचे दिए गए वाक्यों का अभ्यास कीजिए।

1. 1) મેં તને વચન આપેલું છે.
   2) તું તો દેખાતી જ નથી.
   3) શ્રેયા અને દિપા આવવાની છે.
   4) તને કંકોતરી આપવા આવી છું
   5) અમે જમીને આવીએ છીએ.

2. 1) છોકરો કાળો છે.
   2) બધાં છોકરાઓ તેણે નાપસંદ કર્યાં.
   3) છોકરી ચબરાક છે.
   4) છોકરીઓ હોશિયાર છે.
   5) વરસ પછી દવાખાનું ખોલવું છે.
   6) દવાખાના પણ ઘણાં વધી ગયાં છે.

3. 1) જે મળે તે એમ જ કહે છે.
   2) જે છોકરો જોવા આવેલો તે ઊંચો લાગ્યો.
   3) જે એના ભાગ્યમાં હશે તે મળશે.

4. 1) જેમ વાર લગાડશું તેમ ભીડ થશે.
   2) તું જેમ કહીશ તેમ કરીશ.

5. 1) જ્યાં સુધી જમીશું ત્યાં સુધીમાં વરકન્યા આવી જશે.
   2) જ્યાં પૈસા હોય ત્યાં બધું જ પોસાય.

6. 1) જ્યારે એનાં સગાં સ્ટેજ ઉપર જઈ આવે ત્યારે આપણે જઈશું.
   2) જ્યારે કોઈ છોકરો જોવા આવે છે ત્યારે વાંધા કાઢે છે.

7. 1) જો તમારે આવવું હોય તો ચાલો.
   2) જો થોડા ખર્ચમાં કરવું હોય તો પણ થઈ શકે.
   3) જો ઉતાવળ કરશું તો ખોટું લાગશે.

8. 1) જેટલી છોકરીઓ જોઈ તેટલી નાપસંદ કરી.
   2) જેટલું ગળપણ નાખો તેટલું ગળ્યું થાય.
   3) જેટલા પૈસા ખર્ચો તેટલો ભભકો થાય.
   4) જેટલું વધારે બેસીશ તેટલું મોડું થશે.
   5) જેટલું મોડું કરીશું તેટલી ભીડ વધારે થશે.

9. 1) જેવો જોઈતો હતો તેવો છોકરો મળ્યો.
   2) જેવું જોઈએ તેવું ઘર છે.

10. 1) બધાં ભાઈઓમાં તે સૌથી દેખાવડો છે.
    2) છોકરો છોકરી કરતાં સારો લાગે છે.
    3) જમીન સોના જેટલી મોંઘી થઈ ગઈ છે.
    4) પોતે બીજા કરતાં શ્રીમંત છે તેવું દેખાડે છે.
    5) શ્રીમંત માણસો જેટલું કરી શકે તેટલું ગરીબ માણસોથી થાય નહીં.

11. 1) તે દેખાવડો છે.
    2) છોકરો સારો લાગે છે.
    3) શ્રીમંત માણસો બધું કરી શકે છે.
    4) ગરીબ માણસો બધું કરી શકે નહીં.
    5) મંડપ ખૂબ જ સુંદર શણગાર્યો છે.
    6) સસ્તી જગા હોય તો બતાવજે.
    7) આ સો રૂપિયાની થાળી હશે.
    8) કિશોર ઠીંગણો અને જાડો છે.
    9) ઉમાકાન્ત કાળો છે.
    10) રાધા ચાલાક અને હોશિયાર છે.
    11) કોઈ જાણીતો વિસ્તાર હોય તો ધ્યાનમાં રાખજો.

**II रेखांकित शब्दों के स्थान पर दिए गए प्रत्येक शब्द का प्रयोग कर वाक्य बनाइए।**

1. તું જેમ કહીશ તેમ કરશું.
   વાંચીશ વાંચશું.
   જોઈશ જોઈશું
   આપીશ આપશું
   કરીશ કરશું

**2. रेखांकित शब्दों के स्थान पर कोष्ठक में दिए गए प्रत्येक शब्द का प्रयोग कर चार-चार वाक्य बनाइए।**

1) તે સારો છોકરો છે. (ઉંચો, પાતળો, ઠીંગણો, જાડો)
2) તે સારી છોકરી છે. (ગોરી, જાડી, લાંબી, પાતળી)
3) તે સારું છોકરું છે. (મોટું, નાનું, વચલું, ગોરું)
4) તે સારા છોકરાઓ છે. (નાના, મોટા, ગોરા, પાતળા)
5) તે સારી છોકરીઓ છે. (નાની, ઊંચી, ઠીંગણી, મોટી)
6) તે સારાં છોકરાં છે. (નાનાં, ઊંચાં, ગોરાં, નીચાં)

**3. वाक्यों में रेखांकित शब्दों के स्थान पर कोष्ठक में दिए गए प्रत्येक शब्द से आठ-आठ वाक्य बनाइए।**

(સુંદર, ખાનદાની, ઉદાર, ગરીબ, હોશિયાર, શ્રીમંત, દયાળુ, બુદ્ધિશાળી)

1) તે ચાલાક છોકરો છે.
2) તે ચાલાક છોકરી છે.
3) તે ચાલાક છોકરું છે.
4) તે ચાલાક છોકરાઓ છે.
5) તે ચાલાક છોકરીઓ છે.
6) તે ચાલાક છોકરાં છે.

**III कोष्ठक में दिए गए शब्दों में से उपयुक्त शब्द का प्रयोग कर वाक्य पूरे कीजिए।**

1. (જેમ...તેમ, જે...તે, જ્યાં...ત્યાં, જો...તો)

1) ______ મળે છે _____ એમ જ કહે છે.
2) ______ સસ્તામાં કરવું હોય _____ પણ થઈ શકે.
3) તું ______ કહીશ _____ કરીશ.
4) ______ એના ભાગ્યમાં હશે _____ મળશે.
5) ______ પૈસા હોય ______ બધું પોસાય.
6) ______ વાર લગાડશું ______ ભીડ થશે.
7) ______ જ્યાં સુધી જમીશું _____ સુધી વરકન્યા આવી જશે.

IV **कोष्ठक में दी गई क्रियाओं के उपयुक्त रूपों का प्रयोग कर वाक्य पूरे कीजीए।**

1) તને કંકોતરી _______ આવી છું. (આપ)
2) તું તો હમણાં ________ નથી. (દેખ)
3) શ્રેયા અને દિપા _________ છે. (આવ)
4) અમે ________ આવીએ છીએ. (જમ)
5) કાલે ઉમાકાન્ત તેને _______ આવેલો. (જો)
6) મેં તને વચન ________ છે. (આપ)

V **नीचे दिए गए गुजराती संज्ञा-शब्दों के वचन बदलिए।**

1. છોકરો, છોકરી, માણસ, બાળક, ટામેટું, પક્ષી, બકરી, મૂળો, કાંદો, ફળિયું, દવાખાનું, કંકોતરી, બાળકી, પુરુષ, દિશા, ઢેબરું, પશુ, પ્રાણી, કાગડો, કૂતરો, કાણું, ઝુંપડી, તપેલી, રકાબી.

2. ગાડીઓ, સાડીઓ, હોડીઓ, સ્ત્રીઓ, બીલાડીઓ, અથાણાં, સમડીઓ, બહેનો, પાખીડાં, વાદળાં, લીમડા, રમકડાં, ફૂલો, બટેટા, કન્યાઓ, ચકલીઓ, પરદેશિઓ

3. नीचे दिए गए गुजराती संज्ञा शब्दों के लिंग पहचानिए।

કંકોતરી, ટામેટું, છોકરો, દવાખાનું, કાગડો, બાળક, રૂપિયો, કાણું, સાડી, વાદળું, રકાબી, ખાણું, વર, હોડી, કન્યા, ધોબી, કપડું, હાથી, સમાચાર, ઝુંપડી.

VI **कोष्ठक में दिए गए हिंदी शब्दों के समानार्थक गुजराती शब्दों का प्रयोग कर वाक्य पूरे कीजिए।**

1) જ્યાં પૈસા હોય _____ બધું પોસાય. (वहाँ)
2) શ્રેયાબેન _______ તમારે આવવું હોય તો આવજો. (यदि)
3) જેવું જોઈએ ______ ઘર છે. (वैसा)
4) જે છોકરો જોવા આવેલો _____ ઊંચો લાગ્યો. (वह)
5) જ્યારે કોઈ છોકરો બતાવે છે ______ વાંધા વચકા કાઢે છે. (तब)

VII **बायीं ओर दिए गए बाक्याशों को दाहिनी ओर दिए गए वाक्याशों के साथ सही मिलान कर वाक्य बनाइए।**

| | | |
|---|---|---|
| 1) | જેટલું વધારે બેસીશ | તેવું ઘર છે. |
| 2) | જેવું જોઈએ | તેવો છોકરો મળ્યો છે. |
| 3) | જેટલી ઉતાવળ કરશો | તેટલું ગળ્યું થાય. |
| 4) | જેટલું ગળપણ નાખો | તેટલી વાર લાગશે. |
| 5) | જેવો જોઈતો હતો | ત્યારે વાંધા વચકા કાઢે છે. |
| 6) | જ્યારે કોઈ છોકરો બતાવે છે | તેટલું મોડું થશે. |

**VIII कोष्ठक में दिए गए शब्दों में से उपयुक्त शब्दों का प्रयोग कर वाक्य पूरे कीजिए।**

( જેટલો, જેટલી, વધારે, સૌથી, કરતાં )

1) તે બધા ભાઈઓમાં _______ દેખાવડો છે.
2) છોકરી _______ છોકરો સારો લાગે છે.
3) મારી શક્તિ તેમના ________ નથી.
4) જમીન સોનાથી ________ મોંઘી થઈ ગઈ છે.
5) ગરીબ માણસો શ્રીમંતો _______ ખર્ચ કરી શકતા નથી.

**IX उदाहरण के अनुसार नीचे दिए गए वाक्यों के निषेधवाचक रूप बनाइए।**

उदाहरण: કિશોર દેખાવડો છે.
કિશોર દેખવડો નથી.

1) નિલમ સુંદર છે.
2) નયના ચબરાક છે.
3) નિર્મળા ઊંચી છે.
4) હર્ષ હોશિયાર છે.
5) જયેશ જાડો છે.

**X उदाहरण के अनुसार नीचे दिए गए वाक्यों के जितने प्रश्नवाचक वाक्य बन सकते हैं उतने बनाइए।**

1. उदाहरण: રમા કિંજલનાં લગ્નની કંકોતરી આપવા સુધાને ઘેર ગઈ હતી.

1) સુધાને ત્યાં કોણ ગયું હતું?
2) રમા ક્યાં ગઈ હતી?
3) રમા શા માટે સુધાને ત્યાં ગઈ હતી?
4) રમા સુધાને શું આપવા ગઈ હતી?
5) રમા કોના લગ્નની કંકોતરી આપવા સુધાને ઘરે ગઈ હતી?
6) લગ્ન કોનાં હતાં?
7) શું રમા કિંજલના લગ્નની કંકોતરી આપવા ગઈ હતી?

1) મહેશને ત્યાં તેનો સાળો જયંતિ અમદાવાદથી ધંધાના કામે આવ્યો હતો.
2) ઉદયે પરેશ પાસેથી મધુસુદન એન્ડ કંપનીના બસો શેર લીધાં હતાં.
3) નિલમ હેમાને ત્યાં નળસરોવરના પ્રવાસ અંગે પૂછવા ગઈ હતી.
4) દહેજ ન માગે તો જ સુરેશ સાથે લગ્ન કરવા ભદ્રા તૈયાર હતી.
5) સિંહની ભયંકર ગર્જના સાંભળીને બધાં પ્રાણીઓ વેર-વિખેર થઈ ગયાં.

**XI नीचे दिए गए हिंदी शब्दों के समानार्थक गुजराती शब्द दीजिए।**

1. कंकुपत्री, पहचान, प्रतिशत, धूर्त, मीठा, माघ, जगह, शादी, मांगना, सुनार, दामाद, सजाना, चलनी, कुरीतियाँ, भेजना, चिमटा, व्यय करना, नीम, प्याला, चुकंदर, चील, गेंदे, चिड़िया, अमलतास, छोटा, गुड, वापस, विश्राम

**2. नीचे दिए गए गुजराती शब्दों के समानार्थक हिंदी शब्द दीजिए।**

વસ્તુ, હેબતાઈ ગઈ, પેઢી, જોતજોતામાં, ખંત, વધાર્યો, પતંગિયું, શ્રીમંત, મૂળા, ઠીંગણો, ચિંતા, ઉપહાસ, વડસાસુ, પાનખર, વરકન્યા, ઊંડુ, જાડો, ભણેલી-ગણેલી, ઓછું, ખરવું લીલી, કારતક, પીળો, પીંપળો, મોટું, આશ્વાસન, પાંદડા, વાસણ, ચોક, કકળાટ, નવાં, દરેક.

**पढ़िए और समझिए**

**अरजी**

પ્રેશક :-
અનિલકુમાર ચંપકલાલ મહેતા
૧૫, દેસાઈ ફળિયું, વલસાડ.
તા :- ૨૦/૧૦/ ૨૦૦૪

પ્રતિ,
વ્યવસ્થાપક,
મણિબેન દેસાઈ સાંસકૃતિક હૉલ,
વલસાડ.
મહાશય,

આગામી ડિસેમ્બર માસની ૨૦મી તારીખે મારી પુત્રીનાં લગ્ન છે. લગ્ન માટે અમારે તમારા હૉલની એક દિવસ જરૂર છે. હૉલ સવારે ૮.૦૦ વાગ્યાથી રાતના ૧૦.૦૦ વાગ્યા સુધી જોઈશે.

આપશ્રી હૉલનું ભાડું તેમજ અગાઉથી આપવાની ડિપૉઝિટની રકમ વિશે ઉપર દર્શાવેલ સરનામે જાણ કરશો તો આભારી થઈશ. હૉલ ઉપર મળતી અન્ય સુવિધાઓ વિશે પણ જાણ કરશો. જો આપનું માહિતી પત્ર મોકલાવશો તો આભારી થઈશ.

સત્વરે પ્રત્યુત્તરની અપેક્ષા સાથે.

લિ.
આપનો વિશ્વાસુ,
અનિલ સી. મહેતા

## शब्दार्थ

| गुजराती शब्द | हिंदी अर्थ |
| --- | --- |
| પ્રેશક | भेजने वाला |
| વ્યવસ્થાપક | व्यवस्थापक |
| ભાડું | किराया |
| ડિપૉઝિટ | जमा, डिपोझिट |
| માહિતી-પત્ર | जानकारी-पत्र |
| સરનામું | पता |

## अभ्यास

**I अनुच्छेद के आधार पर नीचे दिए गए प्रश्नों के उत्तर दीजिए।**

1) આ અરજી કોણે કોને કરી છે?
2) અનિલની દીકરીનાં લગ્ન ક્યારે છે?
3) લગ્ન માટે અનિલને શાની જરૂર છે?
4) અનિલ હૉલ અંગે શું જાણવા માગે છે.

**II कोष्ठक में दिए गए शब्दों में से उपयुक्त शब्द चुन कर वाक्य पूरे कीजिए।**

(પુત્રીનાં, મણિબેન દેસાઈ, અરજી, માહિતી-પત્ર, રાતના, વાગ્યા)

1) હૉલ સવારે _____ વાગ્યાથી ________ દસ વાગ્યા સુધી જોઈએ છે.
2) અનિલે વ્યવસ્થાપકને ______ મોકલવા વિનંતી કરી.
3) હૉલનું નામ ________ સાંસ્કૃતિક હૉલ છે.
4) અનિલે હૉલ માટે વ્યવસ્થાપકને ______ કરી.
5) અનિલની _______ લગ્ન હતાં.

**III अनुच्छेद के आधार पर नीचे दिए गए शब्दों के समानार्थक गुजराती शब्द दीजिए।**

किराया, मुहल्ला, भेजने वाला, पता जानकारी-पत्र, जमा

**IV हिंदी में अनुवाद कीजिए।**

ભારત દેશમાં જેટલો દરિયા કિનારો ગુજરાતનાં ફાળે છે તેટલો દરિયા કિનારો બીજા કોઈ રાજ્ય પાસે નથી. ગુજરાતનો દરિયા કિનારો સૌથી લાંબો છે. તેની લંબાઈ ૧૬૦૦ કી.મી. છે. જે લોકો દરિયા કિનારે વસે છે તે પોતાનું ગુજરાન દરિયાઈ સંપત્તિ કે ઉપજ દ્વારા ચલાવે છે. તેવું જ ગુજરાતનાં દરિયા કિનારે વસનારાં લોકોનું છે. દરિયા કિનારે માચ્છીમારી ઉદ્યોગ અને મીઠું પકવવાનો ઉદ્યોગ ખૂબ જ વિકસેલો છે. મીઠું પકવવામાં ગુજરાત ભારતમાં પ્રથમ ક્રમે આવે છે. ગુજરાતમાં મીઠું પકવનારાં લોકોને અગારીયા અને જ્યાં મીઠું

પકવવામાં આવે છે તેને અગાર કહે છે. જેમ જેમ વૈજ્ઞાનિક ટેકનોલૉજીનો વિકાસ થઈ રહ્યો છે તેમ તેમ મીઠાને રિફાઈન્ડ, આયોડાઈઝ્ડ કરવાનાં યંત્રો પણ વધી રહ્યાં છે. માછીમારી પણ દરિયા કિનારે વસનારાં લોકો માટે એક મહત્ત્વનો વ્યવસાય છે. ગુજરાતમાં કંડલાબંદર, પોરબંદર, પીપાવાવ બંદર, અલંગ બંદર જેવા ઘણાં બંદરો આવેલા છે. જ્યાં શીપ બ્રેકીંગ અને અન્ય ઉદ્યોગોનો વિકાસ થયેલો જોવા મળે છે. જેમાં દરિયાઈ સંપત્તિ અને ઉપજને લગતા ઉદ્યોગો છે. ગુજરાત સરકાર આ બંદરોને વિકસાવવા પ્રયત્ન કરી રહી છે. જેથી ત્યાં વસનારાં જે લોકો જીવનનિર્વાહ માટે અથાગ પરિશ્રમ કરે છે તેમની પ્રાથમિક જરૂરિયાતો પૂરી થઈ શકે.

જ્યાં દરિયા કિનારો હોય છે ત્યાં લોકોને ફરવા જવાનું આકર્ષણ પણ હોય છે. ગુજરાતમાં માંડવી, સોમનાથ, ભાવનગર, મહુવા, પોરબંદર જેવા અનેક સ્થળો છે જ્યાં ઘણાં લોકો રજાઓ ગાળવા જાય છે. સમુદ્રનું આર્થિક મહત્ત્વ તો છે જ પણ દરિયાઈ ઉપજ શંખ, છીપલા, મોતી વગેરેનું પણ એક અલગ મહત્વ છે. જ્યાં દરિયા કિનારો છે ત્યાં આ વસ્તુઓનો હસ્ત ઉદ્યોગ પણ વિકસેલો જોવા મળે છે. ઘરનાં રાચરચિલામાં આવી વસ્તુઓનો ઉપયોગ વધી રહ્યો છે. જો વિવિધ જાતમાં શંખ, છીપલા વગેરે ઘરને સજાવે છે તો તે નારી સૌંદર્યને નીખારનારાં આભૂષણોની બનાવટનાં ઉપયોગમાં પણ લેવાય છે. તેથી કહી શકાય કે, શંખ, છીપલા વગેરેનો સૌથી વધુ ઉપયોગ શૃંગાર માટે થાય છે.

દરિયો બહારથી સુંદર છે એટલી જ સુંદરતા તેના પેટાળમાં છે. સમુદ્રની વિશાળતા અને વિવિધતા અદ્ભૂત હોય છે. આપણે જાણીએ છીએ કે જે મહાસાગર દક્ષિણ ભારતમાં છે તે જ મહાસાગર ગુજરાતમાં છે, છતાં દરેક સ્થળે તેની ભવ્યતા અને વિશાળતામાં વૈવિધ્ય જોવા મળે છે. આમ, દરિયો માણવાનો એક અનેરો આનંદ છે.

**शब्दार्थ**

| गुजराती शब्द | हिंदी अर्थ | गुजराती शब्द | हिंदी अर्थ |
|---|---|---|---|
| ફાળે | हिस्से | વિકસેલો | विकसित |
| ગુજરાન | गुजरान | અગરિયા | नमक पकानेवालम |
| સંપત્તિ | संपत्ति | અગાર | नमक बनानेकी जगह |
| ઉપજ | उपज | | |
| વસે | बसते | | |
| પકવવું | पकाना | | |

## IV गुजराती में अनुवाद कीजिए।

भारत के पश्चिमी तट पर बसा द्वारिका नगर हिंदुओं के चार प्रमुख तीर्थों में सबसे प्रमुख नगर है। यह गुजरात के प्रमुख महानगरों में से एक है। महाभारत काल में यह नगर

भगवान श्री कृष्ण की राजधानी था।

जब से श्री कृष्ण, कंस का वधकर मथुरा में रहने लगे थे तभी से जरासंध ने उन पर आक्रमण करना शुरु कर दिया था। श्री कृष्ण ने मगधराज जरासंध को बहुत समझाया कि, वह मथुरा पर आक्रमण करना बंद कर दे। लेकिन वह नही माना। ज्यों-ज्यों श्री कृष्ण उसे समझाते गए त्यों-त्यों वह अधिक आक्रमक होता गया। जरासंध समझा कृष्ण उससे डर गए हैं और युद्ध नहीं करना चाहते।

मथुरा को जरासंध के आतंक से बचाने के लिए श्री कृष्ण ने मथुरा से कहीं अन्यस्थान पर जाने का विचार किया। उन्होंने युद्ध भूमि छोड़ दी और मथुरा से दूर चलेगए। रण भूमि छोड़ने के कारण श्री कृष्ण को रणछोड़ भी कहते हैं।

विश्वकर्मा ने श्री कृष्ण के लिए पश्चिमी समुद्रतट पर एक अतिसुंदर नगर का निर्माण किया। उस नगर का नाम उन्होंने द्वारिका रखा। द्वारिका को श्री कृष्ण ने अपनी राजधानी बनाया। उन्होंने अपने परिवार और वंशजों को द्वारिका में बसाया। जैसे-जैसे द्वारिका बसती गई वैसे-वैसे उसकी ख्याति पूरे भारत में फैलती गई। उस समय द्वारिका सबसे सुंदर नगर था।

महाभारत युद्ध की समाप्ति के पश्चात श्री कृष्ण ने द्वारिका को खाली कर दिया। बाद में श्री कृष्ण के कहने पर समुद्र ने द्वारिका को अपने जल में डुबा दिया। आज भी बेट द्वारिका में प्राचीन दारिका के अवशेष हम देख सकते हैं।

आजकल द्वारिका नगर दोबारा बसाया हुआ महानगर है। द्वारिका का जितना पुरातात्विक महत्व है उतना ही धार्मिक महत्व भी है। यह आज भी हम सबके लिए बहुत आस्था का केंद्र है।

## शब्दार्थ

| **गुजराती शब्द** | **हिंदी अर्थ** |
|---|---|
| राजधानी | રાજધાની |
| वध | વધ |
| मानना | માન્યો |
| आतंक | આતંક |
| निर्माळ | નિર્મળ |
| वंशज | વંશજ |
| ख्याति | ખ્યાતિ |
| पश्चात | પછી |
| डूबना | ડુબવું |
| दोबारा | બીજીવાર |

# પાઠ
# पाठ 19

## હોળીના દિવસે ફૅંસી ડ્રેસ કાર્યક્રમ

**અરૂણ :** કાન્તા, કાલે હોળીનો તહેવાર ઉજવ્યો?

**કાન્તા :** હા, ઉજવ્યો. આ તો વર્ષનો વિશેષ તહેવાર છે. આની તો સૌને પ્રતીક્ષા રહે છે.

**અરૂણ :** હા, હોળી ઉમંગ અને ઉલ્લાસનો તહેવાર છે. જેમ-જેમ ફાગણ મહીનો નજીક આવે છે તેમ-તેમ આ તહેવાર પ્રત્યે ઉમંગ વધતો જાય છે.

**કાન્તા :** કાલે તો અમારા ફળિયામાં હોળીનો પ્રારંભ ખૂબ જ આનંદની સાથે થયો. સવાર-સવારમાં નાનાં-નાનાં બાળકોની ટોળકીઓ ઘરે-ઘરે ફરીને ફાળો એકઠો કરવામાં લાગી ગઈ. અમારા ફળિયામાં જે હોળી પ્રગટે છે. તેને મોટી હોળી કહે છે.

**અરૂણ :** આખા શહેરમાં ફળિયે-ફળિયે બધાં લોકો હોળી પ્રગટાવે છે. ઠેર-ઠેર ઉત્સવ ઉજવાય છે.

**કાન્તા :** અમારા ફળિયાના છોકરાઓએ હોળીની આસપાસ ડોલો ભરી-ભરીને પાણી છાંટ્યું અને હળીમળીને સફાઈ કરી.

**કમલેશ :** હોળી પ્રગટાવવાનો સમય રાત્રે આઠ વાગ્યાનો હતો. નાના-નાના છોકરા-છોકરીઓ,

## होली के दिन फेंसी ड्रेस कार्यक्रम

**अरुण :** कांता, कल होली का त्योहार मनाया?

**कांता :** हाँ मनाया। यह तो वर्ष का विशेष त्योहार है। इसकी तो सबको प्रतीक्षा रहती है।

**अरुण :** हाँ। होली उमंग और उल्लास का त्योहार है। जैसे-जैसे फागुन महीना पास आता है वैसे-वैसे इस त्योहार के प्रति उमंग बढ़ता जाता है।

**कांता :** कल तो हमारे मोहल्ले में होली का प्रारंभ बहुत ही आनंद के साथ हुआ। सवेरे-सवेरे में छोटे-छोटे बच्चों की टोलियाँ घर-घर घूम-घूम कर चंदा इकट्ठा करने में जुटगई। हमारे मोहल्ले में जो होली जलती है उसे बड़ी होली कहते हैं।

**अरुण :** पूरे शहर में मोहल्ले-मोहल्ले सब लोग होली जलाते है। जगह-जगह उत्सव मनाते हैं।

**कांता :** हमारे मोहल्ले के लड़कों ने होली के आस-पास बाल्टियाँ भर-भर कर पानी छिड़का और मिल-जुलकर सफाई की।

**कमलेश :** होली प्रज्वलित करने का समय रात के आठ बजे का था। छोटे-छोटे लड़के-लड़कियाँ युवक-युवतीयाँ, आबाल-वृद्ध

યુવક-યુવતીઓ, અબાલવૃદ્ધ સૌ હોળીની ચારે બાજુ એકઠા થઈ ગયા. છોકરા-છોકરીઓએ છાણાંનાં હોળાયાં હોળી પર ચઢાવ્યાં.

सभी होली के चारों ओर इकट्ठे होगए। लड़के-लड़कियों ने गोबर के बडोलियाँ होली पर चढ़ाए।

**સુનંદા :** કાલે બરાબર આઠ વાગે હોળી પ્રગટાવી. સ્ત્રી પુરુષોએ પાણી લઈને હોળીની આજુબાજુ ફરતાં-ફરતાં પ્રદક્ષિણા કરી. ધાણી, ચણા, શ્રીફળ વગેરે હોળીમાં પધરાવાયાં.

**सुनंदा :** कल ठीक आठ बजे होली प्रज्ज्वलित की। स्त्री पुरुषों ने पानी लेकर होली के चारों-ओर घूमते-घूमते प्रदक्षिणा की। फूल, चने, श्रीफल आदि होली में पधराए।

**કાન્તા :** હોળી દહન પછી બધા લોકો પોત-પોતાના ઘરે પાછાં ગયાં.

**कांता :** होली दहन के बाद सभी लोग अपने-अपने घर लौट गए।

**કુસુમ :** રાત્રે નાનાં-નાનાં બાળકો, વૃદ્ધો, જુવાન સૌ હોળી ફરતે ભેગાં થયાં. ફેંસી ડ્રેસ કાર્યક્રમમાં ભાગ લેનારા છોકરાઓ સારા-સારા પોશાક પહેરી તૈયાર હતા.

**कुसुम :** रात को छोटे-छोटे बच्चे, बूढ़े युवक सभी होली के चारों ओर इकट्ठे हुए। फेंसी ड्रेस में भाग लेनेवाले बच्चे अच्छी-अच्छी पोशाकें पहन कर तैयार थे।

**કમલેશ :** બધાંની સામે આવીને માલણ બનેલી મંજુલા ધીરે ધીરે બોલી, ફૂલ લો ફૂલ, રંગરંગનાં ફૂલો, તમારે માટે વીણી-વીણીને લાવી છું. આમ બોલતી-બોલતી તે ચાલી ગઈ.

**कमलेश :** सब के सामने आकर मालिन बनी हुई मंजला धीरे-धीरे बोली, "फूल लो फूल, रंग-रंग के फूल। आप के लिए चुन-चुनकर लाई हूँ।" ऐसा बोलती-बोलती वह चली गई।

**કાન્તા :** ત્યાંજ હરિ-હરિ બોલતો-બોલતો સાધુનો વેશ ધરી શશાંક આવ્યો. તેની તોતડી બોલીમાં હર હર મહાદેવ સાંભળીને બધા ગદગદ થઈ ગયા. આ વચ્ચે તેની નકલી દાઢી-મૂછ નીચે પડી ગઈ. બધા લોકો હસીહસીને લોથપોથ થઈ ગયા.

**कांता :** तभी हरि-हरि बोलता बोलता, साधु का वेश बनाए शशांक आया। उसके तुतली-तुतली बोली में हर-हर महादेव सुनकर सब गद्-गद् हो उठे। इसी बीच उसकी नकली डाढ़ी-मूंछ नीचे गिर पड़ी। सब लोग हँस-हँस कर लोट-पोट होगए।

**સુનંદા :** પોલિસ બનેલો તુષાર દોડતો દોડતો આવ્યો અને લાકડી પછાડતો પછાડતો બોલ્યો, 'સાંભળો-સાંભળો ભાઈઓ શું તમે કોઈ ચોરને જોયો? હું તેને શોધતો શોધતો અહીં સુધી આવ્યો છું. ચાલી ચાલીને થાકી ગયો છું. પણ શું કરું? ફરજ એટલે ફરજ.'

**सुनंदा :** पुलिस बना हुआ तुषार दौड़ता-दौड़ता आया और लकडी पटकते-कटकते बोला, "सुनो-सुनो भाइयों क्या आपने किसी चोर को देखा? मैं उसे ढूँढ़ता-ढूँढ़ता यहाँ तक आया हूँ। चल-चलकर थक गया हूँ। पर क्या करूँ, फर्ज याने फर्ज।"

**કુસુમ :** તેના જતાં જ ચોર બનેલો નીરજ સંતાતો સંતાતો ત્યાં આવ્યો અને સ્વગત બોલ્યો, 'મને અહીં દહાડે કશું મળતું નથી. અને પેલો પોલિસવાળો રાત્રે મને શોધવા નીકળ્યો છે મૂર્ખો.' આ પોલિસથી બચતાં બચતાં હું જલ્દી-જલ્દી દોડતો દોડતો જેમ-તેમ અહીં પહોંચ્યો. પણ આ તો એવું જ થયું કે આગળ આગળ ચોર પાછળ પાછળ પોલિસ.

**कुसुम :** चोर बना-हुआ नीरज छिपते-छिपते वहीं आया और स्वयं बोला "मुझे तो यहाँ दिन में कुछ नहीं मिलता और पुलिस वाला रात में मुझे ढूँढ़ने निकला है, मूर्ख कहीं का। इस पुलिस से बचते-बचते मैं जल्दी-जल्दी दौड़ता-दौड़ता जैसे-तैसे यहाँ पहुँचा। लेकिन यह तो वैसा हुआ कि आगे-आगे चोर पीछे-पीछे पुलिस।"

**કાન્તા :** ચોર બનેલો નીરજ ત્યાંથી ગયો જ હતો કે સીસોટી વગાડતો વગાડતો પીટી ટીચર બનેલો કેતન આવ્યો. દંડો ઊંચો કરતાં કરતાં બોલ્યો, 'ચાલો બધાં એક કતારમાં ઊભા રહી જાઓ. છોકરીઓ છોકરીઓ ડાબી બાજુ અને છોકરાઓ છોકરાઓ જમણી બાજુ સાવધાન-વિશ્રામ.' પી.ટી. ટીચરની કમાન્ડ આપવાની સ્ટાઈલ બધાંને ખૂબ જ સારી લાગી.

**कांता :** चोर बना हुआ नीरज वहाँ से गया था कि सीटी बजाते-बजाते पिटि टीचर बना हुआ केतन आया। डंडा ऊंचा करते-करते बोला, "चलो सब एक कतार में खड़े हो जाओ। लड़कियाँ लड़कियाँ बाई तरफ और लड़के-लड़के दायी तरफ।" सावधान-विश्राम। पिटिटीचर का कमाड देने का अंदाज सब को बहुत अच्छा लगा।

**કમલેશ :** છેલ્લા આવ્યો એક નેતા. આ ધોળો ધબ્બ ઝબ્બો લેંઘો પહેરી, ચકચકતા બુટથી ખટ-ખટ અવાજ કરતા નેતાજી પોતાના હાથમાં લીધેલા માઈક પર વારંવાર બરાડી બરાડીને ભાષણ આપવા લાગ્યા. તેમનું ભાષણ ખૂબ મજાકિયું હતું. તેને જોઈ બધા ખૂબ હસ્યા.

**કાન્તા :** આમ હસતાં હસતાં આનંદથી ફેંસી ડ્રેસ કાર્યક્રમ સંપન્ન થયો. બધાંએ વારંવાર તાળીઓ પાડીપાડીને કલાકારોનો ઉત્સાહ વધાર્યો. આ પ્રમાણે હોળી દહન અને ફેંસી ડ્રેસનો કાર્યક્રમ સમાપ્ત થઈ ગયો. બધાં લોકો રાજીખુશી પોતપોતાના ઘરે પાછા ગયા.

**અરૂણ :** વાહ, તારા ફળિયાનો હોળીનો ઉત્સવ તો ખૂબ જ સરસ રહ્યો. (ત્યાં જ કાન્તા, કુસુમ, સુનંદા અને કમલેશ અરૂણને ગુલાલ લગાવે છે. અરૂણ પણ બધાંને ગુલાલ લગાવે છે. બધા લોકો એક સ્વરમાં જોરજોરથી બોલ્યા, ખોટું ન લગાડશો હોળી છે.)

**कमलेश :** अंत में आए एक नेताजी। यह वेश अजित ने धारण किया था। सफेद झक्क कुर्ता पायजामा पहने, चम-चमाता बुरों से खट-खट आवाज करते नेताजी अपने हाथ में लिए हुए माइक पर बार-बार चिल्ला-चिल्ला कर भाषण देने लगे। उनका भाषण बहुत विनोदी था। उसे देखकर सब लोग खूब-खूब हँसे।

**कांता :** इस प्रकार हंसते-हंसते आनंद से फेंसी ड्रेस का कार्यक्रम संपन्न हुआ। सब ने बार-बार तालियाँ बजा-बजा कर कलाकारों का उत्साह बढ़ाया। इस प्रकार होली दहन और फेंसी ड्रेस का कार्यक्रम समाप्त होगया। सब लोग अपने-अपने घर लौट गए।

**अरुण :** वाह, तुम्हारे मोहल्ले का होली उत्सव तो बहुत ही बढ़िया रहा। (तभी, कांता, कुसुम, सुनंदा और कमलेश अरुण को गुलाल लगाते हैं। अरुण भी सबको गुलाल लगाता है। सब लोग एक स्वर से चिल्ला-चिल्ला कर बोले "बुरा न मानो होली है"।

## શબ્દાર્થ

| ગુજરાતી શબ્દ | હિંદી અર્થ |
|---|---|
| હોળી | होली |
| તહેવાર | त्योहार |
| જાણવું | जानना |
| ઉજવવું | मनाना |
| એકઠાં કર્યાં | इकट्ठे किए |
| દિવસ | दिन |

| | |
|---|---|
| ફેંસી ડ્રેસ | स्वांग धरना |
| પ્રગટાવવું | प्रज्वलित करना |
| જગ્યા | जगह |
| છાણાંની માળા | गूठरियों (गोबर से आकृति वाली माण) |
| બરાબર | ठीक |
| આજુબાજુ | चारों ओर |
| ધાણી | फूले (ज्वार मकाई के) |
| ચણા | चने |
| વૃદ્ધ | बूढ़े |
| જુવાન | युवा |
| ફરતે | चारों ओर |
| સારા સારા | अच्छे-अच्छे |
| માલણ | मालिन |
| આમ | ऐसा |
| ધોતી | धोती |
| છૂટી ગયું | खुल गया |
| પછાડવું | पटकना |
| થાકવું | थकना |
| ફરજ | फर्ज |
| અહીં સુધી | यहाँतक |
| સંતાતો સંતાતો | छिपते-छिपते |
| સીસોટી | सीटी |
| વગાડતાં | बजाता |
| દંડો | डंडा |
| ડાબીબાજુ | बाएँ |
| જમણીબાજુ | दाएँ |
| છેલ્લા | अंत में |
| હોળાયાં | बडोलियाँ |

## અભ્યાસ

**I નીચે આપેલાં વાક્યોનો અભ્યાસ કરો.**

1. 1) હોળી માટે જગ્યા સાફ કરી ડોલે ડોલે પાણી છાંટ્યું.
   2) ચકચકતા બુટનો ખટ-ખટ અવાજ થયો.
   3) અમે છોકરાઓ છોકરાઓએ હોળી પ્રગટાવવા માટેની તૈયારી કરી.
   4) માલણ બનેલી મંજુલા બોલી, ફૂલ લો ફૂલ રંગરંગના ફૂલ.
   5) હરિ હરિ બોલતાં મંત્રોચ્ચાર કરતાં કમલેશ આવ્યો.

6) છોકરીઓ છોકરીઓ ડાબીબાજુ અને છોકરાઓ છોકરાઓ જમણી બાજુ ઊભા રહો.

2. 1) પછી મોટામોટા છોકરાઓએ બરાબર આઠ વાગે હોળી પ્રગટાવી.
2) ફેંસી ડ્રેસના કાર્યક્રમમાં ભાગ લેનાર છોકરાઓ સારા સારા પોશાક પહેરી તૈયાર હતા.
3) નાનાં નાનાં છોકરાંએ ઘેર ઘેર ફરી પૈસા એકઠા કર્યા.

3. 1) બધાંની સામે આવીને માલણ બનેલી મંજુલા ધીરે ધીરે બોલી.
2) પોલિસથી બચવા હું જલ્દી જલ્દી દોડ્યો.

4. 1) સ્ત્રી પુરુષોએ પાણી લઈને હોળીની આજુબાજુ ફરતાં ફરતાં પ્રદક્ષિણા કરી.
2) આમ બોલતી બોલતી પસાર થઈ.
3) મંત્રોચ્ચાર કરતાં કરતાં ધોતી પહેરી બ્રાહ્મણ બનેલો કમલેશ આવ્યો.
4) પોલિસ બનેલો તુષાર દોડતો દોડતો આવ્યો.
5) લાકડી પછાડતો પછાડતો બોલ્યો, હે ભાઈઓ તમે ચોરને જોયો?
6) ચોર બનેલો નીરજ સંતાતો સંતાતો આવ્યો.
7) સીસોટી વગાડતાં વગાડતાં પી ટી ટીચર બનેલો કેતન આવ્યો.
8) નેતાજી ભાષણ આપતાં આપતાં થાકી ગયા.
9) હું તો તેને શોધતો શોધતો અહીં સુધી આવ્યો.

5. 1) જતાં જતાં ધોતી છૂટી ગઈ અને લોકો હસી હસીને લોથપોથ થઈ ગયા.
2) તમારે માટે વીણી વીણીને ફૂલો લાવી છું.
3) ચાલી ચાલીને થાકી ગયો છું.

**II નીચે આપેલાં વાક્યોમાં રેખાંકિત શબ્દોના સ્થાન પર કોષ્ટકમાં આપેલા પ્રત્યેક શબ્દનો ઉપયોગ કરી વાક્યો બનાવો.**

1. 1) છોકરાઓએ <u>ઘેરઘેર</u> ફરી પૈસા ભેગા કર્યા.
(ગલી-ગલી, ગામ-ગામ, શહેર-શહેર)
2) <u>છોકરીઓ છોકરાઓએ</u> હોળી પ્રગટાવવાની તૈયારી કરી.
(બહેનો-બહેનો, ભાઈઓ-ભાઈઓ, બાળકો-બાળકો)
3) <u>છોકરીઓ-છોકરીઓ</u> ડાબીબાજુ છોકરાઓ-છોકરાઓ જમણી બાજુ.
(ફૂલ-ફૂલ/ફળ-ફળ, સ્ત્રીઓ-સ્ત્રીઓ/પુરુષો-પુરુષો)

2. 1) મોટા મોટા છોકરાઓએ બરોબર આઠ વાગે હોળી પ્રગટાવી.
(નાનાંનાનાં, સારાંસારાં, ડાહ્યાડાહ્યા)
2) ફેંસી ડ્રેસના કાર્યક્રમમાં ભાગ લેનાર છોકરાઓ સારાં સારાં કપડાં પહેરી તૈયાર હતા. (નવાનવા, લાલલાલ, સુંદર-સુંદર)

3. 1) રજાઓમાં લોકો સારું જમી જમીને મજા કરે છે.
(ખાઈખાઈને, પીપીને, જોઈજોઈને)
2) તમારે માટે વીણી વીણીને ફૂલો લાવી છું.
(ચૂંટીચૂંટીને, તોડીતોડીને, જોઈજોઈને)

4. 1) પોલિસ બનેલો તુષાર દોડતો દોડતો આવ્યો.
(ચાલતો ચાલતો, શોધતો શોધતો, ફરતો ફરતો)
2) મંજુલા બોલતી બોલતી પસાર થઈ.
(ગાતીગાતી, કૂદતીકૂદતી, ખાતીખાતી)

**III કોષ્ટકમાં આપેલા શબ્દોમાંથી ઉપયુક્ત શબ્દ પસંદ કરી વાક્યો પૂરાં કરો.**

1. (મોટામોટા, ઘેરઘેર, ધીરેધીરે, હરિહરિ, ડોલેડોલે)
   1) છોકરાઓએ _________ ફરીને પૈસા એકઠા કર્યા.
   2) _________ વદતાં મંત્રોચ્ચાર કરતાં કરતાં કમલેશ આવ્યો.
   3) જગ્યા સાફસુફ કરી ________ પાણી છાંટ્યું.
   4) મંજુલા બધાની સામે આવીને _________ બોલી.
   5) _________ છોકરાઓએ આઠ વાગે હોળી પ્રગટાવી.

2. (ચાલી ચાલીને, વીણી વીણીને, હસી હસીને)
   1) લોકો ___________ લોથપોથ થઈ ગયા.
   2) હું તો __________ થાકી ગયો છું.
   3) તમારે માટે ________ ફૂલો લાવી છું.

3. (સંતાતો સંતાતો, દોડતો દોડતો, આપતાં આપતાં, મરતાં મરતાં, ગાતીગાતી)
   1) પોલિસ બનેલો તુષાર __________ આવ્યો.
   2) માલણ બનેલી મંજુલા ____________ પસાર થઈ.
   3) ચોર બનેલો નીરજ _______________ આવ્યો.
   4) પૂરપાટ જતી મોટરોની અડફેટથી ___________ બચ્યો.
   5) નેતા બનેલો અજિત ભાષણ _____________ થાકી ગયા.

**IV ઉદાહરણ અનુસાર કોષ્ટકમાં આપેલા શબ્દોનાં યોગ્ય રૂપોનો ઉપયોગ કરી વાક્યો પૂરાં કરો.**

ઉદાહરણઃ પોલિસ બનેલો તુષાર __________ આવ્યો. (દોડ)
પોલિસ બનેલો તુષાર દોડતો દોડતો આવ્યો.

1) હું તો તેને ___________ આવ્યો. (શોધવું)
2) મંજુલા __________ પસાર થઈ. (બોલવું)
3) ચોર બનેલો નીરજ __________ આવ્યો. (સંતાવું)
4) પક્ષી ત્યાંથી __________ પસાર થયું. (ગાવું)
5) સીસોટી ___________ કેતન આવ્યો. (વગાડવું)

**V ઉદાહરણ અનુસાર આપેલાં વાક્યોનું પરિવર્તન કરો.**

1. ઉદાહરણઃ હું ચાલીને આવ્યો છું.
હું ચાલી ચાલીને આવ્યો છું.

1) હું શોધીને આવ્યો છું.
2) હું દોડીને આવ્યો છું.
3) હું મંત્રોચ્ચાર કરીને આવ્યો છું.
4) હું ભાષણ આપીને આવ્યો છું.
5) હું વીણીને ફૂલો લાવી છું.

2. ઉદાહરણઃ હું ચાલી ચાલીને આવ્યો છું.
હું ચાલતો ચાલતો આવ્યો છું.

1) હું શોધી શોધીને આવ્યો છું.
2) હું દોડી દોડીને આવ્યો છું.
3) હું ફૂલો વીણી વીણીને આવી છું.
4) હું ભાષણ આપી આપીને આવ્યો છું.
5) હું મંત્રોચ્ચાર કરી કરીને આવ્યો છું.

**VI કોષ્ટકમાં આપેલા હિન્દી શબ્દોના સમાનાર્થી ગુજરાતી શબ્દોનો ઉપયોગ કરી વાક્યો પૂરાં કરો.**

1) ફેંસી ડ્રેસ કાર્યક્રમમાં ભાગ લેનારા છોકરાઓ _______ પોશાક પહેરીને તૈયાર હતા. (अच्छे-अच्छे)
2) છોકરાઓએ ________ ફરીને પૈસા ભેગા કર્યા. (घर-घर)
3) તમારે માટે ________ ફૂલો લાવી છું. (चुन-चुनकर)
4) હું તો ચોરને _________ આવ્યો છું. (ढूँढते-ढूँढते)
5) મોટરની અડફેટથી _________ બચ્યો. (मरते-मरते)
6) લાકડી ________ તુષાર આવ્યો. (पटकते-पटकते)
7) અજિત ભાષણ _________ થાકી ગયો. (देते-देते)

**વાંચો અને સમજો.**

## વ્યક્તિત્વ

વ્યક્તિના વ્યક્તિત્વની ઓળખાણ તેના વર્તનથી થાય છે. જેનું જેવું વર્તન તેનું તેવું માન. સારું વર્તન સારી સંગતથી કેળવી શકાય છે. જેની સંગત સારી હશે તેની ચાલચલગત પણ સારી હશે. જેમ સારાસારા મિત્રો પાસેથી સારું સારું શીખવા મળે છે. તેમ ઘણા છોકરાઓને સીગરેટ પીવાની કુટેવ હોય છે. તેમાંથી કેટલાકને જમતાં જમતાં વાત-ચીત કરવાની ટેવ હોય છે. જેથી સામેવાળા વ્યક્તિ ઉપર તેની ખરાબ છાપ પડે છે. ઘણાંને ટી.વી. જોતાં જોતાં જમવાની ટેવ હોય છે. જે તેમના સ્વાસ્થ માટે નુકસાનકારક છે. સુટેવ ધીરે ધીરે કેળવી શકાય છે અને કુટેવ ધીરે ધીરે છોડી પણ શકાય છે. આવી તો ઘણી સુટેવો-કુટેવો આપણા બધામાં જોવા મળે છે.

કુટેવ આપણું ધન અને માન બંને ઘટાડે છે. કુટેવને એકાએક છોડવી અઘરી છે પણ પ્રયત્ન કરતાં કરતાં તેને ધીરે ધીરે છોડી પણ શકાય છે. સારી સારી ટેવોથી વ્યક્તિની ચાલચલગતમાં પણ ફરક પડે છે. અને સારી ટેવોથી સમાજમાં તેનું માન પણ વધે છે. તેથી જ કહ્યું છે કે, જો ધન ગયું તો કંઈ નહીં પણ જો માન ગયું તો બધું જ ચાલ્યું ગયું.

### શબ્દાર્થ

| ગુજરાતી શબ્દ | हिंदी अर्थ |
|---|---|
| વ્યક્તિત્વ | व्यक्तित्व |
| વર્તન | बर्ताव |
| કેળવવું | ग्रहण करना/विकास करना/सुधारना |
| ચાલચલગત | चाल चलन |
| ટેવ | आउत |
| સુટેવ | अच्छी आदत |
| કુટેવ | बुरी आदत |
| છોડવું | छोडना |
| સામેવાળા | सामनेवाला |
| છાપ | प्रभाव |
| સ્વાસ્થ | स्वास्थ्य |
| નુકસાનકારક | हानीकारक |
| ઘટવું | कमहोना |
| એકાએક | एकाएक/अचानक |

## અભ્યાસ

**I નીચે આપેલા પ્રશ્નોના જવાબ ફકરાના આધારે આપો.**

1) વ્યક્તિના વ્યક્તિત્વની ઓળખાણ કેવી રીતે થાય છે?
2) ખરાબ મિત્રો પાસેથી શું શીખવા મળે છે?
3) જમતાં જમતાં કેવી ટેવો હોય છે?
4) સુટેવ કેવી રીતે કેળવાય અને કુટેવ કેવી રીતે છોડાય?
5) વ્યક્તિની ચાલચલગતમાં કેવી રીતે ફરક પડે છે?

**II નીચે આપેલા હિન્દી શબ્દો માટે ગુજરાતી શબ્દો આપો.**

अच्छी, आदत, बुरी आदत, ग्रहण करना, प्रभाव, हानीकारक, बर्ताव, सामनेवाला, कमहोना

**III નીચે આપેલા શબ્દોને ફકરાને આધારે યોગ્ય રીતે જોડો.**

1. સારી સારી - જમતાં
2. ધીરે ધીરે - છોડવું
3. એકાએક - સુટેવ
4. કરતાં કરતાં - ચાલવું
5. વાતચીત - પ્રયત્ન

**IV હિન્દીમાં અનુવાદ કરો.**

સંસારમાં ત્રણ અતિપૂજ્ય છે. માતા, ગુરૂ અને ઈશ્વર. તો પણ આપણે કહી શકીએ છીએ કે જો ગુરૂ અને ઈશ્વર પૂજ્ય છે તો મા અતિપૂજ્ય છે. કોઈપણ ઘરમાં બાળકના જન્મથી આનંદ આનંદ થઈ જાય છે. તેમાંય માના હરખનો તો પાર રહેતો નથી. જ્યારે બાળક જન્મ લેતાં જ ઉઆં... ઉઆં....કરી રડવા લાગે છે ત્યારે આખું ઘર આનંદથી ભરાઈ જાય છે. મા પણ બાળક માટે અનેક તૈયારીઓ કરે છે. જાતજાતનાં કપડાં, જુદાંજુદાં રમકડાં, ઘોડિયું વગેરે લાવે છે. રંગબેરંગી ઊનથી સ્વેટર, મોજા જેવાં ગરમ વસ્ત્રો બનાવે છે. સૌથી વધારે ધ્યાન તે બાળકનું રાખે છે. તેની ટગરટગર જોતી આંખો, નાના નાના પગ, કુણાકુણા હાથ, કોમળ કોમળ શરીર બધાને આકર્ષિત કરે છે. પડોસીઓનાં બાળકો તે શિશુને વારંવાર રમાડવા આવે છે. ધીરે ધીરે તે મોટું થાય છે. અને નવીનવી દુનિયાને ઓળખવા લાગે છે. જેમજેમ બાળક મોટું થાય છે તેમતેમ માતાનો હરખ પણ વધતો જાય છે. માતા શિશુની મીઠી-મીઠી વાણી સાંભળી મનમાં અને મનમાં મલકાય છે. તેની કાલીકાલી બોલી સાંભળવા માટે ઘરના સભ્યો તેને બોલવા માટે પ્રેરે છે. બાળક પણ મા....મા..., કા...કા.., બા...બા..., દા....દા..... જેવા સંબોધનોથી બધાંને આકર્ષે છે. આમ, શિશુ જન્મતાની સાથે જ બધાનું ધ્યાન ખેચે છે. મા માટે તો તેનું બાળક સંસારની બધી જ સંપત્તિઓમાં અમૂલ્ય છે. મા પોતાની બધી જ ખુશીઓને નેવે મૂકીને બાળકની દરેક ખુશીનું ધ્યાન રાખે છે. તેથી જ મા અતિપૂજ્ય છે.

## શબ્દાર્થ

| ગુજરાતી શબ્દ | हिंदी अर्थ |
|---|---|
| અતિપૂજ્ય | अतिपूज्य |
| તેમાંય | उस में भी |
| હરખ | हर्ष |
| પાર | सीमा |
| ભરાઈ જાય | भर जाता |
| ઘોડિયું | पालना (बच्चे को झुलाने का झुला) |
| ઊન | ऊन |
| વસ્ત્રો | वस्त्र (बहुवचन) |
| ટગરટગર | टक-टकी लगाकर |
| કુણાકુણા | नरम-नरम |
| કોમળ કોમળ | कोमल-कोमल |
| રમાડવું | खेलाना |
| ઓળખવું | पहचानना |
| મલકાવવું | मुस्कराना |
| કાલીકાલી | तोतली-तोतली |
| પ્રેરવું | प्रेरित करना |
| સંબોધન | संबोधन |
| સભ્યો | सदस्य/शिष्ट |
| સંપત્તિ | संपत्ति |
| અમૂલ્ય | अमूल्य/मूल्यवान |
| નેવે મૂકીને | भूलकर |

## V ગુજરાતીમાં અનુવાદ કરો.

भारत गाँवों का देश है। कृषि हमारे गाँवों का मुख्य व्यवसाय है। हमारे देश का आर्थिक आधार कृषि ही है। किसान के लिए तो कृषि ही धन है। फसल पकते ही किसान के पास पैसा आता है। कृषि का काम बहुत श्रम का काम है।

किसान हल से जोत-जोतकर खेतों को बोने योग्य बनाता है। फिर वह वर्षा होने पर बीज बोता है। केवल बीज बोने से ही फसल नहीं पक जाती। इसके बाद भी उसे बहुत श्रम करना पड़ता है। फसल को पकते-पकते तीन चार महीने लग जाते हैं। फसल पक जाने पर उसे काट-काट कर वह खलिहान में लाता है। खलिहान में उसे गहा-गहा कर उसमें से अनाज निकालता है। उसके बाद अपने अनाज को गाड़ियों में भर-भर कर अपने घर लेजाता है। फिर वह बाज़ार जाकर मोल भाव करता है। अच्छा भाव होने पर वह अपना अनाज बेचता है।

फसल का पैसा प्राप्त होजाने के बाद वह अपनी आवश्यकता की वस्तुएँ खरीदता है। आवश्यक वस्तुएँ खरीदने का अवसर उसे हाट में या मेलों में ही मिलता है। मेले किसी विशेष अवसर पर ध्यान रखकर ही आयोजित होते हैं। बहुधा मेलों का आयोजन धार्मिक स्थलों पर और धार्मिक त्योहरों पर होता है।

मेलों में दूकानदार दूर-दूर से अपनी-अपनी दूकानें लेकर आते हैं। मेला एक प्रकार का अस्थाई बाज़ार होता है। मेलों में मनोरंजन के भी कई साधन होते हैं। मेले में केवल सामान खरीदने वाले ही नहीं जाते। बूढ़े-बच्चे लड़के लड़कियाँ, युवक युवतियाँ सभी मेले में जाते हैं। बच्चे तो वर्ष भर प्रति दिन अपनी गुल्लक में पैसे बचा-बचा कर मेले में जाने की तैयारी करते हैं। उन्हें झूलों में झूलने का बड़ा शौक होता है। झूलों में झूलते-झूलते वे आनंदित होते हैं। मेलों में धकका-मुक्की भी खूब होती है। खूब भीड़-भाड़ होती है। इसी को तो मेला कहते हैं। मेले का जितना धार्मिक महत्व है उतना ही सांस्कृतिक और आर्थिक महत्व भी है।

## શબ્દાર્થ

| **હિંદી શબ્દ** | **ગુજરાતી અર્થ** |
|---|---|
| व्यवसाय | વ્યવસાય |
| किसान | ખેડૂત |
| कृषि | ખેતી |
| फसल | પાક |
| हल | હળ |
| जोतना | ખેડવું |
| बोना | વાવવું |
| बीज | બી/બીજ/બિયારણ |
| काटना | લણવું |
| खलिहान | ખળું |
| गहाना | હાલરું કરવું (પાકમાંથી દાણા છૂટા પાડવા માટે ખળામાં બળદ ફેરવે તે ક્રિયા) |
| बेचना | વેચવું |
| हाट | હાટડીઓ અને લારીઓનું નાનું અસ્થાયી બજાર. |
| मेला | મેળો |
| गुल्लक | પૈસા ભેગા કરવાનો ગલ્લો |
| धक्का मुक्का | ધક્કામૂક્કી |
| भीडभाड | ભીડ |

**VI तमे जोयेला कोई सरघस विशे शब्दोनी द्विरुक्ति/पुनरुक्तिनो उपयोग करी गुजरातीमां एक अनुच्छेद लखो.**

જેમકે.. કરતાં કરતાં, દોડતાં દોડતાં, જોતાં જોતાં વગેરે.

## टिप्पणियाँ

I इस पाठ में गुजराती के विविध शब्दों के पुनरुक्त प्रयोगों का परिचय दिया गया है।

| | | | |
|---|---|---|---|
| 1. | 1) | ફૂલ લો ફૂલ રંગરંગના ફૂલ. | फूल लो, रंग-रंग के फूल। |
| | 2) | હોળી માટે જગ્યા સાફ કરી ડોલે ડોલે પાણી છાંટ્યું. | होली के लिए जगह कर के बाल्टी-बाल्टी से (बाल्टिओं से) पानी छिड़का। |
| | 3) | છોકરીઓ છોકરીઓ ડાબીબાજુ અને છોકરાઓ છોકરાઓ જમણી બાજુ ઊભા રહો. | लड़कियाँ-लड़कियाँ बाई तरफ और लड़के-लड़के दाई तरफ खड़े रहो। |

ऊपर के वाक्यों में रेखांकित संज्ञा शब्दों की पुनरुक्ति हुई है। वाक्य (1) में 'રંગ-રંગ' (रंग-रंग) प्रयोग रंगों की भिन्नता का बोध कराता है। वाक्य (2) में 'ડોલે-ડોલે' प्रयोग पानी की एक के बाद एक बाल्टी से पानी के छिड़कने की रीति बताता है। वाक्य (3) में 'છોકરીઓ છોકરીઓ' (छोकरीओ-छोकरीओ) और 'છોકરાઓ છોકરાઓ' (छोकराओ-छोकराओ) के वर्ग या समूह का बोध कराते हैं।

II

| | | | |
|---|---|---|---|
| 1. | 1) | પછી મોટામોટા છોકરાઓએ બરાબર આઠ વાગે હોળી પ્રગટાવી. | बड़े-बड़े लड़कों ने ठीक शाम आठ बजे को होली प्रज्ज्वलित की। |
| | 2) | ફેંસી ડ્રેસના કાર્યક્રમમાં ભાગ લેનાર છોકરાઓ સારા સારા પોષાક પહેરી તૈયાર હતા. | ललित वेष में भाग लेनेवाले बच्चे अच्छी-अच्छी पोशाक के पहन कर तैयार थे। |

उपर्युक्त वाक्यों में रेखांकित विशेषण-शब्दों की पुनरुक्ति हुई है। इस प्रकार की पुरनरुक्ति बलबोधकता (अवधारण) का बोध कराती है।

| | | | |
|---|---|---|---|
| 2. | 1) | બધાંની સામે આવીને માલણ બનેલી મંજુલા ધીરે ધીરે બોલી. | सब के सामने आकर मालिन बनी हुई मंजुला धीरे-धीरे बोली। |

| | | |
|---|---|---|
| 2) | પોલિસથી બચવા હું જલ્દી જલ્દી દોડ્યો. | पुलीस से बचने मैं जल्दी-जल्दी दौड़ा। |

उक्त वाक्यों में रेखांकित क्रिया-विशेषण की पुनरुक्ति का प्रयोग हुआ है। इस प्रकार की पुनरुक्ति भी हिंदी पुनरुक्ति के समान है।

| | | | |
|---|---|---|---|
| III | 1) | પોલિસ બનેલો તુષાર દોડતો દોડતો આવ્યો. | पुलीस बना हुआ तुषार दौड़ता-दौड़ता आया। |
| | 2) | ચોર બનેલો નીરજ સંતાતો સંતાતો આવ્યો. | चोर बना हुआ नीरज छिपते-छिपते आया। |

उक्त वाक्यों में वर्तमान कालिक कृदंत की पुनरुक्ति हुई है। यह पुनरुक्ति क्रिया विशेषण है। यह पुनरुक्ति असमापिका क्रिया की निरंतरता का बोध कराती है। क्रिया के साथ लिंग और वचन के अनुसार 'તો (तो), તી (ती), 'તું' (तु) जोड़े जाते हैं।
जैसे:

| | | |
|---|---|---|
| 1) | ફૂલ લો રંગરંગનાં બોલતી બોલતી મંજુલા આવી. | फूल लो, रंग-रंग के, बोलती-बोलती मंजुला आई। |
| 2) | પોલિસ બનેલો તુષાર દોડતો દોડતો આવ્યો. | पुलीस बना हुआ तुषार दौड़ता-दौड़ता आया। |
| 3) | એટલામાં પક્ષી ત્યાંથી ગાતું ગાતું પસાર થયું. | इतने में पक्षी वहाँ से गाते-गाते गुजारा। |

| | | | |
|---|---|---|---|
| IV | 1) | હસી હસીને પેટ દુ:ખી ગયું. | हँस-हँस कर पेट दुःख गया। |
| | 2) | ચાલી ચાલીને થાકી ગયો છું. | चल-चल कर थक गया हूँ। |

उक्त वाक्यों में 'पूर्वकालिक कृदंत की पुनरुक्ति हुई है। इस में पुनरुक्ति के दूसरे कृदंत के साथ 'ને' (ने) परसर्ग जोड़ा गया है। यह पुनरुक्ति क्रिया की कारणवाचक रीति का बोध कराती है। ध्यान दीजिए कि हिंदी में भी ऐसी पुनरुक्तियों का प्रयोग होता है।

# પાઠ पाठ 20

## દૂધ સહકારી મંડળી

**સરપંચ :** મુખી, તમારા બધાંના સહયોગથી દૂધ સહકારી મંડળીનું પોતાનું મકાન તો બનીને તૈયાર થઈ ગયું છે. હવે તેનું ઉદ્‌ઘાટન પણ કરાવવું પડશે. કહો, તેના માટે કોની સાથે વાત કરીએ?

**મુખી :** આપણે દૂધ મંડળીના અધ્યક્ષને જ વાત કરીએ. પર્યાવરણ દિવસ પણ આવી રહ્યો છે. આપણે આપણી ગૌચરભૂમિમાં વૃક્ષારોપણ પણ કરાવડાવવું પડશે. અત્યારથી કેટલાક વૃક્ષો વવડાવી લઈશું તો થોડા વર્ષોમાં છાંયડો થઈ જશે, અને પશુઓને ચરાવવામાં સરળતા રહેશે.

**સરપંચ :** સારું છે. એવું જ કરીએ છીએ. આપણે કાલે જ શહેર જઈને અધ્યક્ષશ્રી અંબાલાલભાઈને મળવા જઈશું. એ પણ નક્કી કરી લઈએ કે આપણે આપણી સાથે બીજા કોને કોને લઈ જવાના છે.

**મુખી :** આપણી શાળાના શિક્ષક પૂરણભાઈ ખૂબ સમજદાર છે. તેમને તો આપણી સાથે લઈ જ જવા પડશે. તે અધ્યક્ષશ્રી સાથે સારી રીતે વાત પણ કરી લેશે અને તેમને બધુ સમજાવી

## दुग्ध सहकारी समिति

**सरपंच :** मुखिया जी, आप सबके सहयोग से दुग्ध सहकारी समिति का अपना भवन तो बनकर तैयार होगया है। अब इसका उद्‌घाटन भी करवाना पड़ेगा। बताइए इसके लिए किस से बात करें?

**मुखिया :** हम दुग्ध समिति के अध्यक्ष जी से ही बात करें। पर्यावरण दिवस भी आ रहा है। हमें अपनी चराहगाह में वृक्षारोपण भी करवाना पड़ेगा। अभी से कुछ वृक्ष लगवा लेंगे तो कुछ वर्षों में उनकी छाया हो जाएगी और पशुओं को चराने में सुविधा रहेगी।

**सरपंच :** ठीक है। ऐसा ही करते हैं। हम कल ही शहर चल कर अध्यक्ष श्री अंबालाल भाई से मिलने जाएँगे। यह भी तय कर लें की, हमें अपने साथ और किस-किस को ले जाना है।

**मुखिया :** अपनी शाला के शिक्षक पूरनभाई बहुत समझदार हैं। उन्हें तो अपने साथ ले ही जाना पड़ेगा। वे अध्यक्षजी से अच्छी तरह बात भी कर लेंगे और उन्हें सब कुछ समझा भी देंगे। उद्‌घाटन का लिखित कार्यक्रम भी तो बनवाना पड़ेगा।

પણ દેશે. ઉદ્‌ઘાટનનો લેખિત કાર્યક્રમ પણ બનાવડાવવો પડશે. પૂરણભાઈ જ સારી રીતે બનાવડાવી શકશે.

**સરપંચ** : સારું. કાલે જ જઈશું. પૂરણભાઈને હું બોલાવડાવી લઈશ. જો બીજા કોઈને બોલાવડાવવા હોય તો જણાવો.

**મુખી** : બીજા તો કોઈને નથી લઈ જવા. હમણાં તો આપણે ત્રણ જ જઈશું. કાલે શહેર જવા હું મારી ગાડી તૈયાર કરાવડાવું છું. આપણે સવારે દસ વાગે જઈશું. નવ વાગે ગાડી તમારા ઘરે મોકલાવી દઈશ. તમે તૈયાર રહેજો. (બીજા દિવસે ત્રણે દૂધ સહકારી મંડળીના અધ્યક્ષના કાર્યાલય પહોંચે છે)

**સરપંચ** : અધ્યક્ષજી અમે અંદર આવી જઈએ?

**અધ્યક્ષ** : આવો, આવો. સરપંચજી આવો. ઓહો! મુખી અને પૂરણભાઈ પણ સાથે આવ્યા છે. લાગે છે કે કોઈ નવી યોજના બનાવી છે.

**ત્રણ** : નમસ્કાર સાહેબ.

**અધ્યક્ષ** : નમસ્કાર. બેસો. કહો કે કેમ આવવાનું થયું?

**સરપંચ** : અમે આપની પ્રેરણા અને સહયોગથી અમારા ગામમાં દૂધ મંડળીનું મકાન બનાવડાવીને તૈયાર કરાવડાવી દીધું છે. બધાંની ઈચ્છા છે કે તે મકાનનું ઉદ્‌ઘાટન આપની પાસે કરાવીએ.

कार्यक्रम भी पूरण जी ही ठीक से बनवा सकेंगे।

**सरपंच** : ठीक है। कल ही चलेंगे। पूरण जी को मैं बुलवालूँगा। यदि और किसी को बुलवाना हो तो बताइए।

**मुखिया** : और किसी को नहीं ले चलना है। अभी तो हम तीनों ही चलेंगे। कल शहर चलने के लिए मैं अपनी गाड़ी तैयार करवाता हूँ। हम सवेरे दस बजे चलेंगे। मैं 9 बजे गाड़ी आपके घर भिजवा दूँगा। आप तैयार रहना।
(अगले दिन तीनों दुग्ध सहकारी समिति अध्यक्ष के कार्यालय पहुँचते हैं।

**सरपंच** : अध्यक्ष जी हम अंदर आ जाएँ?

**अध्यक्ष** : आइए, आइए और पूरण जी, सरपंच जी, आइए, ओ हो! मुखिया जी भी साथ आए हैं। लगता है कि कोई नई योजना बनाई है।

**तीनों** : नमस्कार साहब।

**अध्यक्ष** : नमस्कार बैठिए। कहिए कैसे आना हुआ?

**सरपंच** : हमने आपकी प्रेरणा और सहयोग से अपने गाँव में दुग्ध समिति का भवन बनवा कर तैयार करवा दिया है। सब की इच्छा हैं कि उस भवन का उद्‌घाटन आप से करवाएँ।

**અધ્યક્ષ** : અરે સરપંચજી આપણે બધા તો એક જ મંડળીના સભ્યો છીએ. સારું થશે કે આપણે કોઈ બીજા પાસેથી ઉદ્‌ઘાટન કરાવડાવી લઈએ.

**મુખી** : આપનું કહેવું તો યોગ્ય છે. પણ અમે નક્કી કરી લીધું છે કે આ મકાનનું ઉદ્‌ઘાટન અમારે આપની પાસેથી જ કરાવવું છે.

**પૂરણભાઈ** : શ્રીમાન આપની પ્રરણા અને સહયોગથી જ આ મંડળી બની છે. આ મકાન પણ તમારા સહયોગથી બન્યું છે. તેથી આનું ઉદ્‌ઘાટન પણ અમે આપની પાસેથી જ કરાવવા ઈચ્છીએ છીએ. આપ જો આપની સ્વીકૃતિ આપશો અને આપના વ્યસ્ત સમયમાંથી થોડો સમય કાઢશો તો કૃપા થશે.

**અધ્યક્ષ** : પૂરણભાઈ, મેં તમારા ખૂબ વખાણ સાંભળ્યા છે. તમે જે તત્પરતાથી તમારી શાળા ચલાવી રહ્યા છો, તે જ તત્પરતાથી તમારે આ મંડળીને પણ ચલાવવાની છે. મારી પાસેથી જે સહયોગ કરાવવો હોય તે તમે મુખીને કહેવડાવી દેજો.

**પૂરણભાઈ** : સાહેબ ગામની સેવા કરવી તે મારું કર્તવ્ય છે. મારાથી જેટલી થઈ શકશે તેટલી સેવા કરતો રહીશ.

**સરપંચ** : એક વાત બીજી પણ છે. ગૌચરમાં વૃક્ષારોપણ પણ કરાવવું છે. ત્યાં અમે લગભગ એક સો વૃક્ષો લગાવડાવવા ઈચ્છીએ છીએ. અમે બધાં

**अध्यक्ष** : अजी सरपंच जी हम सब तो एक ही समिति के सदस्य हैं। अच्छा होगा कि हम किसी और से उद्‌घाटन करवा लें।

**मुखिया** : आपका कहना तो ठीक है लेकिन हमने तयकर लिया है कि, इस भवन का उद्‌घाटन हमें आपसे ही कराना है।

**पूरण जी** : श्रीमान जी आप की प्रेरणा और सहयोग से ही यह समिति बनी है। यह भवन भी आपके ही सहयोग से बना है। इसलिए इसका उद्‌घाटन भी हम आप से ही करवाना चाहते हैं। आप यदि अपनी स्वीकृति प्रदान करेंगे और अपने व्यस्त समय में से थोड़ा समय निकालेगें तो कृपा होगी।

**अध्यक्ष** : पूरण जी, मैंने आपकी बहुत तारीफ़ सुनी है। आप जिस तत्परता से अपनी पाठशाला चला रहे हैं, उसी तत्परता से आपको इस समिति को भी चलाना है। मुझ से जो सहयोग करवाना हो वह आप मुखिया जी से कहलवा देना।

**पूरण जी** : सर, गाँव की सेवा करना वह मेरा कर्तव्य है। मुझ से जितनी हो सकेगी उतनी सेवा करता रहूँगा।

**सरपंच** : एक बात और भी है, चरागाह में वृक्षरोपण भी करवाना है। वहाँ हमें लगभग एक सौ वृक्ष लगवाना हैं। हम सभी अतिथियों से एक-एक वृक्ष लगवाना-चाहते हैं।

અતિથિઓ પાસેથી એક-એક વૃક્ષ લગાવડાવવા ઈચ્છીએ છીએ.

**મુખી** : અમે તમને બધી ગૌચરની ભૂમિ દેખાડવા ઈચ્છીએ છીએ. તે જ દિવસે આપની ઉપસ્થિતિમાં તલાટી પાસેથી ગૌચરની ભૂમિને મપાવીને તેનું સીમાંકન પણ કરાવી શકીએ.

**અધ્યક્ષ** : સારું. સરપંચજી હું આવી જઈશ. તમે તારીખ અને સમય જણાવી દો.

**પૂરણભાઈ** : સાહેબ. જો આપ આવતા સોમવારનો સમય નીકાળશો તો સારું રહેશે. તે દિવસે બાર તારીખ છે. સવારે અગિયાર વાગ્યાનું મુહૂર્ત કઢાવી દીધું છે. બધા અતિથિઓ માટે ભોજન પણ બનાવડાવીશું. જો તમે કહેશો તો અતિથિઓ માટે મુખીની ગાડી મોકલાવી દઈશું.

**સરપંચ** : તે જ ગૌચર ભૂમિમાં એક કૂવો ખોદાવવાની પણ યોજના છે. જો કયાંકથી આર્થિક સહયોગ મળશે તો કેટલાક ગામવાળા પાસેથી શ્રમદાન કરાવી લઈશું.

**અધ્યક્ષ** : સારું. તમે લોકો તૈયારીઓ કરો. હું સમયસર બધાંની સાથે પહોંચી જઈશ. ત્યાં જ આખી યોજના બનાવડાવી લઈશું.

**બધા** : આભાર. નમસ્કાર.

**અધ્યક્ષ** : નમસ્કાર.

**मुखिया** : हम आपको पूरी चराहगाह की भूमी दिखाना चाहते हैं। उसी दिन आपकी उपस्थिति में पटवारी से चरागाह की भूमि को नपवा कर उसका सीमांकन भी करा सकें।

**अध्यक्ष** : ठीक है। सरपंच जी मैं आ जाऊँगा। आप तारीख और समय बता दें।

**पूरणजी** : सर। यदी आप अगले सोमवार का समय निकालेंगे तो ठीक रहेगा। उस दिन 12 तारीख है। प्रातःकाल 11 बजे का मुहूर्त निकलवा लिया है। सारे अतिथियों के लिए भोजन भी बनवाएँगे। यदि आप कहेंगे तो अतिथियों के लिए मुखिया जी की गाड़ी भिजवा देंगे।

**सरपंच** : उसी चराहगाह भूमि में एक कुआ भी खुदवाने की योजना है। यदि कहीं से आर्थिक सहयोग मिला तो गाँववालों से भी श्रम दान करालेंगे।

**अध्यक्ष** : ठीक है। आप लोग तैयारियाँ कीजिए। मैं समय पर सब के साथ पहुँच जाऊँगा। वहीं सारी योजना बनवा लेंगे।

**सभी** : धन्यवाद, नमस्कार।

**अध्यक्ष** : नमस्कार।

## શબ્દાર્થ

| ગુજરાતી શબ્દ | हिंदी अर्थ |
| --- | --- |
| સરપંચ | सरपंच |
| મુખી | मुखिया |
| દૂધ | दूध/दुग्ध |
| સહકારી/સહયોગ | सहकारी/सब के सहयोग से |
| મંડળી | समिति |
| ઉદ્‌ઘાટન | उद्‌घाटन |
| કરાવવું/કરાવડાવવું | कराना/करवाना |
| અધ્યક્ષ | अध्यक्ष |
| પર્યાવરણ | पर्यावरण |
| ગૌચરભૂમિ | चराहगाह/गोचर भूमि |
| વૃક્ષારોપણ | वृक्षारोपण |
| વવડાવવું | (वृक्ष) लगवाना |
| છાંયડો | छाया |
| ચરાવવું | चराना |
| શહેર | शहर/नगर |
| નક્કી | तय |
| સમજદાર | समझदार |
| લેખિત | लिखित |
| બનાવડાવવું | बनवाना |
| મોકલાવવું | भिजवाना |
| યોજના | योजना |
| મકાન | भवन/मकान |
| કોઈ | कोई/किसी |
| પ્રેરણા | प्रेरणा |
| પ્રદાન | प्रदान/देना |
| વ્યસ્ત | व्यस्त |
| કાઢવું | निकालना |
| વખાણ | तारीफ़/प्रशंसा |
| સાંભળવું | सुनना |
| તત્પરતા | तत्परता |
| ચલાવવું | चलाना |
| કહેવડાવવું | कहलवाना |
| સેવા | सेवा |
| કર્તવ્ય | कर्तव्य |

| | |
|---|---|
| લગાવડાવવું | लगवाना (वृक्ष)/रोंपना |
| અતિથિ | अतिथि |
| ઉપસ્થિતિ | उपस्थिति |
| તલાટી | पटवारी |
| માપવું | नापना |
| સીમાંકન | सीमा तय करना |
| જણાવવું | बताना |
| ખોદાવવું/ખોદાવડાવવું | खुदवाना |
| ગામવાળા | गाँववाले |
| શ્રમદાન | श्रमदान |
| સમયસર | समय पर |

## અભ્યાસ

**I નીચે આપેલાં વાક્યોનો અભ્યાસ કરો.**

1) મકાનનું ઉદ્‌ઘાટન પણ કરાવવું પડશે.
2) કેટલાંક વૃક્ષો વવડાવી લઈશું.
3) પશુઓને ચરાવવામાં સરળતા રહેશે.
4) હું મારી ગાડી તૈયાર કરાવું છું.
5) હું મારી ગાડી તમારા ઘરે મોકલાવીશ.
6) મકાનનું ઉદ્‌ઘાટન તમારી પાસેથી જ કરાવવું છે.
7) સો વૃક્ષો લગાવડાવવા ઈચ્છીએ છીએ.

**II ઉદાહરણ પ્રમાણે કૌંશમાં આપેલા ક્રિયારૂપોનાં યોગ્ય રૂપોનો ઉપયોગ કરી વાક્યો પૂરાં કરો.**

ઉદાહરણ : 1) પશુઓને ________ માં સરળતા રહેશે. (ચરવું)
પશુઓને ચરાવવામાં સરળતા રહેશે.
2) હું પૂરણભાઈને ______ લઈશ. (બોલાવવું)
હું પૂરણભાઈને બોલાવડાવી લઈશ.

1) હું મારી ગાડી તૈયાર ________ છું. (કરવું)
2) ગૌચરભૂમિમાં કૂવો _______ પડશે. (ખોદવું)
3) કપડાં _______ ને તૈયાર કરાવડાવી દીધાં છે. (સીવવું)
4) અમે સો વૃક્ષો ________ ઈચ્છીએ છીએ. (લગાવવું)
5) અતિથિઓ માટે ભોજન પણ _______ . (બનાવવું)
6) ગામવાળા પાસેથી શ્રમદાન _______ લઈશું. (કરવું)
7) મુખીની ગાડી તમારા ઘરે ________ દઈશ. (મોકલવું)
8) બીજા કોને કોને ________ છે? (બોલાવવું)

9) અમારે તમને અમારું ઘર _______ છે. (દેખવું)
10) ઉદ્‌ઘાટનનો લેખિત કાર્યક્રમ પણ ______ પડશે. (બનાવવું)
11) તેમણે ઘણાં વૃક્ષો _______ છે. (વાવવું)

## III ઉદાહરણ પ્રમાણે નીચે આપેલાં વાક્યોનું પરિવર્તન કરો.

ઉદાહરણ : દૂધ સહકારી મંડળીનું મકાન બનાવ્યું છે.
દૂધ સહકારી મંડળીનું મકાન બનાવડાવ્યું છે.

1) અમે દૂધ સહકારી મંડળીની રચના કરી છે.
2) બાપુજીએ દીકરીને આપ્યો છે.
3) આપણે વૃક્ષો લગાવવા જોઈએ.
4) મંત્રીજી ઉદ્‌ઘાટન કરશે.
5) તેમણે મારી પાસેથી સહયોગ કરાવ્યો હતો.
6) મારે ઘણાં કપડાં સિવવાનાં છે.
7) મારે કેટલાંક વૃક્ષો વાવવાનાં છે.

## IV ડાબીબાજુ આપેલાં વાક્યાંશોને જમણીબાજુ આપેલાં વાક્યાંશો સાથે યોગ્ય રીતે જોડીને વાક્યો બનાવો.

1) ગૌચર ભૂમિમાં વૃક્ષારોપણ - ચરાવવામાં સરળતા રહેશે.
2) પશુઓને ગૌચર ભૂમિમાં - પણ બનાવડાવવો પડશે.
3) ઉદ્‌ઘાટનનો લેખિત કાર્યક્રમ - લગાવડાવ્યા હતાં.
4) ગામમાં થોડા કૂવા - પણ કરાવવું પડશે.
5) દરેક જણ પાસે એક એક વૃક્ષ - ખોદાવવા છે.

## V કૌંશમાં આપેલા હિન્દી શબ્દોના સમાનાર્થી ગુજરાતી શબ્દોનો ઉપયોગ કરી વાક્યો પૂરાં કરો.

1) અંબાલાલભાઈ પાસે વૃક્ષારોપણ _______ . (करवाएँगे)
2) દૂધ સહકારી મંડળીનું મકાન ______ છે. (बनवाया)
3) સારું ______ માટે પૈસા વાપરવા પડે. (खिलाने)
4) મહેશભાઈએ દીકરીના લગ્નમાં સ્વાદિષ્ઠ ભોજન ______ હતું. (बनवाया)
5) તેમણે પોસ્ટથી ચોપડી _______ છે. (भीजवाई)

## VI નીચે આપેલાં વાક્યોનાં નિષેધવાચક રૂપ બનાવો.

1) દૂધ વેચવા દૂરના ગામમાં જવું પડશે.
2) મંડળીના સભ્યોની યાદી કરાવડાવી છે.
3) હું મારી ગાડી મોકલાવીશ.
4) ગામમાં કૂવો ખોદાવડવવા છે.

5) ગામવાળા પાસેથી શ્રમદાન કરાવીશું.
6) અંબાલાલભાઈને બોલાવડાવવા છે.

**VII નીચે આપેલા ગુજરાતી શબ્દોના હિન્દી શબ્દો આપો.**

મુખી, ગૌચર, ભૂમિ, છાંયડો, નક્કી, મકાન, કોઈ, વખાણ, સમયસર, તલાટી.

**VIII નીચે આપેલા હિન્દી શબ્દોના ગુજરાતી શબ્દો આપો.**

कहलवाना, कराना, करवाना, खुदवाना, चलवाना, लगवाना, दिखाना, बनवाना, बुलवाना, भिजवाना।

**IX કૌંશમાં આપેલાં પ્રશ્નસૂચક શબ્દોનો ઉપયોગ કરી નીચે આપેલાં વાક્યો પ્રશ્નવાચક વાક્યો બનાવો.**

1) સાહેબ બધાંની રાહ જોતા હતા. (કોની)
2) અંબાલાલભાઈના ઘરે ગાડી મોકલાવવાની છે. (શું)
3) નવા મકાનનું ઉદ્‌ઘાટન કરાવવાનું છે. (શાનું)
4) આવતીકાલે વૃક્ષો લગાવડાવવાનાં છે. (ક્યારે)
5) ગૌચરમાં કૂવો ખોદવવાનો છે. (ક્યાં)
6) મેં તેમને દસ વાગે બોલાવડાવ્યા છે. (કેટલા વાગે)
7) કાર્યક્રમ તો પૂરણભાઈ જ સારી રીતે બનાવડાવી શકશે. (કોણ)

## વાંચો અને સમજો

### સહકાર

એવું કહેવાય છે કે ‘ઝાઝા હાથ રળિયામણા’. આ કહેવતને આપણે આપણા જીવનનો આધાર બનાવવો પડશે. સહકાર આપણી સામાજિક રચનાનો મૂળ આધાર છે. આપણે ફરી એકવાર આપણી સહકારીતાની પરંપરાને સમજવી પડશે. અને તે જ આધાર પર આપણા સમાજને ઢાળવો પડશે. સ્વતંત્રતા પછી આપણે ફરી એકવાર સહકારીતાના મહત્ત્વને સમજ્યા છીએ. હવે આપણે લાગુ કરવી પડશે. જેટલો ગામડાઓનો વિકાસ સહકારીતાથી સંભવ છે તેટલો સારો બીજા કોઈ પ્રકારે નહીં. જો આપણે ગામડાઓનો સમગ્રરૂપે વિકાસ કરવો હોય તો સહકારના માધ્યમ દ્વારા જ તેને સાકાર કરવો પડશે. આપણે એક બીજાના સુખદુઃખમાં ભાગીદારી કરવી પડશે. એક બીજાની ભાવનાઓને સમજવી અને સમજાવવી પડશે.

ગામડાઓમાં જો આપણે સહકારીતાને અપનાવીએ તો આપણે સહકારી મંડળીઓ બનાવીને શાસન પાસેથી ઘણો સહયોગ કરાવી શકીએ છીએ. પણ આ માટે આપણે આપણી યોજના બનાવવી પડશે અને તે યોજનાની સાર્થકતાથી શાસનને પરિચિત કરાવવું પડશે. ઉદાહરણ માટે જો આપણે ગામડાઓમાં દૂધ

સહકારી મંડળીની રચના કરવી હોય તો પહેલાં આપણે આપણા સહયોગીઓની એક યાદી બનાવવી પડશે. કેટલાક લોકોને તકનીકી જાણકારી મેળવવા પ્રશિક્ષણ માટે પણ મોકલવા પડશે. આર્થિક સહાયતા માટે બેંક પાસેથી ઋણ(લોન) લેવા માટે પ્રયત્ન કરવો અને કરાવવો પડશે. જો આપણે સફળતા પૂર્વક ગામમાં દૂધ સહકારી મંડળીની રચના કરાવી લઇએ તો ગામના દૂધ વેપારીઓ અને ખેડૂતોને આપણે સારો લાભ  અપાવી શકીશું.

આવી જ ઘણી સહકારી સમિતિઓનું નિર્માણ કરાવીને આપણે ગામમાં લોકોને સહકારીતા માટે જાગૃત કરી શકીએ છીએ. તેથી જ કહેવાયું છે કે, 'વિના સહકાર નહીં ઉધ્ધાર'. એક બીજાના સહકારથી જ આપણે આર્થિક વિકાસના સપનાને સિદ્ધ કરી શકીએ છીએ. તેથી આપણે ગામડાઓને આર્થિક, સામાજિક રીતે સક્ષમ બનાવી શકીએ છીએ. પણ આપણા આ ઉદ્દેશ્યને પ્રાપ્ત કરવા માટે આપણે બધાને એક થવું પડશે.

**શબ્દાર્થ**

| **ગુજરાતી શબ્દ** | **हिंदी अर्थ** |
|---|---|
| સહકાર | सहकार |
| સમગ્રરૂપ | समुचित/समग्रतया/समग्ररूप से |
| ભાગીદારી | भागीदारी/हिस्सेदारी |
| ભાવના | भावना |
| અપનાવવું | अपनाना |
| સાર્થકતા | सार्थकता |
| પરિચિત | परिचित |
| તકનીકી | तकनीकी |
| પ્રશિક્ષણ | प्रशिक्षण |
| ઋણ/લોન | ऋण/कर्ज |
| સફળતા | सफलता |
| પૂર્વક | पूर्वक |
| જાગૃત | जागरूक |
| સપના | सपने |
| સિદ્ધ | सिद्ध/साकार |
| સક્ષમ | सक्षम |

## અભ્યાસ

**I પરિચ્છેદના આધારે નીચે આપેલા પ્રશ્નોના જવાબ આપો.**

1) આપણી સામાજિક રચનાનો મૂળ આધાર શું છે?
2) ગામડાઓનો વિકાસ કેવી રીતે સારો થઈ શકે છે?
3) આપણે શેમાં ભાગીદારી કરવી પડશે? શું સમજવું પડશે?
4) ગામડાઓમાં સહકારી સમિતિઓ બનાવીને કોની પાસેથી સહયોગ કરાવી શકાય?
5) દૂધ સહકારી મંડળીની રચનાથી કોને લાભ અપાવી શકીશું?
6) આપણે દૂધ સહકારી સમિતિની રચના કરવી હોય તો શું શું કરવું પડશે?
7) આર્થિક, સામાજિક રીતે સક્ષમ બનવા શું કરવું પડશે?
8) આ પરિચ્છેદમાં આપેલી બે કહેવતોનો અર્થ સમજાવો.

**II નીચે આપેલા શબ્દોનો વાક્યોમાં ઉપયોગ કરો.**

પરંપરા, સહકાર, સમાજ, મહત્ત્વ, વિકાસ, માધ્યમ, સુખદુઃખ, મંડળી, ભાગીદારી, સમગ્રરૂપ, સમિતિ, તકનીકી, પ્રયત્ન, આર્થિક, સામાજિક, ઉદ્દેશ્ય.

**III નીચે આપેલા ગુજરાતી શબ્દોના હિન્દી શબ્દો આપો.**

ગામડું, સફળતા, સહકાર, ભાગીદારી, ઋણ, જાગૃત, પ્રશિક્ષણ

**IV હિન્દીમાં અનુવાદ કરી યોગ્ય શીર્ષક આપો.**

અહિંસાનો સંદેશ આપણને દરેક ધર્મના ધર્મગુરુઓ પાસેથી મળે છે. વેદોથી લઈને વિનોબા સુધી બધાંએ પોતપોતાની રીતે અહિંસાનો સંદેશ આપ્યો છે. પરંતુ સૌથી પહેલાં અહિંસાનો સંદેશ આપણને મહાત્મા બુદ્ધ અને મહાવીર સ્વામી પાસેથી મળે છે. બૌદ્ધધર્મ અને જૈન દર્શનનો મૂળ આધાર જ અહિંસા છે. ગાંધીજીને પોતાના જીવનમાં અહિંસાની સાથે સત્યનો સમાવેશ કર્યો અને સત્ય-અહિંસાનો સંદેશ ભારતમાં જ નહીં પણ સમગ્ર વિશ્વમાં આ સંદેશ આપ્યો છે. આજે વિશ્વ આતંક અને ભયના વાતાવરણમાં જીવી રહ્યું છે. દરેક રાષ્ટ્ર બીજા રાષ્ટ્ર પર પોતાનો પ્રભાવ સ્થાપિત કરવા ઈચ્છે છે. એવામાં આપણને ગાંધીજીએ શાંતિ અને સદ્‌ભાવનો માર્ગ બતાવ્યો છે. જો આપણા વિચારો અને આચરણમાં સત્ય અને અહિંસાનો સમાવેશ થઈ જાય તો આપણા પ્રત્યેક કાર્યમાં વિશ્વકલ્યાણની ભાવના જાગ્રત થઈ શકે.

આજે સમગ્ર વિશ્વમાં ગાંધીજીના સત્ય અને અહિંસાનો માર્ગ સ્વીકારે છે. જો પહેલાં વિશ્વને આ દર્શન અપનાવી લીધું હોત તો ગાંધીજીની વિશ્વકલ્યાણની ભાવના સાકાર થઈ ગઈ હોત. વૈશ્વિકરણની દિશામાં કરેલા આપણા બધા પ્રયત્ન સફળ થઈ શકે. જયારે આપણે અહિંસાનો વાસ્તવિક

અર્થ સમજી અને સ્વીકાર કરીશું. કેવળ સ્વીકાર જ નહીં પણ ગાંધીવિચાર અંગીકૃત કરવો જોઈએ. તથા પોતાના આચરણનો અંગ બનાવવો જોઈએ.

## V ગુજરાતીમાં અનુવાદ કરી યોગ્ય શીર્ષક આપો.

गाँव हमारी संस्कृति के पोषक हैं। इसलिए हमें गाँवों का विकास करने में सदा प्रयत्न करना चाहिए। गाँवों को सड़क से जोड़ना और उसके विकास के लिए शासन को भी योजनाएँ बनाना चाहिए।

हमारी आर्थिक उन्नति गाँवों पर निर्भर है। इसलिए गाँव का विकास करना और शासन से कह कर उस में समस्त आवश्यकताएँ जुटाना हमारा कर्तव्य है।

गाँव को कीचड से मुक्त करवाना, गलियों को पक्का बनवाना, पानी के निकाम के लिए नालियाँ बनवाना बहुत आवश्यक है।

शिक्षा की सुविधाएँ उपलब्ध करवाना भी उतना ही आवश्यक है जितना गाँव को स्वच्छ बनाना। शिक्षा के प्रसार के लिए बच्चों को व उनके माता-पिता को प्रेरित कर बच्चों को पाठशाला भिजवाने की व्यवस्था करना तथा शासन द्वारा स्कूल खुलवाना भी आवश्यक है। यदि गाँव के बच्चे पढ़े लिखे होंगे तो वे अपने जीवन में तो उन्नति करेंगे ही साथ-साथ गाँव के विकास में भी योगदान करेंगे।

शिक्षका के ही समान स्वास्थ की सुविधाएँ भी ग्रामीण क्षेत्र में आवश्यक है। गाँव में एक प्राथमिक चिकित्सा खुलवाना तो बहुत ही आवश्यक है। यह कार्य पंचायतों के प्रतिनिधियों द्वारा शासन के सहयोग से करवाना चाहिए।

गाँव को सुंदर बनाने के लिए भी हमें हर तरह का प्रयास करना चाहिए। गाँव के चारों ओर पेड़ लगवाना। पेय जल की तथा प्रकाश की ठीक-ठीक व्यवस्था जुटाना भी आवश्यक है। जैसे-जैसे हमारे गाँव विकसित होते जाएँगे वैसे-वैसे हमारा देश समृद्ध होता जाएगा। इसलिए गाँव की जनता का, शासन का तथा अन्य प्रतिनिधोयों को गाँव का विकास करने के लिए पूरा-पूरा प्रयत्न करना चाहिए।

### શબ્દાર્થ

| **હિંદી શબ્દ** | **ગુજરાતી અર્થ** |
|---|---|
| सड़क | રસ્તો/માર્ગ/સડક/રોડ |
| उन्नति | ઉન્નતિ |
| निर्भर | નિર્ભર |
| समस्त | સમસ્ત/સમગ્ર |
| कीचड़ | કીચડ/કાદવ |
| गलियाँ | ગલિયો/શેરી |
| पक्का | પાક્કો |
| विकास | નિકાલ |
| नालियाँ | નીક |

| | |
|---|---|
| प्रसार | પ્રસાર |
| खुलवाना | ખોલાવવું |
| चिकित्सा | ચિકિત્સા |
| पंचायत | પંચાયત |
| प्रतिनिधि | પ્રતિનિધિ |
| हर तरह | બધી રીતે |
| पेय जल | પીવાનું પાણી |
| जनता | જનતા |
| विकसित | વિકસિત |

**VI તમારા ગામમાં સહકારી ધોરણે ચાલતી કોઈ પ્રવૃત્તિ ઉપર ગુજરાતીમાં પરિચ્છેદ લખો.**

### टिप्पणियाँ

I इस पाठ में निम्न प्रकार के वाक्यों का परिचय दिया गया है।

| | | |
|---|---|---|
| 1) | મકાનનું ઉદ્ઘાટન પણ કરાવવું પડશે. | भवन का उद्‌घाटन भी कराना पडेगा। |
| 2) | ગૌચર ભૂમિમાં વૃક્ષારોપણ કરાવડાવવું પડશે. | चराहगाह में वृक्षारोपण करवाना पडेगा। |
| 3) | મકાન બનાવડાવીને તૈયાર કરાવી દીધું છે. | भवन बनवा कर तैयार करवा दिया है। |
| 4) | એક કૂવો ખોદાવવાની યોજના છે. | एक कुआ खूदवाने की योजना है। |

उपर्युक्त वाक्यों सें रेखांकित किया-रूप हिंदी के 'कराना', 'करवाना', 'बनवाना', 'खुदवाना' जैसे प्रेरणार्थक क्रियाओं के प्रयोग हैं। ('કરવું' (करवुं), 'કરાવવું' (करना), 'કરાવડાવવું (कराना), 'કરાવડાવવું' (करवाना)

| | | |
|---|---|---|
| 1) | હું કામ કરું છું. | मैं काम करता हूँ। |
| 2) | હું તેની પાસે કામ કરાવું છું./કરાવડાવું છું. | मैं उस से काम कराता हूँ/करवाता हूँ। |
| 3) | હું નોકરને કહીને તેની પાસે કામ કરાવું છું./કરાવડાવું છું. | मैं नौकर से कह कर उस से काम कराता हूँ /करवाता हूँ। |

ऊपर के तीनों वाक्यों में पहले वाक्य में क्रिया करने वाला एक ही है और वह स्वयं क्रिया करता है। दूसरे वाक्य में क्रिया करने वाला एक है (अर्थात् 'તે' (ते) (वह) और कराने वाला दूसरा (अर्थात् 'હું' (हु) )। तीसरे में करने वाला एक है (अर्थात् 'તે' (ते) 'वह') है और कराने वाले दो हैं (अर्थात् 'હું' (हुँ) (मैं) तथा 'નોકર' (नोकर)। दूसरे और तीसरे वाक्यों में दो

प्रकार की प्रेरणार्थक क्रियाएँ प्रयुक्त की गई हैं। ध्यान दें कि प्रेरणार्थक क्रियावाले वाक्यों में अपादान कारक दिखाने वाले परसर्ग 'પાસેથી' (पासेथी) 'से' का प्रयोग होता है। यह स्पष्ट रूप में परसर्ग होता है या वाक्य में अंतरलीन होता है जो अर्थ से स्पष्ट होता है।

II गुजराती में प्रेरणार्थक क्रिया-रूप निम्न प्रकार से बनते हैं।

1. व्यंजनांत क्रियाएँ।

| | | | |
|---|---|---|---|
| 1) | લખ-વું | લખાવવું | લખાવડાવવું |
| 2) | કર-વું | કરાવવું | કરાવડાવવું |
| 3) | ચડ-વું | ચડાવવું | ચડાવડાવવું |
| 4) | દેખ-વું | દેખાવવું | દેખાવડાવવું |
| 5) | સાંભળ-વું | સંભળાવવું | સંભળાવડાવવું |

1) મેં તેની પાસેથી પત્ર લખાવ્યો.
2) મકાનનું ઉદ્‌ઘાટન કરાવડાવ્યું.
3) તે ખૂબ ઊંચે ધજા ચડાવડાવવાના છે.
4) તે છોકરીને છોકરો દેખાડવો પડશે.
5) તમારે મને ગીત સંભળાવવું પડશે.

उपर्युक्त उदाहरणों से स्पष्ट है कि मूल क्रिया से प्रेरणार्थक क्रिया बनाने के लिए 'આવ' (आव) या 'આડ' (आड़) प्रत्यय जोड़े गए हैं। यह भी समझिए कि मूल क्रिया के मध्य में 'આ' (आ) या 'આં' (आं) स्वर हैं तो वे प्रेरणार्थक रूप में 'અ' (अ) या 'અં' (अं) हो जाते हैं।

2. स्वरांत क्रियाएँ

| | | | |
|---|---|---|---|
| 1) | પી-વું | પીવાડવું/પીવડાવવું | પીવડાવડાવવું |
| 2) | ખા-વું | ખવાડવું/ખવડાવવું | ખવડાવડાવવું |
| 3) | ગા-વું | ગવાડવું/ગવડાવવું | ગવડાવડાવવું |
| 4) | દે-વું | દેવાડવું/દેવડાવવું | દેવડાવવું |
| 5) | લે-વું | લેવાડવું/લેવડાવવું | લેવડાવડાવવું |
| 6) | નાહ-વું | નવાડવું/નવડાવવું | નવડાવડાવવું |

1) ગીતાએ ગાયને પાણી પીવડાવડાવ્યું.
2) માએ બાળકને ખીચડી ખવડાવી.
3) રમાએ મને કહીને પ્રેરણા પાસેથી ગીત ગવડાવડાવ્યું.
4) પૂજાએ સોનાની ચેન લેવડાવડાવી.
5) બાળકને રોજ નવડાવવું જોઈએ.

ध्यान दीजिए कि स्वरांत क्रियाओं के साथ 'આવ' (आव), 'આડ' (आड) प्रेरणार्थक प्रत्यय जोड़ने से पहले 'વ' (व) जोड़ा जाता है। यदि मूल क्रिया का अंतिम स्वर 'આ' (आ) है तो यह 'અ' (अ) में बदल जाता हैं और उसके बाद 'વ' (व) तथा 'આવ' (आव) अथवा 'આડ' (आड) जोड़े जाते हैं।

III अपवाद

| | | | |
|---|---|---|---|
| 1) | ટેક-વું | ટેકવવું/ટેકાવવું | ટેકાવડાવવું |
| 2) | ચેત-વું | ચેતવવું | ચેતાવડાવવું |
| 3) | ખીલ-વું | ખીલવવું | ખીલાવડાવવું |
| 4) | ખર-વું | ખેરવવું | ખેરાવડાવવું |
| 5) | ફર-વું | ફેરવવું/ફરાવવું | ફેરાવડાવવું |
| 6) | મળ-વું | મેળવવું | મેળાવડાવવું |
| 7) | છોડ-વું | છોડવવું | છોડાવડાવવું |

1) દાદાએ નીચે પડેલી ડાંગ ટેકાવડાવી.
2) મારે તેને ચેતવવી જોઈતી હતી.
3) ભગવાન સૂર્યના કિરણોથી સૂર્યમુખીના ફૂલને ખીલવડાવે છે.
4) ઝઘડતા લોકોને છોડાવવા જોઈએ.
5) બોરડી પરથી બોર ખેરવડાવીને ખાવા સારા લાગે છે.

ऊपर बताए गए जैसे कुछ गुजराती क्रिया-रूपों में जब प्रेरणार्थक प्रत्यय 'વ' (व) जोडा जाता है तब मूल क्रिया का 'અ' (अ) 'એ' (ए) में परिवर्तित हो जाता है।

ध्यान दीजिए की सब क्रियाओं का प्रेरणार्थक रूप नहीं होते हैं। जैसे की, आ, जा।

# પાઠ पाठ 21

## આજકાલના વિદ્યાર્થીઓ

**મનુ** : ઉષા, કાલે પિક્ચર જોવા જઈએ?

**ઉષા** : કેમ કાલે કૉલેજમાં નથી જવાનું?

**મનુ** : તું કહ્યા કરતી હતીને કે હું ક્યારેય રજા લેતો નથી. કાલે તો વગર રજાએ રજા છે. અમારી કૉલેજમાં એક દુર્ઘટના ઘટી. કેમિસ્ટ્રીલેબમાં એક વિદ્યાર્થીનીના શરીર પર એસિટેક પ્રવાહી પડવાથી તે દાઝી ગઈ અને અત્યારે તે હોસ્પિટલમાં દાખલ થઈ છે.

**ઉષા** : અરે! આ તો ખૂબ ખોટું થયું પણ એથી કૉલેજમાં રજા કેમ?

**મનુ** : કેમિસ્ટ્રીલેબની સ્થિતિ સારી નથી. દુર્ઘટના થતાં સુરક્ષાની સુવિધાઓ પણ સારી નથી. તેથી આ દુર્ઘટના બની અને આને જ મુદ્દો બનાવીને કેટલાક વિદ્યાર્થીઓ હડતાલ કરી રહ્યા છે.

**ઉષા** : શું તે કેમિસ્ટ્રીના પ્રોફેસર અને પ્રિન્સિપાલને નથી મળ્યા?

**મનુ** : મળ્યા હતા. પ્રિન્સિપાલે તેમને સમજાવ્યા પણ છતાં તે હડતાલ પર ઉતરી ગયા અને તેમની માંગ છે કે કેમિસ્ટ્રીના પ્રોફેસરને કૉલેજમાંથી કાઢી મૂકવામાં આવે.

## आज कल के विद्यार्थी

**मनु** : उषा, कल पिक्चर देखने चलें?

**उषा** : क्यों कल कॉलेज नहीं जाना है?

**मनु** : तुम कहा करती थीं न कि मैं कभी छुट्टी नहीं लेता! कल तो कॉलेज की छुट्टी है। आज हमारी कालेज में एक दुर्घटना घटी। केमेस्ट्री लेब में एक विद्यार्थीनी के बदन पर तेजाबी जल गिरने से वह जल गई और अभी वह अस्पताल में दाखिल हुई है।

**उषा** : अरे! यह तो बहुत बुरा हुआ! लेकिन इस से कालेज में छुट्टी क्यों?

**मनु** : केमेस्ट्री लेब की हालत अच्छी नहीं है। दुर्घटना होने पर सुरक्षा की सुविधाएँ भी अच्छी नहीं हैं। इसीलिए यह दुर्घटना हुई और इसी को मुद्दा बना कर कुछ विद्यार्थी हडताल कर रहे हैं।

**उषा** : क्या वे केमेस्ट्री प्रोफेसर और प्रिन्सीपाल से नहीं मिले?

**मनु** : मिले थे। प्रिन्सीपाल ने उन्हें समझाया भी। लेकिन वे नहीं माने और आखिर हड़ताल पर उतर गए। उनकी माँग है कि केमेस्ट्री प्रोफेसर को कॉलेज से निकाल दिया जाए।

**ઉષા :** મને તો લાગે છે કે આ બધું તમારી કૉલેજના યુનિયન લીડર નરેન્દ્રનું જ કામ હશે.

**મનુ :** તેં સાચું જ કહ્યું. તે છોકરો આ વખતે પણ ચૂંટણી લડી રહ્યો છે. તે જ છોકરો સવારે પોતાના સાથીઓની સાથે ક્લાસમાં આવીને બીજા છોકરા-છોકરીઓને ધમકાવવા લાગ્યો. તેની ધમકીથી ડરીને છોકરા-છોકરીઓ તેની સાથે જવા લાગ્યા.

**ઉષા :** બસ. તે બોલ્યો અને છોકરા-છોકરીઓ ચાલ્યા ગયા.

**મનુ :** પછી શું? તેમને તો રજા મળી ગઈ. બીજી એક વાત પણ છે.

**ઉષા :** તે શું છે?

**મનુ :** કૉલેજમાં ચૂંટણીનો આ ઉન્માદ ખૂબ જ ખરાબ રીતે છવાઈ ગયો છે. ચૂંટણી આવતાં જ આખું વાતાવરણ ડહોળાઈ જાય છે. છોકરાઓનાં જુદાંજુદાં જૂથ બનવા લાગે છે. આ જૂથોના ઉન્માદને જોઈને તો બધાનું કાળજુ કાંપવા લાગે છે.

**ઉષા :** કૉલેજમાં જ કેમ? શાળામાં પણ આ જ પરિસ્થિતિ છે. કેટલીકવાર તો છોકરા છોકરીઓ એટલી ધમાલ કરે છે કે ભણવાનું મુશ્કેલ થઈ જાય છે. વિશેષ તો પરીક્ષાના દિવસોમાં વિદ્યાર્થીઓ પરીક્ષાખંડમાં ખુલ્લેઆમ નકલ કરે છે. હવે તો આ લોકો એકબીજાનામાં જોઈને જવાબો લખવા લાગ્યા છે.

**उषा :** मुझे तो लगता है किं यह सब तुम्हारे कालेज के युनियन लीड़र नरेन का ही काम होगा।

**मनु :** तुमने ठीक ही कहा। वह लडका इस बार भी चुनाव लड रहा है। वही लडका सवेरे अपने साथियों के साथ क्लास में आकर अन्य लडके लडकियों को धमकाने लगा। उसकी धमकी से डरकर लड़के-लड़कियाँ उसका साथ जाने लगे।

**उषा :** बस! वह बोला और लड़के-लड़कियाँ चले गए?

**मनु :** फिर क्या? उनको तो छुट्टी मिल गई और एक बात भी है।

**उषा :** वह क्या है?

**मनु :** कॉलेजों में चुनाव का उन्माद बहुत बुरी तरह छा गया है। चुनाव आते ही सारा वातावरण बिगड़ जाता है। लड़कों के अलग-अलग दल बनने लगते हैं। इन दलों के उन्माद को देख कर तो सबके कलेजे काँपने लगते हैं।

**उषा :** कालेज में ही क्यों? स्कूलों में भी यही हालत है। कई बार तो लड़के लड़कियाँ इतनी कमाल करते हैं कि पढ़ाना कठिन हो जाता है। विशेष रूप से परीक्षा के दिनों में। विद्यार्थी परीक्षा लेते हैं। अब तो ये लोग एक दूसरे की उत्तर पुस्तीकाओं में ही लिखने लगे हैं।

**મનુ :** તેમને નકલ કરતાં રોકવામાં આવે તો ધમકાવા લાગે છે. કેટલાક વિદ્યાર્થી તો ચાકું પણ બતાવવા લાગ્યા છે.

**ઉષા :** સાચું કહી રહ્યા છો. ગયા વર્ષે અમારી શાળાના પરીક્ષાખંડમાં આવી ઘટના ઘટી. જો આવું જ ચાલતું રહ્યું તો નિરીક્ષકને પરીક્ષાખંડથી બહાર બેસવું પડશે.

**મનુ :** જો આવું જ ચાલતું રહ્યું તો શાસનને વિદ્યાર્થીઓની આ પ્રકારે કરવામાં આવતી સ્વછંદતા પર અંકુશ લગાવવો પડશે.

**ઉષા :** મને તો વિદ્યાર્થીઓનો આવો વ્યવહાર બિલકુલ સારો નથી લાગતો.

**મનુ :** વિદ્યાર્થીઓ તો એ ઈચ્છે છે કે તાસ ન લેવાય અને તેમને પુસ્તકો પણ વાંચવાં ન પડે. બધું જ તેમની ઈચ્છાથી ચાલે તો બધા ખુશ, નહીં તો નાખુશ. આજકાલના કેટલાય વિદ્યાર્થી વગર વાંચે જ પાસ થવા ઈચ્છે છે. જો આવું થઈ જાય તો તેમના માટે બહુ ખરાબ થશે.

**ઉષા :** પણ આ સૌ ભાગ્યની વાત છે કે અત્યારે પણ કેટલાક એવા વિદ્યાર્થી છે કે જે વાચવા ચાહે છે અને વાંચીને જ પરીક્ષા પાસ કરવા ઈચ્છે છે. આવા વિદ્યાર્થીઓ જ જીવનમાં કંઈક કરી બતાવે છે.

**मनु :** इन्हें नकल करते रोको तो धमकाने लगते हैं। कई विद्यार्थी तो चाकू तक दिखाने लगे हैं।

**उषा :** सच कह रहे हो। गत वर्ष हमारे स्कूल में भी परीक्षा भवन में ऐसी ही घटना घटी। अगर ऐसा ही चलता रहा तो पर्यवेक्षकों (इन्वेजीलेटरों) को परीक्षा भवन के बाहरे ही बैठना पड़ेगा।

**मनु :** यदी ऐसा ही चलता रहा तो शासन को विद्यार्थियों द्वारा इस प्रकार की जाने वाली स्वेच्छाचारिता पर रोक लगानी पड़ेगी।

**उषा :** मुझे तो विद्यार्थियों का ऐसा व्यवहार अच्छा नहीं लगता।

**मनु :** विद्यार्थी तो यह चाहते हैं कि, पीरियड नहीं लिए जाएँ। उन्हें पुस्तकें भी नहीं पढ़नी पड़ें। सब कुछ उनकी इच्छा से चले तो सब खुश, नहीं तो नाराज़। आजकल के कई विद्यार्थी बिना पढ़े ही उत्तीर्ण होना चाहते हैं। यदि ऐसा हो जाए तो उनके लिए बहुत अच्छा है वर्ना बुरा।

**उषा :** लेकिन यह सौभाग्य की बात है कि अभी भी कुछ ऐसे विद्यार्थी हैं जो पढना चाहते हैं और पढकर ही परीक्षा पास करना चाहते हैं। ऐसे विद्यार्थी ही जीवन में कुछ कर दिखाते हैं।

**મનુ :** ઉષા, શાળાના શિક્ષક જ વિદ્યાર્થીઓને અનુશાસિત જીવનનો આધાર અને આકાર આપી શકે છે.

**ઉષા :** એનો મતલબ એ છે કે તું બધી જવાબદારી અમારા પર જ છોડી દે છે.

**મનુ :** ના, ના. એવી વાત નથી. તું પણ શું આટલી એવી વાતમાં ગુસ્સો કરવા લાગી? કૉલેજના અધ્યાપકો પર પણ જવાબદારી છે. મેં તો મારા શાળા શિક્ષકોને યાદ કરી એવું કીધું. હું જ્યારે શાળામાં ભણતો હતો ત્યારે બધા વિદ્યાર્થીઓ શિક્ષકોનો ખૂબ આદર કરતા હતા અને તેમનાથી ડરતા પણ હતા.

**ઉષા :** ડરતા હતા કે સ્નેહ કરતા હતા.

**મનુ :** શ્રીમતીજી ભૂલ થઈ ગઈ. માફ કરો. શાળામાં શિક્ષક બાળકોને સ્નેહ કરતા હતા અને બાળકો પણ તેમને સ્નેહ કરતાં હતાં.

**ઉષા :** સારું, આ ચર્ચા આપણે અહીં જ સમાપ્ત કરીએ. ઊઠો, કંઈક નાસ્તો કરો.

**मनु :** उषा, स्कूल शिक्षक ही विद्यार्थियों को अनुशासित जीवन का आधार तथा आकार दे सकते हैं।

**उषा :** इस का मतलब यह है कि आप पूरी जिम्मेदारी हम पर ही छोड़ देते हैं!

**मनु :** नहीं नहीं, ऐसी बात नहीं है। तुम भी क्या इतनी सी पर गुस्सा करने लगी? कालेज के अध्यापकों पर भी जिम्मेदारी हैं। मैंने तो अपने स्कूल शिक्षकों को याद कर ऐसा कहा। मैं जब स्कूल में पढता था तब सभी विद्यार्थी शिक्षकों का बहुत आदर करते थे। उनसे डरते भी थे।

**उषा :** डरते थे या स्नेह करते थे।

**मनु :** श्रीमती जी भूल हो गई। क्षमा कीजिए। स्कूल में शिक्षक बच्चों से स्नेह करते हैं और बच्चे भी उनसे स्नेह करते हैं।

**उषा :** अच्छा, यह बहस हम यहीं समाप्त करें। उठीए, कुछ नाश्ता कीजिए।

## શબ્દાર્થ

| **ગુજરાતી શબ્દ** | **હિંદી અર્થ** |
|---|---|
| પિકચર | चलचित्र |
| રજા | छुट्टी |
| એસિટેક પ્રવાહી | तेजाबी जल |
| ખોટું | बुरा |
| દાખલ | दाखिल |

| | |
|---|---|
| સ્થિતિ | हालत |
| છેલ્લે | आखिर |
| સુરક્ષા | सुरक्षा |
| મુદ્દો | मुद्दा |
| હડતાલ | हड़ताल |
| માગ | माँग |
| કાઢી મૂકવું | निकाल देना |
| આ વખતે | इस बार |
| ચૂંટણી | चुनाव |
| સાથી | साथी |
| ધમકાવવું | धमकाना |
| ડરવું | ड़रना |
| ઉન્માદ | उन्माद |
| છવાઈ | छा |
| ડહોળાવવું | बिगड़ना |
| જૂથ/દળ | दल |
| કાળજું | कलेजा |
| કાંપવું | काँपने |
| ધમાલ | छमाल |
| મુશ્કેલ | मुश्किल/कठिन |
| પરીક્ષા ખંડ | परीक्षा भवन |
| ખુલ્લેઆમ | खुलेआम |
| નકલ | नकल |
| જવાબવહી | उत्तर पुस्तिका |
| નિરીક્ષક | पर्यवेक्षक |
| સ્વછંદતા | स्वेच्छचारिता |
| અંકુશ | रोक |
| તાસ | पीरियड |
| નાખુશ | नाखुश/नाराज़ |
| પાસ/ઉત્તીર્ણ | उत्तीर्ण |
| અનુશાસિત | अनुशासित |
| આધાર | आधार |
| આકાર | आकार |
| જવાબદારી | जीम्मेदारी |
| મતલબ | मतलब |
| આદર | आदर |
| સ્નેહ | स्नेह |

## અભ્યાસ

**I નીચે આપેલાં વાક્યોનો અભ્યાસ કરો.**

1. 1) કેટલાક વિદ્યાર્થીઓ પરીક્ષાખંડમાં નકલ કરે છે.
   2) હમણાં તે હોસ્પિટલમાં દાખલ થઈ છે.
   3) ઘણા મજૂરો હડતાલ કરી રહ્યા છે.
   4) માએ પુત્રને વિદાય કર્યો.
   5) એમણે પાંચ હજાર રૂપિયાનું દાન કર્યું.
   6) મેં જાતે જ મારો ગુનો કબૂલ કર્યો.

2. 1) મને તો આવો વ્યવહાર બિલકુલ સારો નથી લાગતો.
   2) તને કેમ આટલું જલ્દી ખોટું લાગી જાય છે?
   3) આજે તે ખૂબજ સુંદર લાગે છે.

3. 1) આવા જ વિદ્યાર્થી જીવનમાં કંઈક કરી બતાવે છે.
   2) તે ન માન્યા અને આખરે હડતાલ પર ઉતરી ગયા.
   3) તે બોલ્યો અને છોકરા છોકરીઓ ચાલ્યાં ગયા?
   4) તેમને તો રજા મળી ગઈ.
   5) કેમિસ્ટ્રીના પ્રોફેસરને કૉલેજમાંથી કાઢી મૂકવામાં આવે.
   6) તમે બધી જવાબદારી અમારા પર જ છોડી દીધી છે.

4. 1) તે ક્લાસમાં આવીને અન્ય છોકરા-છોકરીઓને ધમકાવવા લાગ્યો.
   2) આ લોકો એકબીજાની ઉત્તરવહીમાંથી જ લખવા લાગ્યા છે.
   3) જૂથોના ઉન્માદ જોઈને તો બધનાં કાળજા કાંપવા લાગે છે.
   4) તું પણ શું આટલી એવી વાત પર ગુસ્સો કરવા લાગી?
   5) તેમને નકલ કરતાં રોકોતો ધમકાવા લાગે છે.

5. 1) તેમને પુસ્તકો પણ વાંચવી નથી પડતી.
   2) આવું ચાલતું રહ્યું તો નિરીક્ષકને પરીક્ષાખંડની બહાર બેસવું પડશે.
   3) આવી સ્વછંદતા પર અંકુશ મૂકવો પડશે.

**II કોષ્ટકમાં આપેલા શબ્દોમાંથી યોગ્ય શબ્દ પસંદ કરી નીચે આપેલા વાક્યો પૂરા કરો.**

(દાખલ, વિદાય, કબૂલ, દાન, નકલ, હડતાલ)

1) વિદ્યાર્થીઓ આજના બનાવના વિરોધમાં કાલે _______કરશે.
2) હમણાં શારદા હોસ્પિટલમાં _______ થઈ છે.
3) પરીક્ષાખંડમાં _______ કરવી સારી વાત નથી.

4) દાદાએ કમલાને _______કરી.
5) તેણે તેનો ગુનો _______કરવો જોઈએ.
6) ભાનુભાઈએ સુનામી પિડીતો માટે ઘણું _____કર્યું હતું.

## III કોષ્ઠકમાં આપેલાં ક્રિયારૂપોનો યોગ્ય રૂપનો ઉપયોગ કરી નીચે આપેલાં વાક્યો પૂરાં કરો.

1. 1) લગ્નની બધી જ જવાબદારી તેમણે અમારા પર _______ હતી. (છોડી દેવું)
2) મીરાંબહેને કામવાળીને ઘરમાંથી _______ છે. (કાઢી મૂકવું)
3) મારી ખોવાયેલી પેન_________ . (મળી જવું)
4) તે જલદી-જલદી પગથિયાં ________. (ઉતરી જવું)
5) દરેક વ્યક્તિ જીવનમાં કંઈક ________ ઈચ્છે છે. (કરવું બતાવવું)
6) આજે તેઓ હોસ્ટેલ છોડી _________ . (ચાલવું જવું)

## IV 'લાગ' ક્રિયારૂપનાં યોગ્ય રૂપનો ઉપયોગ કરી નીચે આપેલાં વાક્યો પૂરાં કરો.

1) ભૂકંપથી થયેલો વિનાશ જોઈને બધાંનાં કાળજાં કાંપવા _______ છે.
2) હમણાંથી મીના ખૂબ નખરાં કરવા _______ છે.
3) સ્નેહલ આજે સુંદર _______ છે.
4) રેખા અને આશાનો વ્યવહાર સારો ________ છે.
5) રાજેન્દ્રને બાળક ગણી જિતેન્દ્ર ધમકાવા ________.
6) મેં તેને કહ્યું અને તરતજ તે ગુસ્સો કરવા _______.
7) સવાર સવારમાં માલણ બાગમાં ફૂલો તોડવા ________.

## V ઉદાહરણ પ્રમાણે નીચે આપેલાં વાક્યોનું પરિવર્તન કરો.

ઉદાહરણ : તું પણ શું આટલી એવી વાત પર ગુસ્સો કરે છે?
તું પણ શું આટલી એવી વાત પર ગુસ્સો કરવા લાગી?

1) મગનભાઈ આજે છોકરાઓને ધમકાવે છે.
2) શિક્ષકે કહ્યું અને વિદ્યાર્થીઓ લખે છે.
3) કામવાળી રોજ બહેલાં આવીને કામ કરે છે.
4) તેઓ એક બીજાની ઉત્તરવહીમાં જ લખે છે.
5) તેને નકલ કરતાં કોઈ રોકે તો તે ગુસ્સામાં બોલે છે.

## VI કોષ્ટકમાં આપેલા હિન્દી શબ્દોના સમાનાર્થક ગુજરાતી શબ્દોનો ઉપયોગ કરી વાક્યો પૂરાં કરો.

1) આજે શેઠે પોતાના નોકરને ઓફિસમાંથી _________. (निकाल दिया)
2) ગંગાને પેટમાં તકલીફ હતી તેથી તે દવાખાનામાં ______છે. (दाखिल हुई)

3) દરિયા કિનારે હંમેશા ________ છે. (अच्छा लगता)
4) આજે તો અમને શિવરાત્રિની રજા _________ . (मिल गई)
5) યુવાનોની સ્વચ્છંદતા પર અંકુશ ________. (लगाना पडेगा)

**VII કોષ્ઠકમાં આપેલાં ક્રિયારૂપોનો યોગ્ય રૂપનો ઉપયોગ કરી નીચે આપેલાં વાક્યો પૂરાં કરો.**

1) આવું જ ચાલતું રહ્યું તો ઘણા ભણેલા લોકોને ઘરે જ _______. (બેસ,પડ)
2) કૉલેજના ખરાબ વિદ્યાર્થીઓની સ્વચ્છંદતા પર અંકુશ ________. (મૂક, પડ)
3) આ ચોપડી તો તમારે જ ________. (વાંચ, પડ)
4) આજે આશાને લખવાનું કામ પુંરું _______. (કર, પડ)
5) જ્યોત્સનાબહેન માટે પ્રવીણભાઈએ સાડી તો _______. (લાવ, પડ)

**VIII ડાબીબાજુ આપેલાં વાક્યાંશોને જમણીબાજુ આપેલાં વાક્યાંશો સાથે યોગ્ય બનાવી વાક્યો પૂરાં કરો.**

| | | |
|---|---|---|
| 1) | એમણે એને દસ રૂપિયાનું | - વિદાય કર્યો. |
| 2) | માએ પુત્રને | - ફર્યા કરતા. |
| 3) | તેઓ ચાલુ પરીક્ષાએ બહાર | - આપવા લાગી. |
| 4) | તે મને ઉપદેશ | - કરવા લાગ્યું. |
| 5) | બાળક ફરિયાદ | - પસ્તાવવું પડશે. |
| 6) | મારી વાત નહીં માનો તો | - દાન કર્યું. |

**IX ઉદાહરણ અનુસાર 'ન' અને 'નહીં' નો ઉપયોગ કરી નીચે આપેલાં વાક્યોનાં બે-બે નિષેધવાચકરૂપ બનાવો.**

ઉદાહરણ : તેમને ચોપડીઓ વાંચવી પડે.
તેમને ચોપડીઓ ન વાંચવી પડે.
તેમને ચોપડીઓ વાંચવી પડે નહીં.

1) છોકરાઓને કંઈ કહેવું જોઈએ.
2) તમારે જમ્યા પછી દૂધ પીવું.
3) મોટીબહેન દિવાળી પર સાસરે ગઈ.
4) વ્યક્તિએ પોતાને ગમે તે કામ કરવું જોઈએ.
5) મણીબહેને સ્વયંસેવી સંસ્થામાં દાન કર્યું.

**X નીચે આપેલા હિન્દી શબ્દોના સમાનાર્થક ગુજરાતી શબ્દો આપો.**
हालत, दाखिल, निकाल देना, कलेजा, पीरियड, नाराज, परीक्षाभवन, कठिन, रोक, चुनाव

**XI નીચે આપેલા ગુજરાતી શબ્દોના સમાનાર્થક હિન્દી શબ્દો આપો.**
આ વખતે, ધમકાવવું, ડહોળાવવું, સ્વચ્છંદતા, ઉત્તરવહી, દળ, કાઁપવું, નકલ

**XII તમારા પ્રિય શિક્ષક વિશે ગુજરાતીમાં એક પરિચ્છેદ લખો.**

## વાંચો અને સમજો

### એકલવ્યની ગુરૂભક્તિ

એકલવ્ય ભીલ કુમાર હતો. તે દ્રોણ ગુરૂ પાસે ધનુષ્યવિદ્યા શીખવા આવ્યો. દ્રોણ હસ્તીનાપુરના રાજકુંવરોને ધનુષ્યવિદ્યા શીખવતા હતા. એકલવ્ય ભીલ કુમાર હતો, તેથી તેને કાઢી મૂક્યો. એકલવ્ય આશ્રમ છોડી જતો રહ્યો. તેણે જંગલમાં જઈ દ્રોણ ગુરૂની માટીની મૂર્તિ બનાવી. તેને વંદન કરીને તે રોજ ધનુષ્યવિદ્યાનો મહાવરો કરવા લાગી ગયો. સમય જતાં તે કુશળ બાણાવળી બની ગયો. પોતાને ધનુષ્યવિદ્યા ગુરૂની કૃપાથી જ પ્રાપ્ત થઈ છે તેમ માનીને એક દિવસ ગુરૂની સામે જઈને ઊભો રહ્યો. દ્રોણને વંદન કરી ગુરૂદક્ષિણા માગવા વિનંતી કરી. એકલવ્યને પોતે ન ભણાવ્યો હોવા છતાં તેમના પ્રિય શિષ્ય અર્જુનથી કોઈ આગળ ન વધી જાય તેવા અંગત સ્વાર્થથી પ્રેરાઈને તેમણે એકલવ્યના જમણા હાથનો અંગૂઠો ગુરૂદક્ષિણામાં માગી લીધો. એકલવ્યએ સંકોચ વગર ગુરૂદક્ષિણા આપી વિદાય લીધી. ધન્ય છે એકલવ્યની ગુરૂભક્તિને! આપણે પણ જે મેળવવા ઈચ્છીએ છીએ તે ધ્યેયને વળગી રહેવું જોઈએ. તેને પ્રાપ્ત કરવા અથાગ પરિશ્રમ કરવો પડે. જ્યારે ધ્યેય આપણે પ્રાપ્ત કરી લઈએ ત્યારે આપણને ઘણો આનંદ થાય છે. તે આનંદ આપણને આપણા પરિશ્રમના કારણે મળે છે.

### શબ્દાર્થ

| ગુજરાતી શબ્દ | હિંદી અર્થ |
|---|---|
| ગુરૂભક્તિ | गुरुभक्ति |
| ભીલકુમાર | भील का पुत्र |
| ધનુષ્યવિદ્યા | धनुष-विद्या |
| હસ્તીનાપુર | एतिहासिक नगरी का नाम |
| માટીની | मिट्टी का |
| વંદન | वंदन |

| | |
|---|---|
| બાણ | बाण, तीर |
| મહાવરો | अभ्यास |
| કુશળ | कुशल |
| બાણાવળી | बाण चलानेवाला |
| માનીને | मान कर |
| ગુરૂદક્ષિણા | गुरु-दक्षिणा |
| અંગત | व्यक्तिगत/अंगत |
| સ્વાર્થ | स्वार्थ |
| પ્રેરાઈને | प्रेरित हो कर |
| જમણા | दायाँ |
| અંગૂઠો | अंगूठा |
| સંકોચ | संकोच |
| વિદાય | बिदा |

## અભ્યાસ

**I પરિચ્છેદના આધારે નીચે આપેલા પ્રશ્નોના જવાબ આપો.**

1) એકલવ્ય કોણ હતો?
2) એકલવ્ય દ્રોણાચાર્ય પાસે શું શીખવા ગયો હતો?
3) દ્રોણાચાર્ય કોને શીખવતા હતા?
4) એકલવ્યને દ્રોણાચાર્યે શા માટે કાઢી મૂક્યો?
5) એકલવ્ય બાણાવળી શી રીતે થયો?
6) એકલવ્ય દ્રોણગુરૂને શું આપવા ગયો? શા માટે?
7) દ્રોણે ગુરૂદક્ષિણામાં શું માગ્યું? શા માટે?
8) ધ્યેય પ્રાપ્ત કરવા શું કરવું પડે?

**II પરિચ્છેદના આધારે નીચે આપેલાં વાક્યો પૂરાં કરો.**

1) દ્રોણે ગુરૂદક્ષિણામાં એકલવ્યના ________ હાથનો અંગૂઠો માગયો.
2) ધન્ય છે એકલવ્યની ________!
3) અર્જુન _______ પ્રિય શિષ્ય હતો.
4) દ્રોણની માટીની મૂર્તિ બનાવીને ધનુષ્યવિદ્યાનો ______ કરતો.
5) દ્રોણ ________ રાજકુમારોને શીખવતા.
6) એકલવ્ય _______ હતો.

**III કોષ્ટકમાં આપેલા હિન્દી શબ્દોના સમાનાર્થક ગુજરાતી શબ્દોનો ઉપયોગ કરી વાક્યો પૂરાં કરો.**

1) તે રોજ ધનુષ્યવિદ્યાનો ________ કરવા લાગ્યો. (अभ्यास)
2) દ્રોણે એકલવ્યના જમણા હાથનો ______ ગુરૂદક્ષિણામાં માગ્યો. (अंगूठा)

3) એકલવ્યએ ગુરૂદક્ષિણા આપી _______ લીધી. (बिदा)
4) દ્રોણે એકલવ્યને _______ ન હતો. (पढ़ाया)
5) એકલવ્ય _______ હતો. (भील का पुत्र)

## IV હિન્દીમાં અનુવાદ કરી યોગ્ય શીર્ષક આપો.

ચિમનભાઈ સરળ સ્વભાવના માણસ છે. તેમણે પોતાની ફેક્ટરીના મજૂરોને ક્યારેય મજૂર ગણ્યા નથી. તેથી જ કદાચ તેમની ફેક્ટરી અત્યારે આટલો નફો કરી રહી છે. પણ આજે સવારે એક દુર્ઘટના બની. એક મજૂરને વીજળીનો કરંટ લાગતાં તે જમીન પર પટકાઈ ગયો. તેની હાલત ખૂબ જ ગંભીર હતી. તેને તરત જ દવાખાનામાં દાખલ કરી દીધો. હવે તેની તબિયત સારી છે. ચિમનભાઈની ચિંતાનું કારણ એ છે કે, આ ઘટનાને મુદ્દો બનાવી કેટલાક મજૂરો હળતાલ પર ઉતરી ગયા છે. તેમણે ફેક્ટરીની પરિસ્થિતિ ખરાબ છે, તેમાં સુરક્ષાનાં સાધનોનો અભાવ છે તેવું કહી બીજા મજૂરોને ધમકાવી પોતાની સાથે હળતાલમાં સામેલ કરી લીધા છે. ચિમનભાઈને આ વાતનું ખૂબ જ દુ:ખ લાગ્યું છે. તેમણે મજૂરોને સમજાવવા ઘણા પ્રયત્નો કર્યા. ફેક્ટરીના વિદ્યુત વિભાગના ઈજનેરે પણ તે લોકોને ખૂબ સમજાવ્યા પણ તે લોકો પોતાની વાત પર મક્કમ રહ્યા અને આખરે હડતાલ કરી દીધી.

ચિમનભાઈ કાલે ઘાયલ મજૂરને મળવા તેના ઘરે જશે. મજૂરને આ ઘટનાનું વળતર પણ આપશે. તે સારા માણસ છે. તેમણે હંમેશાં મજૂરોની ભલાઈ જ ઈચ્છી છે. હવે મજૂરોનો વારો છે. તેમણે પોતાનો હકારાત્મક સહકાર આપી પોતાની સારપ બતાવવાની છે. પણ જો આ હળતાલ આમ જ ચાલતી રહી તો થોડા દિવસ પછી મજૂરોને ભૂખે મરવું પડશે. આજકાલ તો બધે જ મજૂરોનાં વિવિધ સંઘ ખુલવા લાગ્યા છે. જેમાં થોડાક લોકો એવા પણ હોય છે, જે કોઈ અણબનાવ બનવાની રાહ જોતા હોય છે. આવા લોકો અન્ય મજૂરોને ડરાવી ધમકાવીને ખોટી હળતાલો કરવા અને કરાવવા લાગ્યા છે. આનાથી ફેક્ટરી માલિક અને દેશને આર્થિક નુકસાન પહોંચે છે.

ચિમનભાઈ તો મજૂરોનું હિત ઈચ્છે છે. તેથી જ તે મજૂરોને મનાવવા પોતાનાથી બનતા બધા જ પ્રયત્નો કરવા લાગ્યા છે. જેથી જેટલી બને તેટલી જલ્દી આ હડતાલ પૂરી થઈ જાય અને બધા જ મજૂરો પોતપોતાના કામે લાગી જાય અને બધા લોકો પહેલાંની જેમ જ હળીમળીને કામ કરવા લાગે. રાજી-ખુશીથી પૈસા રળે અને હસતાં હસતાં બે ટંકનું જમવાનું મેળવે. ભગવાન હળતાલ કરવાવાળા આ મજૂરોને સદબુદ્ધિ આપે.

## શબ્દાર્થ

| ગુજરાતી શબ્દ | હિંદી અર્થ |
|---|---|
| મજૂર | मज़दूर/मजीवी |
| વીજળી/વિદ્યુત | विधुत |
| પટકાવું | गीरना |
| અભાવ | अभाव |
| ઈજનેર | इंजीनियर/यंत्रविद्या-विशेषज्ञ |
| વિભાગ | विभाग/भाग |
| મક્કમ | पक्का/दृढ |
| ઘાયલ | घायल |
| વળતર | मुआवजा/बदर्ला |
| ભલાઈ | भलाई/अच्छाई |
| વારો | बारी/पारी |
| હકારાત્મક | हकारात्मक |
| સારપ | भलाई/अच्छाई |
| ભૂખે મરવું | भूखा मरना |
| સંઘ | संघ |
| અણબનાવ | बुरी घहना |
| રાહ | प्रतीक्षा/इंतजार |
| ખોટી ખોટી | झूठ-मूठ की |
| હિત | हित/लाभ/कल्याण |
| મનાવવું | मनाना |
| હળીમળીને | हिल-मिल कर/मिलजुल कर |
| રાજીખુશી | राज़ी-खुशी |
| રળવું | कमाना |
| ટંક | जून/वक्त |
| મેળવવું | पाना/हांसील करना |
| સદ્બુદ્ધિ | सद्बुद्धि |

## V ગુજરાતીમાં અનુવાદ કરી યોગ્ય શીર્ષક આપો.

महारथी द्रोणाचार्य, कौरव दल के श्रेष्ठ घनुर्धर को ही शिक्षा दिया करते थे। इसलिए उन्होंने कर्ण को शिक्षा देने के लिए मना कर दिया। द्रोणाचार्य जी का व्यवहार कर्ण को अच्छा नहीं लगा। कर्ण स्वयं को ब्राह्मण बता कर परशुराम के शिष्य बन गया। ब्राह्नण बालक समझ कर परशुराम जी कर्ण को शस्त्र विद्या सिखाने लगे। लेकिन एकदिन कर्ण का असत्य परशुराम जी को मालूम हुआ तो बहुत क्रोध आया। उन्होंने कर्ण से कहा 'तुमने मेरे

सामने असत्य व्यवहार करके बड़ा अपराध किया है।"
परशुराम जी का ऐसा क्रोध देखकर कर्ण भय से काँपने लगा। कर्णने गुरुके समक्ष अपना अपराध स्वीकार किया। कर्ण के क्षमा माँगने पर भी परशुराम का क्रोध शाँत नहीं हुआ। उन्होंने गुस्से से लाल होकर कर्णसे कहा। "तुमने मेरे प्रति अक्षम्य अपराध किया है। मैं तुम्हें इसके लिए क्षमा नहीं कर सकता। तुम्हें गुरुके प्रति किए गए छल-कपट का फल भुगतना ही पड़ेगा।"

अपनी भूल समझ कर कर्ण का हृदय रोउठा/वह मन ही मन पछताने लगा। लेकिन वह अब क्या कर सकता था? कर्ण परशुराम जी से बार-बार क्षमा मांगने लगा। लेकिन परशुरामजी ने उसे क्षमा नहीं किया। उन्होंने कर्ण को शाप दे दिया। परशुराम जी ने कहा "तुमने मुझसे झूठ बोल कर विद्या प्राप्त की है। इसलिए यह तुम्हें नहीं फलेगी। कठिन अवसर आने पर तुम अपनी विद्या भूल जाओगे। तुम्हें गुरु से छल करने के कारण बेमौत मरना पड़ेगा।"

शाप सुनकर कर्णने अपने गुरु परशुरामजी से बहुत अनुनय विनय की। लेकिन वे नहीं माने। उन्होंने कहा "मैं शाप दे चुका हूँ। मैं इसे लौटा नहीं सकता।"

महाभारत के युद्ध में जब कर्ण और अर्जुन का निर्णायक युद्ध हो रहा था तब कर्ण के रथ का पहिया धरती में फँस गया। कर्ण के लिए वह कठिन समय था। कर्ण अर्जुन पर प्रहार करना चाहता था लेकिन वह गुरु के शापवश अपनी विद्या भूल गया। अर्जुन ने कर्ण को मारडाला। अंत में कर्ण को गुरु के शाप का फल भुगतना पड़ा।

## શબ્દાર્થ

| **ગુજરાતી શબ્દ** | **हिंदी અર્થ** |
|---|---|
| મહારથી | महारथी |
| ધનુર્ધર | धनुर्धर |
| શિષ્ય | शिष्य |
| બ્રાહ્મણ | ब्राह्मण |
| શસ્ત્રવિદ્યા | शस्त्रविद्या |
| છળ | छल |
| જાણવું | जानना |
| અપરાધ | अपराध |
| સમક્ષ | समक्ष |
| સ્વીકાર | स्वीकार |
| અક્ષમ્ય/માફ ન કરી શકાય તેવું | अक्षम्य |
| ભોગવવું | भुगतना |
| રડી પડ્યો | रो उठा |
| પછતાવું | पछताना |
| શાપ | शाप |

| | |
|---|---|
| ફળવું | फलना |
| મરવું | मरना |
| અનુનય/વિનવણી/કાલાવાલા | अनुनय |
| વિનય/નમ્રતા | विनय |
| પીગળ્યા | पसीजे |
| નિર્ણાયક | निर्णायक |
| પૈડું | पहिया |
| ફસવું | फँसना |
| પ્રહાર | प्रहार |
| શાપવશ | शाप वश |

## टिप्पणियाँ

I पिछले पाठों में आपको गुजराती की विविध क्रियाओं का परिचय मिला होगा। इस पाठ के वाक्यों में उस प्रकार की क्रियाओं का बोध कराया गया है जो एक से अधिक शब्दों से बनी हुई हैं। अर्थात मिश्र तथा संयुक्त क्रियावाले वाक्यों का प्रयोग इस पाठ में दिखाया गया है।

1\. 1) હમણાં તે હોસ્પિટલમાં દાખલ થઈ છે. — अभी वह अस्पताल में दाखिल हुआ है।

2) કેટલાક વિદ્યાર્થી હડતાલ કરી રહ્યા છે. — कुछ विद्यार्थी हड़ताल कर रहे हैं।

3) કેટલાક વિદ્યાર્થી પરીક્ષાખંડમાં નકલ કરે છે. — कुछ विद्यार्थी परीक्षा में नकल करते हैं।

2\. 1) મને તો આવો વ્યવહાર બિલકુલ સારો નથી લાગતો. — मुझे तो ऐसा व्यवहार बिलकुल अच्छा नहीं लगता।

2) તને કેમ આટલું જલદી ખોટું લાગી જાય છે? — तुम्हें क्यों इतनी जल्दी बुरा लग जाता है।

उपर्युक्त (I.1,2,3) के वाक्यों की रेखांकित क्रियाओं में पहले शब्द संज्ञाएँ हैं और दूसरे शब्द क्रिया रूप हैं। (2.1,2) के वाक्यों की क्रियाओं में पहले शब्द विशेषण और दूसरे शब्द क्रिया रूप हैं। ऐसे दो शब्द विभागों के शब्दों से बनी क्रियाओं को मिश्र क्रियाएँ कहते हैं।

1) આવા જ વિદ્યાર્થી જીવનમાં કંઈક કરી બતાવે છે. — ऐसे ही विद्यार्थी जीवन में कुछ कर दिखाते हैं।

2) તમે પૂરી જવાબારી અમારા પર જ છોડી દીધી છે. — आप पूरी जीम्मेदारी हम पर ही छोड देते हैं।

| | | |
|---|---|---|
| 3) | તે ન માન્યા અને આખરે હડતાલ પર ઉતરી ગયા. | वे नहीं माने और आखिर हडताल पर उतर गए। |
| 4) | તે બોલ્યો અને છોકરા છોકરીઓ ચાલ્યાં ગયા? | वह बोला और लडके-लडकियाँ चले गए? |
| 5) | તેમને તો રજા મળી ગઈ. | उनको तो छुट्टी मिल गई। |
| 6) | કેમિસ્ટ્રીના પ્રોફેસરને કૉલેજમાંથી કાઢી મૂકવામાં આવે. | केमेस्ट्री प्रोफेसर को कालेज से निकाल दिया जाए। |

उपर्युक्त वाक्यों के रेखांकित क्रियारूप दो दो क्रियारूपों से बनी हैं और इन्हें संयुक्त क्रियाएँ कहते हैं। प्रधान क्रिया के मूल रूप से सहायक क्रियाओं के काल, लिंग, वचन के अनुसार विविध रूपों का प्रयोग कर के ऐसी संयुक्त क्रियाएँ बनती हैं। इस प्रकार के संयुक्त क्रिया रूप क्रिया करने की रीति, अचानकता, कोमलता, निर्णय, अचिंत्यता, आदि विविध मनोविकारों को प्रकट करते हैं।

| | | | |
|---|---|---|---|
| III | 1) | તે ક્લાસમાં આવીને અન્ય છોકરા-છોકરીઓને ધમકાવવા લાગ્યો. | वह क्लास में आकर अन्य लडके लडकियों को धमकाने लगा। |
| | 2) | જૂથોના ઉન્માદ જોઈને તો બધનાં કાળજા કાંપવા લાગે છે. | जूथो के उन्माद को देखकर तो सब के कलेजे काँपने लगते हैं। |
| | 3) | આ લોકો એકબીજાની ઉત્તરવહીમાંથી જ લખવા લાગ્યા છે. | ये लोग एक दूसरे की उत्तर पुस्तीकाओं में ही लिखने लगे हैं। |
| | 4) | તેમને નકલ કરતાં રોકોતો ધમકાવા લાગે છે. | इन्हें नकल करते रोको तो धमकाने लगते हैं। |
| | 5) | તું પણ શું આટલી એવી વાત પર ગુસ્સો કરવા લાગી? | तुम भी क्या इतनी सी बात पर गुस्सा करने लगी? |

उपर्युक्त वाक्यों के क्रियारूपों में मूल क्रिया के कृदंतवाची रूपों के साथ प्रत्यय (-वा) जोड़कर 'लग' क्रिया के काल, पुरुष, लिंग तथा वचन के अनुसार विविध रूप प्रयुक्त हुए हैं। ऐसे क्रिया-रूप क्रिया के शुरू होने का बोध कराते हैं। इसलिए उक्त संयुक्त क्रियाएँ आरंभबोधक हैं।

| | | | |
|---|---|---|---|
| IV | 1) | તેમને પુસ્તકો પણ વાંચવી નથી પડતી. | उनको पुस्तकें भी नहीं पढनी पडें। |
| | 2) | આવી સ્વચ્છંદતા પર અંકુશ મૂકવો પડશે. | ऐसी स्वेच्छाचारिता पर रोक लगानी पडेगी। |
| | 3) | આવું ચાલતું રહ્યું તો નિરીક્ષકને પરીક્ષાખંડની બહાર જ બેસવું પડશે. | एसा चलता रहा तो पर्यवेक्षक को परीक्षा भवन के बाहर ही बैठना पडेगा। |

उपर्युक्त वाक्यों के रेकांकित क्रिया-रूपों में दोनों शब्द क्रिया रूप ही हैं। पहले शब्द 'વું' (वं), 'વી'(वी), 'વા'(वा) प्रत्ययों वाले क्रिया रूप के हैं। ये रूप कर्म के लिंग और वचन के अनुसार हैं। दूसरे क्रिया रूप 'પડશે' (पडशे), 'પડી' (पडी), 'પડ્યા' (पड्या), 'પડ' (पड) क्रिया के विविध रूप हैं। ये रूप काल, लिंग, वचन के अनुसार प्रयुक्त हुए हैं और ऐसे प्रयोग क्रिया की अनिवार्यता का बोध कराते हैं।

# પાઠ पाठ 22

## સાક્ષરવર્ય ઉમાશંકર જોશી

**છાયા :** આજે શ્રી ઉમાશંકરની પુણ્ય તિથિ છે.

**સુરેશ :** હા, આજે ભલે તે આપણી વચ્ચે નથી. પરંતુ પોતાના સાહિત્યના રૂપમાં તે સદા અમર રહેશે.

**કંચન :** ઉમાશંકર માત્ર ગુજરાતના જ નહીં પરંતુ સમગ્ર ભારતના મહાન કવિ હતા.

**છાયા :** જો કે તેમણે સાહિત્યની બધી જ શાખાઓમાં ઘણું લખ્યું પરંતુ મૂળરૂપથી તો તે કવિ જ હતા. કવિતા જ તેમની પસંદનો વિષય રહ્યો.

**સુરેશ :** સાચું છે. તેમનો સૌથી પ્રિય વિષય તો કવિતા જ હતો.

**મેહુલ :** એતો ઠીક છે કે તે મૂળ રૂપથી કવિ જ હતા. તો પણ તેમણે પોતાના સમયની બધી જ પ્રચલિત શાખાઓમાં લખીને બધાંને ચક્તિ કરી દીધાં. એકાંકી હોય કે વાર્તા, નવલકથા હોય કે વાર્તા, નિબંધ હોય કે સંસ્મરણ, તેમનાં પદ્ય નાટક હોય કે નાટક, સમીક્ષા હોય કે અનુવાદ, સંપાદન હોય કે પત્રકારત્વ. શ્રી ઉમાશંકરે બધા જ સાહિત્ય સ્વરૂપોમાં પોતાની સશક્ત કલમ ચલાવી.

## वरेण्य साहित्यकार उमाशंकर जोशी

**छाया :** आज श्री उमाशंकर की पुण्य तिथि है।

**सुरेश :** हाँ आज चाहे वे हमारे बीच में नहीं हैं किंतु अपने साहित्य के रूप में वे सदा अमर रहेंगे।

**कंचन :** उमाशंकर गुजरात के ही नहीं परंतु पूरे भारत के महान कवि थे।

**छाया :** यद्यपि उन्होंने साहित्य की सभी विधाओं में खूब लिखा किन्तु मूल रूप से तो वे कवि ही थे। कविता ही उनकी पसंद का विषय रहा।

**सुरेश :** सच है। उनका सबसे प्रिय विषय तो कविता ही था।

**मेहुल :** यह तो ठीक हैं कि, वे मूल रूप से कवि ही थे। फिर भी उन्होंने अपने समय की सभी प्रचलित विधाओं में लिख कर सब को चकित कर दिया। एकांकी हो या लघुकथा, उपन्यास हो या कहानी निबंध हो या संस्मरण, उनका पद्य नाटक हो या गद्य नाटक समीक्षा होय के अनुवाद संपादन कार्य हो अथवा पत्रकारिता श्री उमाशंकर जी ने सभी विषयों पर अपनी सशक्त लेखिनी चलाई। उन्होंने जितना भी लिखा वह सब लोगों ने खूब पसंद किया। सब तरफ़ उनकी रचनाओं का स्वागत किया गया।

તેમણે જેટલું પણ લખ્યું તે બધું જ લોકોએ ખૂબ પસંદ કર્યું. બધી જ બાજુ તેમની રચનાઓનું સ્વાગત કરવામાં આવ્યું.

**છાયા** : ઉમાશંકરભાઈ મૂળતો શિક્ષક હતા. પછી સાહિત્યકાર. વર્ગ તેમના માટે પ્રમુખ હતો. તે કહેતા હતા કે વર્ગમાં જ સ્વર્ગ છે. વર્ગમાં જતાં જ તેમનું શિક્ષકપણું મુખર થઈ જતું હતું.

**કંચન** : તેઓ રાજ્ય સભાના સભ્ય પણ હતા.

**સુરેશ** : ગુજરાત યુનિવર્સિટીનું ઉપકુલપતિપદ તેમ જ વિશ્વભારતીનું કુલપતિપદ પણ તેમણે શોભાવ્યું હતું.

**છાયા** : એટલું જ નહીં તેઓ સાહિત્ય અકાદમીના અધ્યક્ષ પણ હતા.

**કંચન** : સાહિત્ય જગતનાં અનેક માન સંન્માનો પણ તેમને પ્રાપ્ત થયેલાં.

**સુરેશ** : તેમના કાવ્યસંગ્રહ 'નિશીથ'ને જ્ઞાનપીઠ પારિતોષિક કન્નડ કવિ પુટ્ટપા સાથે મળેલું.

**મેહુલ** : ઉમાશંકરભાઈનો 'નિશીથ' કાવ્યસંગ્રહ હોય કે 'સપ્તપદી', તેમનાં પદ્યનાટકો હોય કે તેમનો કાવ્યસંગ્રહ 'વિશ્વશાંતિ' બધામાં એમની કાવ્ય પ્રતિભા અને ઓજસસ્વિતા પ્રગટ થઈ છે. આમ, કવિતા હોય કે નાટક, વાર્તા હોય અથવા વિવેચન, પ્રત્યેકમાં ઉમાશંકર જોશીની આગવી પ્રતિભાનાં દર્શન થાય છે. ઉમાશંકરની પ્રતિભાનો

**छाया** : उमाशंकर जी मूलतः शिक्षक थे बाद में साहित्यकार। कक्षा ही उनके लिए प्रमुख थी। वे कहते थे की कक्षा में स्वर्ग है। कक्षा में जाते ही उनका शिक्षकपन मुखर हो उठता था।

**कंजन** : वह राज्य सभा के सदस्य भी थे।

**सुरेश** : गुजरात युनिवर्सिटी का उपकुलपति-पद और विश्वभारती का कुलपति-पद भी उन्हों ने सुशोभित किया था।

**छाया** : इतना ही नहीं वे साहित्य अकादमी के अध्यक्ष भी थे।

**कंचन** : साहित्य-जगत के अनेक मान-सम्मान भी उन्हें मिले थे।

**सुरेश** : उनके काव्य संग्रह 'निशीथ' को ज्ञानपीठ पुरस्कार कन्नड कवि पुट्टप्पा के साथ मिला था।

**मेहुल** : उमाशंकर जी का 'निशीथ' काव्य संग्रह हो या 'सप्तपदी' उनके पद्य नाटक हो या उनका काव्य संग्रह 'विश्व शांति' सब में उन की काव्य प्रतिभा एवं ओजस्विता प्रकट हुई है। इस प्रकार कविता हो या नाटक, कहानी हो अथवा समीक्षा, प्रत्येक में उमाशंकर जोषी की अनूठी प्रतिभा के दर्शन पाते हैं। उनकी इस प्रतिथा का परिचय होने केलिए उन की कविताओं में पढ़ सकते हैं या उन के नाटकों में पढ सकते हैं।

પરિચય મેળવવા માટે આપણે તેમની કવિતાઓ વાંચી શકીએ યા તેમનાં નાટકો વાંચી શકીએ.

**સુરેશ** : 'સમગ્ર કવિતા'માં ઉમાશંકરને કવિ તરીકે પૂર્ણપણે માણી શકાય છે. સમીક્ષા અને વિવેચન ક્ષેત્રમાં તેમને એક મહાન સાહિત્ય મર્મજ્ઞના રૂપમાં જોઈ શકીએ છીએ.

**सुरेश** : 'समग्र कविता' में उमाशंकर को कवि के रूप में पूर्णतः जान सकते हैं। समीक्षा तथा आलोचना क्षेत्र में उन्हें एक महान साहित्य सर्वज्ञ के रूप में देख सकते हैं।

**કંચન** : ઉમાશંકર અને સુન્દરમ્ ગાંધીયુગના સમર્થ કવિઓ હતા અને આદર્શ પુરુષ પણ હતા.

**कंचन** : उमाशंकर और सुंदरम् गांधी-युग के समर्थ कवि थे और आदर्श पुरुष थी (थे)।

**છાયા** : એમ છતાં જ્યારે ગાંધીયુગની વાત કરીએ છીએ ત્યારે મનસુખલાલ ઝવેરી અને સ્નેહરશ્મિને તો આપણે કેમ ભૂલી શકીએ?

**छाया** : फिर भी जब गांधी-युग की बात करते हैं तब मनसुखलाल झवेरी और स्नेहरश्मि को भी हम कैसे भूल सकते हैं?

**મેહુલ** : વળી સુન્દરજી બેટાઈ અને કરસનદાસ માણેક વગર યાદી અધૂરી જ ગણાય.

**मेहुल** : इनके अलावा सुंदरजी बेटाई और करसनदास माणेक के बिना सूची अपूर्ण ही है।

**કંચન** : હવે આમાંથી કોઈ જ જીવંત નથી.

**कंचन** : अब इन में से कोई भी जीवित नहीं है।

**છાયા** : ઉમાશંકર વગર ગુજરાતી સાહિત્ય જગત સુનું લાગે છે, નહીં?

**छाया** : उमाशंकर के बिना गुजराती साहित्य-जगत सूना लगता है। है न?

**મેહુલ** : કારણ કે ઉમાશંકર માત્ર કવિ જ નહીં વિશ્વમાનવ પણ હતા.

**मेहुल** : क्यों कि उमाशंकर मात्र कवि ही नहीं विश्वामानव भी थे।

**સુરેશ** : ઉમાશંકરે તેમની રચનાઓથી ગુજરાતને, ગુજરાતી ભાષા તથા સાહિત્યને એવું સમૃદ્ધ કર્યું છે કે અમને બધાંને તેમના પર ગર્વ છે. સમગ્ર ભારતીય સાહિત્ય ક્ષેત્રમાં તેમનું નામ ચિરસ્મરણીય રહેશે.

**सुरेश** : उमाशंकर ने अपने रचनओं से गुजरात, गुजराती भाषा तथा साहित्य को ऐसा समृद्ध किया है कि हम सब को उन पर गर्व है। समग्र भारतीय साहित्य क्षेत्र में उनका नाम चिरस्मरणिय रहेगा।

## શબ્દાર્થ

| ગુજરાતી શબ્દ | हिंदी अर्थ |
|---|---|
| સાક્ષર | साक्षर |
| પુણ્યતિથિ | संवत्सर, मृत्युतिथि |
| સમગ્ર | पूरे/समग्र |
| મહાન | महान |
| સાહિત્ય | साहित्य |
| પ્રિય | प्रिय |
| મૂળ | मूल |
| એકાંકી | एकांकी |
| પદ્યનાટક | नाटक |
| ગદ્યનાટક | नाटक |
| ટૂંકીવાર્તા | लघुकथा |
| નવલકથા | उपन्यास |
| વાર્તા | कहानी |
| વિવેચન | समीक्षा |
| અનુવાદ | अनुवाद |
| સંપાદન | संपादन |
| પત્રકારિત્વ | पत्रकारिता |
| સશક્ત | सशक्त |
| કલમ | लेखनी |
| રચના | रचना |
| સ્વાગત | स्वागत |
| વર્ગ | कक्षा |
| શિક્ષકપણું | शिक्षकपन |
| મુખર | मुखर |
| સ્વર્ગ | स्वर्ग |
| ઉપકુલપતિ | उपकुलपति |
| વિશ્વભારતી | विश्वभारती (रवींद्रनाथ टैगोर का विद्यापीठ) |
| શોભાવવું | सुशोभित करना |
| માન-સન્માન | मान सन्मान |
| પારિતોષિક | पुरस्कार |
| આગવી પ્રતિભા | अनुठी प्रतिभा |
| સમગ્ર કવિતા | समग्र कविता (उमाशंकर की 1931 सं 1981 की कविताओं का संग्रह) |
| પૂર્ણપણે | पूर्णतः |

| | |
|---|---|
| સુન્દરમ્ | सुन्दरम् (गांधी-युग के गुजराती कवि) |
| મનસુખલાલ ઝવેરી | मनसुखलाल झवेरी (गांधीयुग के गुजराती कवि) |
| સ્નેહરશ્મિ | स्नेहरश्मि (गांधीयुग के गुजराती कवि) |
| સુન્દરજી બેટાઈ | सुन्दरजी बेटाई (गांधी युग के गुजराती कवि) |
| કરસનદાસ માણેક | करसनदास माणेक (गांधीयुग के गुजराती कवि) |
| જીવંત | जीवित |
| સુનું | सूना |
| નિશીથ | निशीथ (उमाशंकर के काव्यसंग्रह का नाम) |
| વિશ્વમાનવ | विश्वमानव |
| ગર્વ | गर्व |
| ક્ષેત્ર | क्षेत्र |
| ચિરસ્મરણીય | चिरस्मरणीय |

## અભ્યાસ

**I નીચે આપેલાં વાક્યોનો અભ્યાસ કરો.**

1. 1) ઉમાશંકર સમર્થ સાહિત્યકાર અને ઉત્તમ શિક્ષક હતા.
   2) ચાલો ગાંધીનગર જઈએ પણ ત્યાં શું જોવાનું છે.
   3) ઉમાશંકર અને સુન્દરમ્ ગાંધીયુગના સમર્થ કવિઓ હતા.
   4) ઉમાશંકર પહેલાં શિક્ષક પછી સાહિત્યકાર.

2. 1) કવિતા હોય કે નાટક ઉમાશંકરની પ્રતિભાનાં દર્શન થાય જ.
   2) એમણે નાટક અને ટૂંકીવાર્તા લખ્યાં પણ તેમનો માનીતો વિષય તો કવિતા જ.
   3) શ્રેયા અથવા દિપા મારી સાથે આવે.
   4) સોનલ હિરલને ત્યાં હશે અથવા નિશાળમાં હશે.

3. 1) જો કે ઉમાશંકર સદેહ નથી પણ અક્ષર દેહે આપણી વચ્ચે જ છે.
   2) ઉમાશંકર માત્ર ગુજરાતના જ નહીં પરંતુ ભારતના મહાન કવિ હતા.
   3) મુખ્યત્વે કવિ હોવા છતાં પણ તેમણે નિબંધો અને નાટકો લખ્યાં છે.
   4) ફક્ત સાહિત્યક્ષેત્રનાં જ નહીં પરંતુ અન્ય ક્ષેત્રોનાં ઈનામો પણ તેમને મળેલાં.

4. 1) અરેરે! એમાંથી હવે કોઈ જિવિત નથી.
   2) શાબાશ બેટા! આ રીતે હંમેશાં પહેલાં આવજે.
   3) આહા! કેવું સુંદર સરોવર છે.
   4) છી, છી! આવું ગંદુ લખાણ હોય?

**II કૌંશમાં આપેલાં અવ્યયોમાંથી યોગ્ય અવ્યય પસંદ કરી ખાલી જગા પૂરો.**

(પરંતુ, સાથે, અને, તો, પણ)

1) ઉમાશંકર એક સમર્થ સાહિત્યકાર ________ વિશ્વમાનવ પણ હતા.
2) તેમનો માનીતો વિષય _________ કવિતા જ.
3) તેઓ રાજ્યસભાના સભ્ય _______ હતા.
4) તેમના 'નિશીથ'ને જ્ઞાનપીઠ પારિતોષિક કન્નડ કવિ પુટ્ટપા _______ મળેલું.
5) ઉમાશંકર ગુજરાતના જ નહીં _________ ભારતના મહાન કવિ હતા.

**III પ્રત્યેક વાક્યને અંતે કૌંશમાં આપેલાં સંયોજકોમાંથી યોગ્ય સંયોજક પસંદ કરી નીચે આપેલાં વાક્યો જોડો.**

1) ઉમાશંકર આપણા સમર્થ કવિ હતા.
   સુન્દરમ્ આપણા સમર્થ કવિ હતા. (પણ, અને, તેથી)
2) 'સમગ્ર કવિતા' ઉમાશંકરનો કાવ્યસંગ્રહ છે.
   'યાત્રા' સુન્દરમ્‌નો કાવ્યસંગ્રહ છે. (જ્યારે, કારણ કે, અથવા)
3) ઉમાશંકરને જ્ઞાનપીઠ પુરસ્કાર મળેલો.
   સ્નેહરશ્મિને નર્મદ સુવર્ણચંદ્રક મળેલો. (સાથે, પરંતુ, તેથી)
4) ભાવના પંચદેવના મંદિરે ગયેલી.
   શ્રેયા તેના મામાના લગ્નમાં ગયેલી. (પણ, તરીકે, તેથી)
5) મનસુખભાઈ ઝવેરી ગાંધીયુગના કવિ હતા.
   સુન્દરમ્ ગાંધીયુગના કવિ હતા. (પરંતુ, કરણ કે, અને)

**IV નીચે આપેલાં વાક્યોને કૌંશમાં આપેલાં સંયોજકોમાંથી યોગ્ય સંયોજક વડે જોડો.**

1) હેમા ખૂબ હરખાઈ ગઈ. તેણે ક્યારેય ફ્લેમીંગો પક્ષી જોયું ન હતું. (તો પણ, અને, કારણ કે)
2) અમારા જમાનામાં લોકો ગરીબ હતા, લોકો પ્રમાણિક હતા. (અથવા, પણ, તેથી)
3) તેઓ થાકી ગયા છે. એમને આરામની જરૂર છે. (પરંતુ, ઉપરાંત, અને)
4) અમને ઈશ્વર ઉપર શ્રદ્ધા છે. એના પ્રતાપે અમારો દીકરો સારો થઈ જશે. (એટલે, વળી, કે)
5) આપણે ગાંધીનગર જઈએ. ત્યાં શું જોવાનું છે? (અને, પણ, તેથી)

**V કૌંશમાં આપેલા અવ્યયોમાંથી યોગ્ય અવ્યય શોધી ખાલી જગા પૂરો.**

(સાથે, લીધે, પાસે, વિશે, તરીકે)

1. 1) ઉમાશંકર વિશ્વભારતીના કુલપતિ ________ પસંદ થયેલા.

2) જીજ્ઞા કૉલેજની ________ રહે છે.
3) સુન્દરમ્ ________ કોઈ કશું જ બોલ્યું નહીં.
4) એમની બેદરકારીને ________ આમ બન્યું.
5) તેઓ તેમના કુટુંબ ________ મુંબઈ રહે છે.

**2. ઉદાહરણ પ્રમાણે નીચે આપેલાં વાક્યોને જોડી ફરીથી લખો.**

ઉદાહરણઃ ઉમાશંકરે એકાંકી નાટક લખ્યાં.
ઉમાશંકરે ટૂંકીવાર્તાઓ લખી.
ઉમાશંકરે એકાંકી નાટકો અને ટૂંકીવાર્તાઓ લખી.

1) ઉમાશંકર કવિ હતા. ઉમાશંકર વિવેચક હતા.
2) ઉમાશંકરે નિબંધ લખ્યા. ઉમાશંકરે નાટક લખ્યાં.
3) ઉમાશંકર શિક્ષક હતા. ઉમાશંકર ઉપકુલપતિ હતા.
4) ઉમાશંકરે સંપાદન કર્યું. ઉમાશંકરે પત્રકારિત્વ કર્યું.
5) ઉમાશંકરને જ્ઞાનપીઠ પુરસ્કાર મળ્યો. ઉમાશંકરને નર્મદ સુવર્ણ ચંદ્રક મળ્યો.

**VI ઉદાહરણ પ્રમાણે નીચે આપેલાં વાક્યોને જોડી ફરીથી લખો.**

ઉદાહરણઃ ઉમાશંકર સાહિત્યકાર હતા.
તેમનો પ્રિય વિષય કવિતા હતો.
ઉમાશંકર સાહિત્યકાર હતા પણ તેમનો પ્રિય વિષય કવિતા હતો.

1) ઉમાશંકરની આજે પુણ્યતિથિ છે.
અક્ષરદેહે તે આપણી વચ્ચે જ છે.
2) આપણે ગુલાબનો બગીચો જોવા જઈશું.
હર્ષા નહીં આવે.
3) ચાલો ગાંધીનગર જઈએ.
ત્યાં જોવાનું શું છે?
4) ગીતો સારાં હતાં.
સંવાદો બરાબર ન હતા.
5) મારાં દાદી શિખામણ આપતાં.
કોઈ દિવસ ઠપકો આપતાં નહીં.

**VII 'ક' અને 'ખ' વિભાગનાં વાક્યાંશોને યોગ્ય રીતે જોડો.**

| ક | | ખ | |
|---|---|---|---|
| 1) | ઉમાશંકર માત્ર ગુજરાતના જ નહીં | 1) | જ્યારે 'યાત્રા'સુન્દરમનો કાવ્ય સંગ્રહ છે. |
| 2) | તેઓ એક સમર્થ કવિ | 2) | છતાં સાદાઈથી રહે છે. |
| 3) | 'સમગ્ર કવિતા' ઉમાશંકરનો કાવ્ય | 3) | કારણ કે રમાએ તેને ખૂબ |

| | | | |
|---|---|---|---|
| | સંગ્રહ છે. | | આગ્રહ કરેલો. |
| 4) | શ્રેયા શ્રીમંત છે | 4) | પણ ભારતના મહાન કવિ હતા. |
| 5) | સુધા કિંજલના લગ્નમાં ગઈ | 5) | અને વિદ્વાન વિવેચક હતા. |

**VIII નીચે આપેલા અવ્યયોનો વાક્યમાં પ્રયોગ કરો.**
અથવા, કારણ કે, અને, પણ, સાથે, સામે, સિવાય, જેમ, બહાર

## વાંચો અને સમજો

### રાષ્ટ્રપિતા ગાંધીજી

રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીનો જન્મ ૨જી ઑકટોબર ૧૮૬૯ને દિવસે ગુજરાત રાજ્યના પોરબંદર શહેરમાં થયો હતો. તેમનું પૂરું નામ મોહનદાસ કરમચંદ ગાંધી હતું. તેમનાં માતાનું નામ પુતળીબાઈ હતું. રાજકોટની આલ્ફ્રેડ હાઈસ્કૂલમાં તેમણે અભ્યાસ કર્યો. બેરીસ્ટર બન્યા પછી તેઓ દક્ષિણ આફ્રિકા જવા નીકળ્યા. માર્ગમાં જ્યારે ગાડી કોઈ એક સ્ટેશને ઊભી રહી ત્યારે એક યુરોપિયન મુસાફર પ્રથમ વર્ગના ડબામાં દાખલ થયો. ગાંધીજી પહેલેથી જ એ ડબામાં બેઠેલા હતા. એક કાળા માણસને પ્રથમ વર્ગના ડબામાં બેઠેલો જોઈ પેલો યુરોપિયન મુસાફર ગુસ્સે થઈ ગયો. તેણે ગાંધીજીને નીચે ઉતરી જવા કહ્યું. ગાંધીજીએ દ્રઢતાપૂર્વક ના પાડી. પેલો મુસાફર ગાર્ડને બોલાવી લાવ્યો. ગાર્ડે પણ ગાંધીજીને પ્રથમ વર્ગનો ડબો છોડી સામાન્ય વર્ગમાં જવા કહ્યું. ગાંધીજીએ તેને પોતાની પ્રથમ વર્ગની ટિકિટ બતાવી અને ઉતરવાની ના કહી. પછી પેલો મુસાફર પોલિસને બોલાવી લાવ્યો જેણે ગાંધીજીને બળજબરીથી ડબામાંથી નીચે ઉતાર્યા. તેમનો સામાન પ્લેટફોર્મ ઉપર ફેંકી દેવામાં આવ્યો. આખી રાત કડકડતી ટાઢમાં ધ્રુજતા ગાંધીજી પ્લેટફોર્મ પર બેઠા રહ્યા. રંગભેદને લીધે તેમણે જિંદગીમાં પહેલીવાર સહન કરેલું. તેમણે તે રાતે રંગભેદના રોગને જડમૂળથી નાબૂદ કરવાનો નિર્ણય કર્યો. આ એક મહત્ત્વનો નિર્ણય હતો. ત્યાર પછી ગાંધીજીનું જીવન સંપૂર્ણ બદલાઈ ગયું.

### શબ્દાર્થ

| ગુજરાતી શબ્દ | हिंदी अर्थ |
|---|---|
| રાષ્ટ્રપિતા | राष्ट्रपिता |
| પોરબંદર | पोरबंदर (गांधीजी का जन्मस्थान) |
| મોહનદાસ | मोहनदास (गांधीजी का नाम) |
| કરમચંદ | करमचंद (गांधीजी के पिता का नाम) |

| | |
|---|---|
| પુતળીબાઈ | पुतलीबाई (गांधीजी की माताजी का नाम) |
| રાજકોટ | राजकोट |
| કાળા | काला |
| યુરોપિયન | युरोपियन |
| મુસાફર | मुसाफिर |
| ગુસ્સે થવું | गुस्सा होना |
| દૃઢતાપૂર્વક | दृढ़ता पूर्वक |
| ગાર્ડ | गार्ड |
| ટિકિટ | टिकिट |
| બળજબરી | जबरदस्ती |
| ફેંકી દેવું | फेंक देना |
| કડકડતી | ठिठुरन (कपकपा देने वाली ठंड) |
| ટાઢ | ठंड |
| રંગભેદ | रंग भेद |
| પહેલીવાર | पहली बार |
| જડમૂળથી | आमूल/निर्मूल |
| નાબૂદ | समाप्त |
| નિર્ણય | निर्णय |
| સંપૂર્ણ | संपूर्ण |
| બદલાઈ ગયું | बदल गया |
| વિતાવવી | बिताना |

## અભ્યાસ

**I પરિચ્છેદને આધારે નીચેના પ્રશ્નોના જવાબ લખો.**

1) ગાંધીજીનો જન્મ ક્યાં અને ક્યારે થયેલો?
2) ગાંધીજીનાં માતા-પિતાનાં નામ લખો.
3) યુરોપિયન મુસાફર શા માટે ગુસ્સે થયો?
4) ગાર્ડે ગાંધીજીને શું કરવા કહ્યું?
5) ગાંધીજીએ ગાર્ડને શો જવાબ આપ્યો.
6) પોલિસે ગાંધીજી સાથે કેવો વર્તાવ કર્યો?
7) ગાંધીજીએ રાત ક્યાં અને કેવી રીતે પસાર કરી?
8) ગાંધીજીએ શો નિર્ણય કર્યો?

**II પરિચ્છેદને આધારે ખાલી જગ્યા પૂરી વાક્યો ફરીથી લખો.**

1) ગાંધીજી રાજકોટની _______ અભ્યાસ કરતા હતા.
2) ગાંધીજીએ ગાર્ડને તેમની પ્રથમ વર્ગની ______ બતાવી.

3) _______ લીધે તેમણે જિંદગીમાં પ્રથમ વખત સહન કર્યું.
4) રંગભેદ નાબૂદ કરવાનો તેમનો નિર્ણય _______ હતો.
5) ત્યાર પછી ગાંધીજીનું ________ સંપૂર્ણ બદલાઈ ગયું.

**III નીચે આપેલા શબ્દોનો ઉપયોગ કરી વાક્ય બનાવો.**

મુસાફર, જડમૂળથી, નિર્ણય, બળજબરીથી, કડકડતી, જિંદગી, સામાન્ય.

**IV કૌંશમાં આપેલા પ્રશ્નસૂચક શબ્દોનો ઉપયોગ કરી નીચેનાં વાક્યોને પ્રશ્નવાક્યોમાં ફેરવો.**

1) ગાંધીજીનો જન્મ પોરબંદરમાં થયો હતો. (ક્યાં)
2) યુરોપિયન મુસાફર કાળા માણસને જોઈને ગુસ્સે થયો. (કોને)
3) ગાર્ડે ગાંધીજીને પ્રથમ વર્ગના ડબામાંથી ઉતરી અને સામાન્ય વર્ગના ડબામાં જવાનું કહ્યું. (કોણે)
4) પોલિસે ગાંધીજીને બળજબરીથી ડબામાંથી નીચે ઉતાર્યા. (કેવી રીતે)
5) જિંદગીમાં પહેલીવાર તેમણે રંગભેદને કારણે સહન કરેલું. (શાથી)
6) ગાંધીજીએ રંગભેદના રોગને જડમૂળથી નાબૂદ કરવાનો નિર્ણય કર્યો. (શો)
7) ત્યારથી ગાંધીજીનું જીવન સંપૂર્ણ બદલાઈ ગયું. (શું)

**V નીચે આપેલા ગુજરાતી શબ્દોના હિન્દી શબ્દો આપો.**

જડમૂળથી, બળજબરીથી, કડકડતી, મુસાફર, નાબૂદ, વિતાવવી, ફેકી દેવું, યુરોપિયન, ગુસ્સે થવું.

**VI હિન્દીમાં અનુવાદ કરી યોગ્ય શીર્ષક આપો.**

ગુજરાતી ભાષાનો ઉદ્‌ભવ થયો એ પછી ગુજરાતી ભાષામાં વિવિધ પરિવર્તન થતાં રહ્યાં છે. ભાષા પરિવર્તનશીલ છે એ વાત આપણે જાણીએ છીએ.

ગુજરાતી સાહિત્યના આદિકવિ નરસિંહ મહેતા છે. ગુજરાતી સાહિત્યમાં વિવિધ સાહિત્ય પ્રકારોનું ખેડાણ થઈ રહ્યું છે. ગુજરાતી સાહિત્યને મુખ્ય બે વિભાગોમાં વહેંચવામાં આવ્યું છે. મધ્યકાલિન ગુજરાતી સાહિત્ય અને અર્વાચીન ગુજરાતી સાહિત્ય. મધ્યકાલિન ગુજરાતી સાહિત્યમાં આદિકવિ નરસિંહ મહેતા, મીરાં, અખો, ભાલણ, પ્રેમાનંદ, દયારામ એમ વિવિધ કવિઓ થઈ ગયા. જેમની કૃતિઓ આજે પણ વાંચીએ તો એટલી જ તાજગીવાળી લાગે છે. મધ્યકાલિન યુગમાં બધું જ સાહિત્ય પદ્યમાં રચાયું છે. પણ જ્યારે અર્વાચીન યુગનું સાહિત્ય પદ્ય-ગદ્યમાં રચાય છે. મધ્યકાલિન યુગ હોય કે અર્વાચીન યુગ પણ આ બંને યુગમાં ગુજરાતી ભાષામાં ખૂબ જ સાહિત્ય રચાયું છે. મધ્યકાલિન ગુજરાતી સાહિત્યમાં ધર્મ કેન્દ્રમાં છે.

અર્વાચીનકાળમાં ગુજરાતી સાહિત્યમાં યુગ વિભાજન થયું તેમાં નર્મદ-દલપત યુગ, સાક્ષરયુગ અથવા ગોવર્ધનયુગ, ગાંધીયુગ અથવા સ્વાતંત્ર્યોત્તર યુગ,

અનુગાંધી યુગ કે રાજેન્દ્ર-નિરંજન યુગ, આધુનિકયુગ કે આધુનિકોત્તર યુગ. ગુજરાતી સાહિત્યમાં અર્વાચીનકાળમાં ઉત્તમ પ્રકારનું સાહિત્ય સર્જન થયું છે. અને વિવિધ સાહિત્ય પ્રકારોનું પણ ખેડાણ થયું છે. અર્વાચીનકાળમાં નર્મદ હોય કે દલપતરામ બંને કવિઓ છે. નર્મદના નિબંધો હોય કે દલપતરામના નિબંધો બંને એ યુગમાં એક આગવી ઓળખ ધરાવતા હતા. સાક્ષરયુગ હોય અથવા ગોવર્ધનયુગ. ગોવર્ધનરામ હોય કે રમણલાલ વ. દેસાઈ બંને નવલકથાકાર છે. ગાંધીયુગ હોય કે સ્વાતંત્રોત્તર યુગ બંને એક જ છે. ઉમાશંકર જોશી હોય કે સુન્દરમ્ બંને ગાંધીયુગના કવિઓ છે. નિશીથ કાવ્યસંગ્રહ હોય કે કાવ્યમંગલા બંને ગાંધીયુગના કાવ્યસંગ્રહો છે. અનુગાંધીયુગ હોય કે રાજેન્દ્ર-નિરંજન યુગ બંને એક જ છે. રાજેન્દ્ર શાહ હોય કે નિરંજન ભગત બંને કવિઓ છે. નવલકથા હોય કે ટૂંકીવાર્તા બંને સાહિત્ય સ્વરૂપ છે. કવિતા હોય કે ગીત બંને પદ્ય સાહિત્ય સ્વરૂપ છે. ગઝલ હોય કે સોનેટ બંને અર્વાચીન સાહિત્ય સ્વરૂપો છે. અર્વાચીન યુગ હોય કે મધ્યકાલિન બંને ગુજરાતી સાહિત્યના યુગ છે.

## VII ગુજરાતીમાં અનુવાદ કરી યોગ્ય શીર્ષક આપો.

जब हम भारत के स्वतंत्रता संग्राम का वर्णन करते हैं तब हम सरदार वल्लभ भाई पटेल को अग्रिम पंक्ति में पाते हैं। स्वतंत्रता संग्राम का आँदोलन हो या स्वतंत्र भारत का संयोजन सरदार पटेल सक्षमता के साथ डटे रहे। वे केवल स्वतंत्रता संग्राम सेनानी ही नहीं थे बल्कि एक सफल राजनेता भी थे।

वे एक अच्छे वकील और कुशल समाज सेवी थे। गाँधीजी के कहने पर उन्होंने वकालत छोड़कर बारडोली सत्याग्रह में भाग लिया। उन्होंने उस आँदोलन का नेतृत्व बहुत कुशलता से किया। बारड़ोली सत्याग्रह के कुशल नेतृत्व के बाद ही वे सरदार कहलाए। वे अपने युग के कुशल संगठक थे।

सरदार वल्लभ भाई पटेल स्वतंत्र भारत के प्रथम उप-प्रधान मंत्री और गृह मंत्री बने। स्वतंत्रता के बाद देशी राजाओं को एक सूत्र में बाँधकर भारत को एक सक्षम राष्ट्र बनाने में सरदार पटेल का योगदान सदा सराहा जाता रहेगा। इसी कारण वे लोहपुरुष कहलाए। सरदार पटेल स्वतंत्रता सेनानी पहले थे बाद में कुछ और। वे निपुण राजानेता तथा गृहमंत्री थे। वे एक सच्चे भारतीय थे सब से पहले।

कुछ देशीराजाओं ने भारत संघ में मिलने के लिए अपनी असहमति जताई। लेकिन सरदार पटेल की दृढ़ता के सामने किसी की नहीं चली। उन की संकल्पशक्ति, धैर्य और दूरदर्शिता को देख कर सब आश्चर्य चकित थे। भारत के प्रथम प्रधान मंत्री जवाहर लाल हो या भारत के प्रथम राष्ट्रपति डॉ.राजेन्द्र प्रसाद सभी ने मुक्त कंठ से सरदार पटेल की सराहना की। वे भारत के सच्चे सपूत थे। उन्हें पा कर भारतमाता धन्य हो गई। वे केवल गुजरात के ही नहीं समग्र भारत के निर्विवाद नेता थे।

## VIII તમને ગમતા કોઈ લેખક-લેખિકા વિશે ગુજરાતીમાં એક અનુચ્છેદ લખો.

## टिप्पणियाँ

I इस पाठ में गुजराती के कुछ संयुक्त वाक्यों का परिचय दिया गया है।

| | | | |
|---|---|---|---|
| 1. | 1) | ઉમાશંકર સમર્થ સાહિત્યકાર હતા અને ઉત્તમ શિક્ષક પણ (હતા). | उमाशंकरजी समर्थ साहित्यकार थे। और उच्छकोटि के शिक्षक थी/ (थे)। |
| | 2) | આપણે ગાંધીનગર જઈશું પણ ત્યાં શું જોવાનું શું. | गांधी नगर जाएँगी लेकिन वहाँ क्या देखेगे। |
| | 3) | ઉમાશંકર અને સુન્દરમ્ ગાંધીયુગના સમર્થ કવિઓ હતા અને આદર્શ પુરુષ પણ (હતા) | उमाशंकर और सुंदरम गांधीयुग के समर्थ कवि थे और आदर्श पुरुष भी (थे)। |
| | 4) | ઉમાશંકર પહેલાં શિક્ષક પછી બીજું બધું. | उमाशंकरजी मूलतः शिक्षक थे बाद में और कुछ। |

उपर्युक्त वाक्यों में रेखांकित शब्द 'અને', 'પણ', 'ને', 'પછી' संयोजक समुच्चय बोधक अव्यय शब्द हैं। दो वाक्यों और शब्दों को जोड़ने के लिए गुजराती में इनका प्रयोग होता है।

| | | | |
|---|---|---|---|
| II | 1) | કવિતા હોય કે નાટક ઉમાશંકરની પ્રતિભાનાં દર્શન થાય જ. | कविता हो या नाटक उमाशंकरजी की प्रतिभा के दर्शन उन में होते ही हैं। |
| | 2) | શ્રેયા અથવા દિપા મારી સાથે આવે. | श्रेया या दीपा मेरे साथ आती हैं। |
| | 3) | સોનલ હિરલને ત્યાં હશે અથવા નિશાળમાં હશે. | सोनल हिरल के वहाँ होगी या पाठशाला में होगी। |

उपर्युक्त वाक्य भी गुजराती के संयुक्त वाक्यों के उदाहरण हैं। दो उपवाक्यों को जोडने के लिए ऐसे वाक्यों में 'અથવા', 'કે ' जैसे वैकल्पिक अव्यय शब्दों का प्रयोग होता है।

| | | | |
|---|---|---|---|
| III | 1) | જો કે ઉમાશંકર સદેહે નથી પરંતુ અક્ષર દેહે આપણી વચ્ચે જ છે. | यद्यापि उमाशंकरजी सदेह नहीं है तथापि अक्षर-देह से हमारे बीच में मौजूद हैं। |
| | 2) | મુખ્યત્વે કવિ હોવા છતાં પણ તેમણે નિબંધો અને નાટક લખ્યાં છે. | बहुतांश में कवि होते हुए भी उन्हों ने निबंध और नाटक लिखे हैं। |

उपर्युक्त वाक्यों में 'જો કે..પણ', 'મુખ્યત્વે.. છતાં પણ', शब्दों का प्रयोग हुआ है। दोनों उपवाक्यों में पारस्परिक विरोध का भाव प्रकट करते हैं। ऐसे वाक्य विरोध वाचक वाक्य कहे जाते हैं।

| | | | |
|---|---|---|---|
| IV | 1) | અરેરે! એમાંથી હવે કોઈ જીવંત નથી. | अरेरे! उन में से अब कोई जीवित नहीं। |

| | | |
|---|---|---|
| 2) | શાબાશ બેટા! આ રીતે હમેશાં પહેલો આવજે. | शाबाश बेटा! इस तरह हमेशा प्रथम श्रेणी लाना। |
| 3) | છી છી! આવું ગંદુ લખાણ હોય? | छी छी! ऐसी गंदी लिखावट होती है? |

उपर्युक्त वाक्यों में दुख, हर्ष, आश्चर्य, धिक्कार, आदि के सूचक क्रमशः '**અરેરે**', 'શાબાશ', 'છી છી' शब्दों के प्रयोगों से हुआ है। ये प्रयोग भावबोधक अव्ययों के हैं और भावबोधक की दृष्टि से ये पूर्ण अभिव्यक्ति के द्योतक हैं।

# પાઠ 23
# पाठ

## ટી.વી. કેન્દ્ર સંદર્શન

**કનુ** : કાલે અમને શાળામાંથી દૂરદર્શન કેન્દ્ર જોવા લઈ ગયેલા.

**સુરેશ** : સાથે કોણ આવેલું?

**કનુ** : દેસાઈ સાહેબ. તેમણે પહેલાથી જ મંજૂરી મંગાવી લીધેલી. ચાર વાગે બસ મારફતે અમે લઈ જવાયા. જતાં પહેલાં અમને સૂચનાઓ અપાઈ હતી કે હાર તોડીને જુદા ચાલવું ન જોઈએ. ત્યાં જોર-જોરથી વાતચીત કરી શકાશે નહીં. ત્યાં કોઈ ફેરિયાઓ પાસેથી કાંઈ ખરીદાય નહીં. બગીચામાંથી કોઈપણ ફૂલ તોડશો નહીં.

**સુરેશ** : સ્ટુડિયો તમને કોણે બતાવ્યો?

**કનુ** : ટી.વી. કેન્દ્રના ડિરેકટર દ્વારા મોકલેલ માણસે અમને સ્ટુડિયો દેખાડ્યો. તે જ વ્યક્તિ દ્વારા અમને ટી.વી. અંગેની માહિતી પણ અપાયી.

**સુરેશ** : તેમના દ્વારા કઈ માહિતી આપવામાં આવી?

**કનુ** : તેમણે જણાવ્યું કે, ૧૯૨૨માં સ્કોટલેન્ડના વૈજ્ઞાનિક જોન લોગી બાયર્ડ દ્વારા ટી.વી.ની શોધ કરાઈ હતી.

**સુરેશ** : આજે ટી.વી.નો આખા વિશ્વમાં ઉપયોગ કરાય છે.

## टी.वी. केंद्र संदर्शन

**कनु** : कल हमें पाठशाला से दूरदर्शन-केंद्र दिखाने ले गए थे।

**सुरेश** : साथ में कौन आया था?

**कनु** : देसाई साहब। उन्होंने पहले से ही स्वीकृति मंगवा लीथी। चार बजे बस द्वारा हम ले जाए गए। जाने से पहले हमें ताकीद दी गई थी कि कतार से हटकर नहीं चलना चाहिए। वहाँ जोर जोर से बातचीत नहीं की जा सकती। वहाँ किसी फेरी वाले से कोई भी चीजें नहीं खरीदी जाएँ। बाग में से कोई भी फूल तोड़ा नहीं जाएगा।

**सुरेश** : स्टुडियो आप को किस ने दिखाया?

**कनु:** टी.वी. केंद्र के डिरेक्टर द्वारा भेजे जाए व्यक्ति ने हमें स्टुडियो दिखाया। उसी व्यक्ति द्वारा हमें टी.वी. के बारे में जानकारी भी दी गई।

**सुरेश** : उन के द्वारा क्या जानकारी दी गई?

**कनु** : उन्होंने बताया की 1922 में स्कॉटलैंड के वैज्ञानिक जोन लॉगी बायर्ड द्वारा टी.वी. की खोज की गई।

**सुरेश** : आज टी.वी. का सारे विश्व में उपयोग किया जाता है।

**કનુ** : આખી દુનિયાને આપણા ઘરમાં જ લાવી શકાય છે. નિરાંતે પોતાના ઘરમાં બેઠાં-બેઠાં જ્ઞાનની વૃદ્ધિ સાથે આનંદ માણી શકાય છે.

**कनु :** सारी दुनियाँ को अपने घर में ही लाया जा सकता है। आराम से अपने घर में बैठे-बैठे ज्ञान की वृद्धि के साथ आनंद लिया जा सकता है।

**સુરેશ** : ભારતનાં અને દુનિયાનાં જુદાં-જુદાં સ્થળો, માણસો, પશુઓ અને પંખીઓ વગેરે વિશે ટી.વી. દ્વારા માહિતી પ્રાપ્ત કરાય છે.

**सुरेश :** भारत के और जगत के भिन्न-भिन्न स्थलों और लोगों, पशु-पक्षियों आदि के बारे में टी.वी. द्वारा जानकारी प्राप्त की जाती है।

**કનુ** : ટી.વી. દ્વારા શૈક્ષણિક જ્ઞાન પણ વધારાય છે. હવે તો ઠેર-ઠેર રંગીન ટી.વી. બનાવાય છે. દરેક પ્રાંતિય ભાષામાં અલગ-અલગ ચેનલો હોય છે. આ ચેનલો દ્વારા આપણા ઘરમાં જ બેસીને દેશ પરદેશની સંસ્કૃતિઓ વિશે જાણકારી પ્રાપ્ત કરી શકીએ છીએ. ફક્ત જાણકારી જ નહીં તેના દ્વારા ખૂબ આનંદ પણ લેવાય છે.

**कनु :** टी.वी. द्वारा शैक्षिणिक ज्ञान भी बढ़ाया जाता है। अब तो हर-जगह रंगीन टी.वी. बनाए जाते हैं। हर प्रांतीय भाषा में अलग-अलग चेनलें होती हैं। इन चेनलों के द्वारा हम अपने घर में ही बैठ कर देश-परदेश की संस्कृतियों के बारे में जानकारी प्राप्त कर सकते हैं। सिर्फ जानकारी ही नहीं इन के द्वारा बहुत आनंद भी लिया जाता है।

**સુરેશ** : ટી.વી. સ્ટુડિયોમાં કેવો હોય છે?

**सुरेश :** टी.वी. स्टुडियो कैसा होता है?

**કનુ** : ટી.વી. સ્ટુડિયો કેમેરા, માઈક્રોફોન તથા લાઈટોથી ભરેલો હોય છે. બધા જ કાર્યક્રમો સ્ટુડિયોમાં જ તૈયાર કરાતા નથી. કેટલાક કાર્યક્રમોનું સીધું પ્રસારણ કરાય છે. કેટલાક કાર્યક્રમો આગળથી રેકૉર્ડ કરેલા હોય છે. કેટલાક કાર્યક્રમો સ્ટુડિયોની બહાર બનાવાતા હોય છે.

**कनु :** टी.वी. स्टुडियो में कैमरा, माइक्रोफोन एवं लाइटों से भरा हुआ होता है। सभी कार्यक्रम स्टुडियो में ही बनाए नहीं जाते। कुछ कार्यक्रमों का सीधा प्रसारण किया जाता है। कुछ कार्यक्रम पहले से भी रेकॉर्ड किए हुए होते हैं। कुछ कार्यक्रम स्टुडियों के बाहर भी बनावाए जाते हैं।

**સુરેશ** : પછી શું?

**सुरेश :** फिर क्या?

**કનુ** : ટી.વી. કેન્દ્ર જોયા પછી અમને નાસ્તો કરાવવમાં આવ્યો. ત્યાં આપેલો નાસ્તો મારાથી ખવાયો નહીં. ઘનશ્યામ થાકી ગયેલો. મને કહે મારાથી હવે ચલાશે નહીં, ગૃહકાર્ય પણ થશે નહીં. આજના કાર્યક્રમ પર નિબંધ પણ લખાશે નહીં અને કાલે શાળાએ પણ અવાશે નહીં.

**સુરેશ** : એ તો છે જ એવો. પણ શું તું નથી માનતો કે દૂરદર્શન કેન્દ્રનો કાર્યક્રમ તમારા માટે ખૂબ જ જ્ઞાનવર્ધક હતો.

**કનુ** : જરૂર. અમે ઘણું બધું શીખ્યા.

**સુરેશ** : તમે લોકો ક્યારે પાછા આવ્યા?

**કનુ** : ડાયરેક્ટર સાહેબનો આભાર વ્યકત કરી દેસાઈ સાહેબ અમને છ વાગ્યે શાળાએ પાછા લઈ આવ્યા.

**સુરેશ** : ખૂબ સરસ. તો આ પ્રમાણે કાલનો દિવસ તમારા દ્વારા જ્ઞાન અને ગમ્મત માટે વિતાવાયો.

**कनु** : टी.वी. केंद्र देखने के बाद हमें नाश्ता करवा गया। वहाँ दिया गया नाश्ता मुझ से नहीं खाया गया। घनश्याम थक गया था। मुझ से बोला, "मुझ से अब चला नहीं जाएगा। गृह कार्य भी नहीं होगा। आज के कार्यक्रम पर भी नहीं लिखा जाएगा और कल पाठशाला में भी नहीं आ पाऊँगा।

**सुरेश** : वह तो है ही ऐसा। लेकिन क्या तुम नहीं मानते कि दूरदर्शन केंद्र का कार्यक्रम तुम्हारे लिए बहुत ही ज्ञानवर्धक था?

**कनु** : ज़रूर। हमने बहुत कुछ सीखा।

**सुरेश** : आप लोग कब लौटे?

**कनु** : डाइरेक्टर साहब का आभार व्यक्त कर देसाई साहब हमें छह बजे पाठशाला वापस ले आए।

**सुरेश** : बहुत अच्छा। तो इस प्रकार कल का दिन आपके द्वारा ज्ञान और गम्मत के लिए बिताया गया।

## શબ્દાર્થ

| **ગુજરાતી શબ્દ** | **હિંદી અર્થ** |
|---|---|
| ટી.વી. કેન્દ્ર | दूरदर्शन केन्द्र |
| સંદર્શન | संदर्शन |
| દૂરદર્શન | दूरदर्शन केंद्र |
| મંજૂરી | स्वीकृति |
| મારફતે | द्वारा |
| હરોળ | कतार |
| ફેરિયો | बेच ने वाला/ फेरीवाला |
| મોકલાવેલ | भेजे गए |

| | |
|---|---|
| માહિતી | जान कारी |
| આખા | सारे |
| નિરાંત | आराम |
| ચેનલ | चेनल |
| વધારવું | बढ़ाना |
| સીધું | सीधा |
| બહાર | बाहर |
| આગળથી | पहले से |
| ખવાયો | खाया जाना |
| ગૃહકાર્ય | गृहकार्य |
| માનવું | मानना |
| આભાર માનવો | आभार व्यक्त करना |
| જ્ઞાનવર્ધક | ज्ञानवर्धक/ज्ञान बढाने वाला |
| ગમ્મત | गम्मत |
| વિતાવવું | बिताना |

## અભ્યાસ

**I નીચે આપેલાં વાક્યોનો અભ્યાસ કરો.**

1. 1) ચાર વાગે બસ મારફતે અમને લઈ જવાયા.
2) મારાથી ઘરનું કામ કરાશે નહીં.
3) તમારાથી ફેરિયા પાસેથી કંઈ ખરીદાય નહીં.
4) જતાં પહેલાં તેમના દ્વારા અમને સૂચનાઓ અપાઈ.
5) તમારાથી ફૂલો તોડાય નહીં.
6) તમારાથી ઘરનું કામ થશે નહીં.
7) આપેલો નાસ્તો મારાથી ખવાયો નહીં.
8) ટી.વી. દ્વારા પશુપંખીઓ વિશે માહિતી મેળવાય છે.
9) ડિરેકટરે મોકલેલ માણસ દ્વારા માહિતી અપાઈ.
10) ટી.વી. વડે શૈક્ષણિક જ્ઞાન વધારાય છે.
11) કાલનો દિવસ તમારા દ્વારા જ્ઞાન અને ગમ્મત માટે વિતાવાયો.

2. 1) મારાથી ચલાશે નહીં.
2) મારાથી લખાશે નહીં.
3) મારાથી બોલાશે નહીં.
4) મારાથી કાલે શાળાએ અવાશે નહીં.

**II વાક્યમાં રેખાંકિત શબ્દોની જગ્યાએ આપેલા પ્રત્યેક શબ્દનો ઉપયોગ કરી વાક્યો બનાવો.**

1) ટી.વી. દ્વારા શૈક્ષણિક જ્ઞાન વધારાય છે. (સુધારાય, અપાય, મેળવાય)
2) બસ મારફતે અમને લઈ જવાયા. (લઈ અવાયા, બોલાવાયા, ફેરવાયા)
3) મારાથી ચલાશે નહીં. (ખવાશે, જવાશે, મળાશે)

**III કૌંસમાં આપેલા શબ્દોના ઉપયુક્ત રૂપોનો ઉપયોગ કરી વાક્યો પૂરાં કરો.**

1) તમારાથી આજકાલ બહારનું _______ રહ્યું છે. (ખા)
2) ગઈકાલે તમારાથી ઘરે ન ______ . (રહે)
3) મારાથી ગુરૂકૃપામાં _______ . (જા)
4) કવિતાથી વધારે ______ નહીં. (ભણ)
5) મારાથી ઘણે દિવસે રમણને ______ . (જો)
6) ભગવાનથી જ એનો જવાબ _______. (આપ)
7) તેનાથી લગ્નમાં _______ હતું. (જા)
8) તમારાથી હાથમાં ચીજો લઈને _______ હશે. (આવ)

**IV કૌંસમાં આપેલા હિન્દી શબ્દોના સમાનાર્થક ગુજરાતી શબ્દોનો ઉપયોગ કરી વાક્યો પૂરાં કરો.**

1) જોન લોગી બાયર્ડ દ્વારા ટી.વી.ની શોધ _______. (की गई)
2) ટી.વી. દ્વારા પશુપંખીઓ વિશે માહિતી ________ છે. (पाई जाती)
3) તમારાથી ફેરિયા પાસેથી કંઈ _________ નહીં. (खरीदा जाये)
4) મારાથી આપેલો નાસ્તો _______ નહીં. (खा या गया)
5) તમારાથી ફૂલો _______ નહીં. (तोडे जाये)
6) ગઈકાલે તમારાથી મારા ઘરે ન _______? (आया गया)

**V ઉદાહરણ પ્રમાણે આપેલાં દરેક વાક્યનાં બે-બે વાક્યો લખો.**

ઉદાહરણઃ તમારાથી ફૂલો તોડાય નહીં.
તમારાથી ફૂલો તોડાયા નહીં.
તમારાથી ફૂલો તોડાશે નહીં.

1\. 1) મારાથી આપેલો નાસ્તો ખવાતો નથી.
2) તેનાથી કચરોપૂંજો કાઢી લેવાય છે.
3) કિરણથી મિનિટના પાંસઠ શબ્દોની ઝડપથી ટાઈપિંગ કરાય છે.
4) ટી.વી. કેન્દ્ર દ્વારા કેટલાક કાર્યક્રમોનું સીધુ પ્રસારણ કરાય છે.
5) અભયથી ઊંધિયું ખવાય છે.
6) બ્રાહ્મણથી હરિહરિ વદાય છે.
7) ગુજરાતીઓ દ્વારા ગરબા રમાય છે.

2. ઉદાહરણઃ તમે જોરજોરથી વાત નહીં કરી શકો.
તમારાથી જોરજોરથી વાત કરી શકાશે નહીં.

1) ફેરિયાઓ પાસેથી તમે કંઈ ખરીદશો નહીં.
2) બગીચાનાં ફૂલો તમે તોડશો નહીં.
3) મેં નાસ્તો ખાધો નહીં.
4) હું હવે ચાલીશ નહીં.
5) હું ઘરકામ કરીશ નહીં.
6) તેણે કચરો-પૂંજો કાઢી લીધો હશે.
7) પક્ષી આકાશમાં ઉડી શકે છે.
8) હું હોટલમાં જમી રહ્યો છું.

3. ઉદાહરણઃ સુગંધા અને કલ્પેશથી પોસ્ટ ઓફિસમાં જવાય છે.
સુગંધા અને કલ્પેશ પોસ્ટ ઓફિસમાં જાય છે.

1) પક્ષીથી આકાશમાં ઉડી શકાય છે.
2) રસીલાભાભીથી દિવાળીનો નાસ્તો બનાવાય છે.
3) શીતલથી પરબીડિયાં ખરીદાય છે.
4) છાપાંમાંથી રમણથી જાહેરખબરો વંચાય છે.
5) અરૂણાથી મોટર સાથે ભટકાઈ જવાયું.
6) દાક્તર દ્વારા અરૂણાનો પ્રાથમિક ઉપચાર કરાયો.
7) અમારાથી ગાંધીનગર ત્રણ કલાકમાં પહોંચાયું.
8) આપણાથી સાત દિવસમાં પ્રવાસ પૂરો કરાશે.
9) કાજલથી માસીને ત્યાં જમી લેવાયું.
10) સેજલથી પાડોશીઓનો પરિચય કરાશે.
11) શિવનાથથી રમણને નોકરી અપાઈ.
12) મોરારી બાપુથી કથા વંચાય છે.
13) મહેશથી જલેબી ખવાય છે.
14) બાથી મને બદામનો શીરો અપાયો.

4. ઉદાહરણઃ કનુ ચાલે છે.
કનુથી ચલાય છે.
કનુથી ચાલાતું નથી.

1) દેસાઈ સાહેબ બોલે છે.
2) સુરેશ આવે છે.
3) ઘનશ્યામ લખે છે.
4) ડિરેકટર આવે છે.
5) પંખી ઉડે છે.

**VI ઉદાહરણ પ્રમાણે આપેલાં નકારાત્મક વાક્યોને હકારાત્મક વાક્યમાં ફેરવો.**

ઉદાહરણઃ તમારાથી જોરજોરથી વાત કરી શકાશે નહીં.
તમારાથી જોરજોરથી વાત કરી શકાશે.

1) નિર્દેશકથી ગુજરાતી ફિલ્મમાં હિન્દી કલાકારોને પસંદ કરાતા નથી.
2) અમારાથી ફિલ્મ જોવા જવાયું નહીં.
3) તેનાથી કંઈ ખવાયું-પીવાયું નથી.
4) કનુથી નિબંધ લખાશે નહીં.
5) ઘનશ્યામથી આજે ચલાતું નથી.
6) ટી.વી. દ્વારા બધા કાર્યક્રમો તૈયાર કરાતા નથી.
7) દાદીમાથી મલયને વઢાતું નથી.
8) મારાથી નિયમિત નિશાળે જવાતું નથી.

**VII ઉદાહરણ પ્રમાણે કૌંસમાં આપેલા પ્રશ્નવાચક શબ્દોનો ઉપયોગ કરી આપેલાં વાક્યોને પ્રશ્નવાચકમાં ફેરવો.**

ઉદાહરણઃ મારાથી કાલે શાળાએ જવાશે નહીં. (ક્યારે)
ક્યારે તમારાથી શાળાએ જવાશે નહીં?

1) કેટલાક કાર્યક્રમો સ્ટુડિયોની બહાર તૈયાર કરાય છે. (ક્યાં)
2) ટી.વી. દ્વારા પશુપંખીઓ વિશે માહિતી મેળવાય છે. (શું)
3) ડિરેક્ટરે મોકલેલા માણસ દ્વારા માહિતી અપાઈ. (કોના)
4) તમારાથી ફેરિયા પાસેથી કંઈ ખરીદાય નહીં. (કોની)
5) આખા વિશ્વ દ્વારા ટી.વી.નો ઉપયોગ કરાય છે. (શાનો)
6) તેમના દ્વારા ટી.વી. વિશેની માહિતી અપાઈ. (કઈ)
7) આપેલો નાસ્તો કનુથી ખવાયો નહીં. (કોનાથી)

**વાંચો અને સમજો**

## અહેવાલ લેખન

પ્રેષકઃ
શ્રીમતી સુશીલા બી. પરમાર
આચાર્ય,
શારદા વિદ્યામંદિર,
અમલસાડ. (જિ.વલસાડ)
તા.૬-૩-૨૦૦૫

પ્રતિ,
તંત્રીશ્રી,
ગુર્જર સમાચાર,

અંદેશ કાર્યાલય,
ભરૂચ.

વિષય:- શાળામાં ઉજવવામાં આવેલ વાર્ષિક દિનનો અહેવાલ અખબારમાં છાપવા બાબત.

મહાશય,

સવિનય નિવેદન કરવાનું કે આ સાથે મોકલેલ અમારો શાળાની ઉપરોક્ત વિષય બાબતની વિગત આપના સમાચાર પત્રમાં વિના મૂલ્યે છાપી મોકલશો. અહેવાલની વિગત નીચે મુજબ છે.

"તારીખ ૫-૩-૨૦૦૫ ના રોજ શાળાનો વાર્ષિક ઉત્સવ ઉજવાયો. તે નિમિત્તે શાળામાં સ્વયંશિક્ષક દિનની ઉજવણી કરાઈ. શાળાના વિદ્યાર્થીઓ દ્વારા આ પ્રવૃત્તિનું સંચાલન કરાયું હતું. આચાર્યશ્રી, શિક્ષકો, પટાવાળા તથા સફાઈ કામદાર તરીકેની જવાબદારી પણ વિદ્યાર્થીઓ દ્વારા સંભાળાઈ હતી. ઉજવણીને અંતે સમૂહમાં ફોટો પડાવાયો હતો. ઉત્તમ શિક્ષક, ઉત્તમ પટાવાળા, ઉત્તમ સફાઈ કામદાર માટે પસંદગી કરવામાં આવી હતી. આચાર્યની ફરજ બજાવનાર વિદ્યાર્થી દ્વારા ઈનામ વિતરણ કરાયું હતું. ઈનામો માટેની પસંદગી નિર્ણાયકશ્રી દ્વારા કરાઈ હતી. નિર્ણાયકની જવાબદારી મેયરશ્રીએ સંભાળી હતી. ભાગ લેનાર વિદ્યાર્થીઓને મેયરશ્રી વડે અભિનંદન અપાયા હતા. કાર્યક્રમને અંતે સમૂહભોજન પણ રખાયું હતું."

ઉપરોક્ત અહેવાલ આપના સમાચાર પત્રમાં આવતા અઠવાડિયામાં છાપી મોકલશો.

આભાર સહ.

સુ.બી.પરમાર
આચાર્ય,
શારદા વિદ્યામંદિર,
અમલસાડ.

## શબ્દાર્થ

| **ગુજરાતી શબ્દ** | **હિંદી અર્થ** |
|---|---|
| તંત્રી | संपादक |
| ઉપરોક્ત | उपरोक्त |
| છાપવું | छापना |
| અહેવાલ | क्रमबद्ध वर्णन |
| વિગત | विवरण |
| મુજબ | अनुसार |
| વિના મૂલ્ય | बिना शुल्क |
| પટાવાળા | नौकर/चपरासी |

| | |
|---|---|
| સંભાળવું | संभालना |
| ઈનામ | इनाम |
| વિતરણ | बाँटना |

## અભ્યાસ

**I ફકરાને આધારે નીચેના પ્રશ્નોના જવાબ આપો.**

1) શાળામાં કયો કાર્યક્રમ ઉજવવામાં આવ્યો?
2) વિદ્યાર્થીઓએ કઈ કઈ જવાબદારી સંભાળી હતી?
3) ઈનામ વિતરણ કોણે કર્યું?
4) નિણાર્યક તરીકે કોણ આવ્યું હતું?
5) ઉજવણીની અંતમાં કયો કાર્યક્રમ ઉજવવામાં આવ્યો હતો?

**II ફકરાને ધ્યાનમાં રાખીને આપેલી ઘટનાઓને તેના ક્રમમાં ગોઠવો.**

1. ફોટો પડાવાયો, ઈનામ વિતરણ, અભિનંદન અપાયા, ભોજન કરાયું.

2. ઉપરોક્ત શબ્દોનો વાક્યોમાં ઉપયોગ કરો.

**III હિન્દીમાં અનુવાદ કરો.**

ગુજરાતી સાહિત્યમાં સાહિત્યકારોને ઉત્તમ સર્જન માટે અનેક સંસ્થાઓ દ્વારા વિવિધ પુરસ્કારો અપાય છે. ગુજરાતી સાહિત્યમાં આદિકવિ નરસિંહ મહેતાની સ્મૃતિમાં નરસિંહ મહેતા પુરસ્કાર આપવામાં આવે છે. આ પુરસ્કાર મેળવનારાઓમાં રાજેન્દ્ર શાહ, ઉશ્નશ, રમેશ પારેખ વગેરે સાહિત્યકારો છે. રણજિતરામ સુવર્ણ ચંદ્રક રણજિતરામ વાવાભાઈની સ્મૃતિમાં અર્પણ કરાય છે. પ્રથમ રણજિતરામ સુવર્ણ ચંદ્રક 'રાષ્ટ્રીય શાયર' કવિશ્રી ઝવેરચંદ મેઘાણીને એનાયત કરાયો છે. નર્મદ સુવર્ણ ચંદ્રક આપણા અર્વાચીનોમાં આદ્ય એવા કવિશ્રી નર્મદની સ્મૃતિમાં અર્પણ કરાય છે. દર્શક એર્વાડ ગુજરાતીના પ્રસિદ્ધ નવલકથાકાર અને તત્ત્વચિંતક સ્વ. મનુભાઈ પંચોળીની સ્મૃતિમાં એનાયત કરવામાં આવે છે. રામનારાયણ વિશ્વનાથ પાઠક પુરસ્કાર. આ પુરસ્કાર કવિશ્રી રા.વિ.પાઠકની સ્મૃતિમાં સ્થાપિત કરાયો છે. શ્રી મહાદેવભાઈ દેસાઈ સમાજસેવા પુરસ્કાર ગાંધીજીના 'રહસ્ય મંત્રી'- મહાદેવભાઈ દેસાઈની સ્મૃતિમાં એનાયત કરાય છે. વિવેચન પુરસ્કાર ગુજરાતીના પ્રસિદ્ધ વિવેચક પ્રમોદકુમાર પટેલની સ્મૃતિમાં આપે છે. આ ઉપરાંત ગૌરવ પુરસ્કાર, સાહિત્ય અકાદમી પુરસ્કાર અને ધૂમકેતુ પુરસ્કાર વગેરે જેવા પુરસ્કારથી સાહિત્યકારોની સાહિત્યસેવાને બિરદાવામાં આવે છે.

આ ઉપરાંત ભારતીય સાહિત્યમાં રાષ્ટ્રીય કક્ષાએ દરેક ભાષામાં પણ વિવિધ પુરસ્કારો અપાય છે. જેમાંથી સાહિત્ય અકાદમી દિલ્હી દ્વારા અકાદમી

પુરસ્કાર અપાય છે. દરવર્ષે બધી ભારતીય ભાષાઓમાંથી એક ઉત્તમ સાહિત્ય કૃતિને જ્ઞાનપીઠ પુરસ્કાર અપાય છે. જ્ઞાનપીઠ પુરસ્કાર ભારતીય સાહિત્યમાં એક વિશિષ્ટ પુરસ્કાર ગણાય છે. જે ગુજરાતી સાહિત્યમાં સૌ પ્રથમ કવિશ્રી ઉમાશંકર જોશીને તેમના કાવ્યસંગ્રહ 'નિશીથ' માટે અપાયો હતો. તે પછી ગુજરાતી સાહિત્યના પ્રાદેશિક નવલકથાકાર પન્નાલાલ પટેલને તેમની નવલકથા 'માનવીની ભવાઈ' માટે અપાયો હતો. ત્યારબાદ તાજેતરમાં જ કવિશ્રી રાજેન્દ્ર શાહને તેમના સમગ્ર સાહિત્ય સર્જન માટે જ્ઞાનપીઠ પુરસ્કાર એનાયત થયો છે. ગુજરાતી સાહિત્યમાં આ એક મોટી ઘટના હતી. આમ, ગુજરાતી સાહિત્યમાં વિવિધ સાહિત્યકારોને વિવિધ પુરસ્કારોથી નવાજવામાં આવે છે.

## શબ્દાર્થ

| ગુજરાતી શબ્દ | हिंदी अर्थ |
|---|---|
| ઉત્તમ | उत्तम |
| સર્જન | सर्जन |
| સ્મૃતિ | स्मृति/याद |
| અર્પણ | अर्पण |
| એનાયત | इनायत/प्रदान |
| અર્વાચીન | अर्वाचीन/आधुनिक |
| સ્થાપિત | स्थापित |
| વિવેચન | आलोचना/विवेचन |
| વિવેચક | आलोचक/विवेचक |
| બિરદાવવું | प्रोत्साहित करना |
| કક્ષાએ | स्तर पर |
| દર વર્ષે | हर साल |
| ગણાય છે | गिना जाता है |
| સૌ પ્રથમ | सब से पहले |
| પ્રાદેશિક | प्रादेशिक/आंचलिक |
| નવલકથા | उपन्यास |
| નવાજવું | नवाज़ना/अभिवादन करना |

## IV ગુજરાતીમાં અનુવાદ કરી યોગ્ય શીર્ષક આપો.

बाबा साहब अंबेडकर का नाम सब जानते हैं। वे एक महान सुधारवादी नेता थे। उनके द्वारा किए गए महान कार्या कभी नहीं भूला जाएगा। उनके द्वारा किए गए दलित समाज के उत्थान का काम सदा याद रखा जाएगा।

डॉ.अंबेडकर को ज्योति बा फुले से जो मार्ग दर्शन मिला उससे उनका मार्ग सदा

प्रशस्त हुआ। जो काम ज्योति बा फुले द्वारा नहीं किया जा सका उसे डॉ.अंबेडकर ने पूरा कर दिया।

डॉ.अंबेडकर के द्वारा भारत के संविधान के निर्माण में दिया गया महान योगदान कभी भी नहीं भूला जाएगा।

दलित समाज में डॉ.अंबेडकर का जितना सम्मान किया जाता है उतना अन्य किसी भी नेता का नहीं।

यद्यपि गाँधीजी और डॉ.अंबेडकर के विचारों में थोड़ी बहुत भिन्नताएँ थीं तद्यपि तद्यपि दोनों के द्वारा एक ही लक्ष्य पर काम किया गाया। दोनों के द्वारा दलितोत्थान केलिए किए गए कार्य भारतीय कभी नहीं भूलेंगे।

डॉ.अंबेडकर संघर्ष शील नेता थे। उन्होंने अपने अनुयाइयों से कहा था कि मुझे कितनी ही कठिनाइयों का सामना क्यों न करना पड़े, अपना लक्ष्य पूरा किए बिना मुझ से चुप नहीं बैठा जाएगा। अपनी मृत्यु के पूर्व उन्होंने अपने अनुयाइयों को संदेश दिया कि, मेरे द्वारा प्रारंभ किए गए कार्यों को जारी रखा जाए, जो उन्हें पूरा करेगा वही मेरा सच्चा अनुयायी कहलाएगा।

## શબ્દાર્થ

| **હિંદી શબ્દ** | **ગુજરાતી અર્થ** |
|---|---|
| सुधारावधि | સુધારાવાદી |
| दलित | દલિત |
| उत्थान | ઉત્થાન |
| मार्गदर्शन | માર્ગદર્શન |
| शेष | શેષ/બાકી |
| संविधान | બંધારણ |
| निर्माण | નિર્માણ |
| योगदान | યોગદાન |
| सम्मान | સમ્માન |
| भिन्नता | ભિન્નતા |
| संधर्षशील | સંઘર્ષશીલ |
| संदेश | સંદેશ |
| अनुयायी | અનુયાયી |
| सावो | સાચો |
| कहेवाशे | કહેવાશે |

**V રેડિયો પર સાંભળેલ સમાચાર વિશે કર્મણી પ્રયોગ કરી ગુજરાતીમાં એક ફકરો લખો.**

## टिप्पणियाँ

I पाठ 2 से 22 तक आप को विविध प्रकार के वाक्यों से परिचित किया गया है।

| | | |
|---|---|---|
| 1) | અભયની વર્ષગાંઠ બારમી માર્ચે છે. | अभय की सालगिरह बारह मार्च हैं। |
| 2) | આજકાલ બહારનું ખાઈ રહ્યા છો. | आजकल बाहर का खा रहा हूँ। |
| 3) | ગઈકાલે તમે ઘરે ન હતા. | कल आप घर पर नहीं थे। |
| 4) | મામાએ મારો પક્ષ લીધો. | मामाने मेरा पक्ष लिया। |
| 5) | રમણ ઘણા દિવસે તને જોયો. | रमन ने बहुत दिन के बाद तुम्हें देखा। |
| 6) | હું ગુરૂકૃપામાં જઈ રહ્યો હતો. | मैं गुरुकृपा में जा रहा था। |
| 7) | ત્યાં ઘણા ફરવા જવા જેવા સ્થળો છે. | वहाँ घूमने योग्य बहुत स्थल है। |
| 8) | આપણે ઉત્તર ગુજરાતનો પ્રવાસ ગોઠવીશું. | हम उत्तर गुजरात के प्रवास का आयोजन करेंगे। |
| 9) | જે ભણે તેને શાબાશી મળતી હતી. | जो पढता था उसे शाबाशी मिलती थी। |
| 10) | એક મિનિટના પાંસઠ શબ્દોની ઝડપથી ટાઈપિંગ કરી શકું છું. | एक मिनिट में पाँसठ शब्दों की गति से टाइपिंग कर सकता हूँ। |

उपर्युकत सभी वाक्यों में कर्ता को प्रधानता दी गई है। ये वाक्य कर्तृवाच्य के हैं।

II इस पाठ में निम्न प्रकार के वाक्यों का प्रयोग हुआ है।

1.

| | | |
|---|---|---|
| 1) | ચાર વાગ્યે અમે બસ મારફતે લઈ જવાયા. | चार बजे हम बस द्वारा ले जाए गए। |
| 2) | મારાથી ઘરનું કામ કરાશે નહીં. | मुझ से घर का काम किया नहीं जाएगा। |
| 3) | આપણાથી ઉત્તર ગુજરાતનો પ્રવાસ ગોઠવાશે. | हम से उत्तर गुजरात का प्रवास आयोजित की जाएगी। |

उपर्युक्त वाक्यों में कर्म को प्रधानता दी गई है। ये वाक्य कर्मवाच्य के हैं। गुजराती में कर्तृवाच्य के वाक्य किस प्रकार कर्मवाच्य के वाक्य बनते हैं, यह नीचे दिखाया गया है।

| | | |
|---|---|---|
| 1) | જતાં પહેલાં તેમણે અમને સૂચનાઓ આપી. (કર્તરિ) | जाने से पहले उन्होंने हमें सूचनाएँ दीं। (कर्तृवाच्य) |
| 2) | જતાં પહેલાં તેમનાથી અમને સૂચનાઓ અપાયી. (કર્મણિ) | जाने से पहले उन के द्वारा हमें सूचनाएँ दी गई (कर्मवाच्य) |
| 3) | તમારે ફેરિયા પાસેનું કંઈ ખરીદવું નહીં. (કર્તરિ) | तुम फेरीवालों से कोई चीजें खरीदना नहीं। (कर्तृवाच्य) |
| | તમારાથી ફેરિયા પાસેનું કંઈ ખરીદાશે નહીં. (કર્મણિ) | तुम से फेरीवालों से कोई चीज़ें नहीं खरीदी जाएँगी। (कर्मवाच्य) |

| | | |
|---|---|---|
| 4) | દૂરદર્શન કેટલાક કાર્યક્રમોનું સીધુ પ્રસારણ કરે છે. (કર્તરિ) | दूरदर्शन कुछ कार्यक्रमों का सीधा प्रसारण करता है। (कर्तृवाच्य) |
| | દૂરદર્શન દ્વારા કેટલાક કાર્યક્રમોનું સીધુ પ્રસારણ કરાય છે.(કર્મણિ) | दूरदर्शन द्वारा कुछ कार्यक्रमों का सीधा प्रसारण किया जाता है। (कर्मवाच्य) |
| 5) | મેં નાસ્તો ખાધો નહીં. (કર્તરિ) | मैंने नाश्ता नहीं किया (खाया)। (कर्तृवाच्य) |
| | મારાથી નાસ્તો ખવાયો નહીં.(કર્મણિ) | मुझ से नाश्ता किया/खाया नहीं गया। (कर्मवाच्य) |

कर्मवाच्य की क्रिया, मूल क्रिया में 'આ' (आ) जोडने से बनती हैं। इस के पश्चात् काल, लिंग, वचन आदि के अनुसार अन्य प्रत्यय लगते हैं।

ખરીદ+ આ+ યો = ખરીદાયો (પું. એ. વ.)
खरीद + आ + यो = खरीदायो (पु.ए.व.)
મારાથી કાગળ ખરીદાયો. (પું. બ. વ.)
मुझ से कागज खरीदा गया।
મારાથી કાગળ ખરીદાયા.
मुझ से कागज खरीदे गए। (पु.ब.व.)

ખરીદ+ આ+ ઈ = ખરીદાઈ (સ્ત્રી. બ. વ.)
खरीद + आ + ई = (स्त्री.ए.व.)
મારાથી સાડી ખરીદાઈ.
मुझ से साड़ी खरीदी गई। (स्त्री.ए.व.)
મારાથી સાડીઓ ખરીદાઈ
मुझ से साडीयाँ खरीदी गईं। (स्त्री.ब.व.)

ખરીદ+ આ+ યું = ખરીદાયું (નપું. એ. વ.)
खरीद + आ + युं = खरीदायुँ (नपुं.ए.व.)
મારાથી પુસ્તક ખરીદાયું.
मुझ से पुस्तक खरीदी गइ।
મારાથી પુસ્તક ખરીદાયાં. (નપું. બ. વ.)
मुझ से पुस्तकें खरीदी गईं।

ध्यान दें कि जब मूल क्रिया स्वरांत हो तब कर्मवाच्य प्रत्यय 'આ' (आ) जोडने के पहले 'વ' (व) जोड़ा जाता है।

જા - જવા
ખા - ખવા
પી - પીવા

जब मूल क्रिया आकारांत हो तब 'આ' (आ) का 'અ' (अ) बन जाता है और उस के

बाद 'વ' (व) तथा कर्मवाच्य प्रत्यय 'આ' (आ) जोडा जाता है।

ગા - ગવા
ખા - ખવા
આ - અવા

II

| | | |
|---|---|---|
| 1) | મારાથી હવે ચલાશે નહીં. | मुझ से अब चला नहीं जाएगा। |
| 2) | મારાથી કાલે શાળાએ પણ અવાશે નહીં. | मुझ से कल शाला में आया नहीं जाएगा। |

उपर्युक्त वाक्यों में भाव को प्रधानता दी गई है। ये वाक्य भाववाच्य के हैं। सामान्यतः अकर्मक क्रिया के कर्तृवाच्य वाक्यों को ऐसे भाववाच्य में बदला जाता है। ऐसे वाक्य अकसर निषेधात्मक होते हैं। भाववाच्य के वाक्य प्रायः अशक्तता का बोध कराते हैं।

| | |
|---|---|
| હું બેસી શકતો નથી. | मै बैठ नहीं सकता। |
| મારાથી બેસાતું નથી. | मुझसे बैठा नहीं जाता। |

ध्यान दीजिए कि कर्मवाच्य तथा भाववाच्य के वाक्यों में कर्ता करण कारक में होता है। इस के साथ 'થી' (थी), या 'વડે' (वड़े) या 'દ્વારા' (द्वारा) परसर्ग जुड़ते हैं।

| | | | |
|---|---|---|---|
| 1. | 1) | તેમના દ્વારા માહિતી અપાઈ હતી. | उन के द्वारा जानकारी दी गई थी। |
| | 2) | ટી.વી. વડે શૈક્ષણિક જ્ઞાન વધારાય છે. | टी.वी. के द्वारा शैक्षणिक ज्ञान बढ़ाया जाता है। |
| | 3) | મારાથી આપેલો નાસ્તો ખવાયો નહીં. | मुझ से नाश्ता नहीं खाया गया। |
| 2. | | | |
| | 1) | મારાથી બોલાશે નહીં. | मुझ से बोला नहीं जाएगा। |
| | 2) | મારાથી લખાશે નહીં. | मुझ से लिखा नहीं जाएगा। |

गुजराती में सामान्यतः कर्तृवाच्य के वाक्यों का ही प्रयोग होता है। कर्म तथा भाववाच्य के प्रयोग कम होते हैं। इस प्रकार के प्रयोग अखबार, वैज्ञानिक परिभाषा, टी.वी., रेड़िओ, सरकारी आदेश तथा औपचारिक प्रसंगो में होते हैं।

# પાઠ
# पाठ 24

## એક મુલાકાત

**ગૌતમ :** અજિતભાઈ નમસ્કાર.

**અજિતભાઈ :** આવો, આવો. ગૌતમભાઈ નમસ્કાર. હું તમારી જ પ્રતીક્ષા કરી રહ્યો છું.

**ગૌતમ :** મને અહીં પહોંચવામાં થોડું મોડું થઈ ગયું. તમારે પ્રતીક્ષા કરવી પડી, તે માટે માફ કરો.

**અજિતભાઈ :** ના, ના. કંઈ વધારે મોડું નથી થયું. તમે એના વિશે કંઈ વિચાર કરશો નહીં. તમે પહેલાં ચા પી લો. પછી ચર્ચા કરીશું.

**ગૌતમ :** આભાર સર. આમ તો હું ઘરેથી ચા પીને જ નીકળ્યો હતો. પહેલાં ચર્ચા કરી લઈએ પછી ચા પી લઈશું.

**અજિતભાઈ :** સારું જેવી તમારી ઈચ્છા.

**ગૌતમ :** આપને શ્રેષ્ઠ પાર્શ્વ ગાયકનો પુરસ્કાર મળ્યો. પહેલાં તો તમે આના માટે મારા અભિનંદન સ્વીકારો.

**અજિતભાઈ :** ધન્યવાદ. આ પુરસ્કાર તો મારા પ્રસંશકોની શુભકામનાઓનું ફળ છે. તેથી અભિનંદનના સાચા હકદાર તો તેઓ જ છે.

## एक साक्षात्कार

**गौतम :** अजित भाई नमस्कार।

**अजित भाई :** आइए-आइए, गौतम भाई, नमस्कार। मैं आपकी ही प्रतीक्षा कर रहा हूँ।

**गौतम :** मुझे पहुँचने में थोड़ी सी देरी होगई। आप को प्रतीक्षा करनी पड़ी, इसके लिए क्षमा करे।

**अजित भाई :** नहीं-नहीं, कुछ अधिक देरी नहीं हुई। आप इसके लिए कुछ विचार नहीं करें। आप पहले चाय पी लीजिए फिर चर्चा करेंगे।

**गौतम :** धन्यवाद सर। वैसे मैं घर से चाय पीकर ही चला था। पहले चर्चा कर लेते हैं। बाद में चाय पी लेंगे।

**अजित भाई :** ठीक है। जैसी तुम्हारी इच्छा।

**गौतम :** आपको श्रेष्ठ पार्श्व गायक का पुरस्कार मिला। पहले तो आप इसके लिए मेरी बधाई स्वीकारें।

**अजित भाई :** धन्यवाद। यह पुरस्कार तो मेरे प्रशंसकों की शुभकामनाओं का फल है। इसलिए बधाई के वास्तविक हकदार तो वे ही हैं।

**ગૌતમ :** આપને શ્રેષ્ઠ પાર્શ્વ ગાયક તરીકેનું જે બહુમાન મળ્યું છે તેથી આપ કેવી લાગણી અનુભવી રહ્યા છો?

**અજિતભાઈ :** ગૌતમભાઈ હું ગદ્‌ગદ્‌ છું. મારું હૈયું લાગણીથી ભરાઈ આવે છે. મારાથી બોલાતું નથી.
(થોડીવાર રહીને)

**ગૌતમ :** તમે સંગીતકારના આ શ્રેષ્ઠ પદ સુધી કઇ રીતે પહોંચ્યા? તેનું શ્રેય કોને આપો છો? કહેવાય છે કે પ્રત્યેક સફળ પુરુષની પાછળ એક સ્ત્રીનો હાથ હોય છે.

**અજિતભાઈ :** તદ્દન સાચું છે. ગાયકી મને વારસા રૂપે મારી માતા પાસેથી મળી છે. તે સવાર સવારમાં સુરીલા અવાજે ભજન ગાતાં ગાતાં ઘરનું કામ કરતી રહેતી હતી. નાનપણથી જ તેમનાં મધુર ભજન સાંભળી સાંભળીને મારામાં સંગીતનું બીજારોપણ થયું.

**ગૌતમ :** તમારી માતા સિવાય શું અન્ય કોઈનો પ્રભાવ પણ આપની પર પડ્યો છે?

**અજિતભાઈ :** હા, મારી શાળાનાં સંગીત શિક્ષિકા હંસાબહેનનો મારા પર ઘણો પ્રભાવ પડ્યો. પહેલાં તે પોતે ગાતાં હતાં પછી મારી પાસે ગવડાવતાં હતાં. હંસાબહેને મારા સ્વરોને સંવાર્યા અને સુધાર્યા. જેમ જેમ મારો મહાવરો વધતો ગયો તેમ તેમ મારી ગાયકીમાં સુધાર આવતો ગયો. હંસાબહેને

**गौतम :** आपको श्रेष्ठ पार्श्व गायक के रूप में जो सम्मान मिला है इस से आप कैसा अनुभव कर रहे हैं?

**अजित भाई :** गौतम भाई, मैं गद्‌गद हूँ। मेरे हृदय भावनाओं से भर आता है। मुझ से बोला नहीं जाता।
(थोड़ी देर बाद)

**गौतम :** आप संगीत कार के उस श्रेष्ठ पद तक कैसे पहुँचे? उसका श्रेय आप किसे देते हैं। कहा जाता है कि प्रत्येक सफल पुरुष के पीछे एक स्त्री का हाथ होता है।

**अजित भाई :** बिलकुल सही है। गायकी मुझे उत्तराधिकार के रूप में आपनी माँ से मिली है। वे सुबह-सुबह सुरीली आवाज में भजन गाती-गाती घर का काम करती रहती थी। बचपन से ही उनके मधुर भजन सुन-सुनकर मुझ में संगीत का बीजारोपण हुआ।

**गौतम :** आपकी माता के अलावा क्या अन्य किसी का भी प्रभाव आप पर पड़ा है?

**अजित भाई :** हाँ, मेरी पाठशाला की संगीत शिक्षिका हंसाबेन का मुझ पर बहुत प्रभाव पड़ा। पहले वे खुद गाती थी फिर मुझ से गवाती थीं। हंसा बेन ने मेरे स्वरोंको संवारा और सुधारा। जैसे-जैसे मेरा अभ्यास बढ़ता गया वैसे-वैसे मेरी गायकी में निखार आता गया। हंसा बहन ने शाला में समय-समय पर होने वाले कार्यक्रमों में भी मुझे गानेका अवसर दिया। पहले तो मैं झिझकता था लेकिन

શાળામાં સમય સમય પર થનારા કાર્યક્રમોમાં પણ મને ગાવાનો અવસર આપ્યો. પહેલાં તો હું ખચકાતો હતો પણ ધીરે ધીરે ખચકાટ ઓછો થઈ ગયો. અને ઉત્સાહ વધતો ગયો. મારા શિક્ષકો અને સાથિયોએ પણ મારી ખૂબ સરાહના કરી. તેથી પણ મારો ઉત્સાહ વધ્યો.

धीरे-धीरे हिचक कम होती है और उत्साह बढ़ता गया। मेरे शिक्षकों और साथियों ने भी मेरी खूब सराहना की। इससे भी मेरा उत्साह बढ़ा।

**ગૌતમ** : સૌ પ્રથમ તમે જાહેરમાં ગીત ક્યારે ગાયું?

**गौतम** : सब से पहले आप जनता के बीच में कब गया?

**અજિતભાઈ** : મારા વિદ્યાર્થી જીવનથી જ. જ્યારે હું ભણતો હતો ત્યારથી જ શાળાના તથા બહારના સાંસ્કૃતિક કાર્યક્રમોમાં ભાગ લેતો રહેતો હતો. જેવું જ કોઈ નવું ગીત સાંભળતો તેવી જ મને તેની ધૂન યાદ રહી જતી હતી. જો થાડી ખામી રહી પણ જતી તો હંસાબહેન સુધારી દેતાં હતાં.

**अजित भाई** : अपने विद्यार्थी जीवन से ही। मैं पढ़ता था तब से ही पाठशाला के तथा बाहर के सांस्कृतिक कार्यक्रमो में भाग लेता रहता था। जैसे ही मैं कोई नया गीत सुनता वैसे ही मुझे उसकी धुन याद हो जाती थी। यदि थोड़ी कमी रह भी जाती तो हंसाबेन ठीक कर देती थीं।

**ગૌતમ** : આપે સંગીતની વિધિવત શિક્ષા ક્યાંથી પ્રાપ્ત કરી?

**गौतम** : आपने संगीत की विधिवत् शिक्षा कहाँ से प्राप्त की?

**અજિતભાઈ** : શાસ્ત્રીય પદ્ધતિસર સંગીત શીખવા માટે મેં અમારા શહેરના સંગીત મહાવિદ્યાલયમાં પ્રવેશ લઈને શિક્ષા પ્રાપ્ત કરી.

**अजित भाई** : शास्त्रीय पद्धति से संगीत सीख ने के लिए मैं ने अपने शहर के संगीत महा-विद्यालय में प्रवेश लेकर शिक्षा प्राप्त की।

**ગૌતમ** : પાર્શ્વગાયન ક્ષેત્રમાં તમને અવસર ક્યારે અને કેવી રીતે મળ્યો?

**गौतम** : पार्श्व गायन के क्षेत्र में आप को अवसर कब और कैसे मिला?

**અજિતભાઈ** : અમારી શાળાના વાર્ષિક સમારંભમાં એક વખત તે સમયના પ્રખ્યાત સંગીતકાર શ્રી મનિષ દવેને બોલાવાયા હતા. તે કાર્યક્રમમાં મેં પણ એક ગીત ગાયું હતું. મારો અવાજ તેમને ખૂબ સારો

**अजित भाई** : हमारी शाला के वार्षिक उत्सव में एक बार उस समय के प्रसिद्ध संगीत कार श्री मनीष दवे को बुलाया गया था। उस कार्यक्रम में मैं ने भी एक गीत गाया था। मेरी आवाज उन्हें बहुत अच्छी लगी। उन्होंने मेरी पीठ थप थपा कर सबके सामने मेरी तारीफ़ की। उन्होंने कहा कि

લાગ્યો. તેમણે મારી પીઠ થપથપાવીને બધાંની સામે મારાં વખાણ કર્યાં. તેમણે કહ્યું કે જો તું ઈચ્છે તો મારી સાથે કામ કરી શકે છે. હું તને ઘણા સારા સારા અવસર અપાવીશ. મેં તરતજ હા કહી દીધી અને આ પ્રમાણે મને શ્રી મનિષ દવેનું સંરક્ષણ મળી ગયું. મને જેમ જેમ તક મળતી ગઈ તેમ તેમ મારી ગાયકીમાં સુધારો થતો ગયો. આ પ્રમાણે ધીરે ધીરે હું આગળ વધતો રહ્યો. મને આ મુકામ સુધી પહોંચાડવામાં શ્રી મનિષ દવેનું ખૂબ યોગદાન છે. તેમણે પોતાના સંગીત નિર્દેશનમાં મારી પાસેથી કેટલાંય ગીતો ગવડાવ્યાં.

यदि तुम चाहो तो मेरे साथ काम कर सकते हो। मैं तुम्हें कई अच्छे-अच्छे अवसर दिलवाऊँगा। मैंने तत्काल हाँ कह दी और इस प्रकार मुझे श्री मनीष दवे का संरक्षण मिल गया। मुझे जैसे-जैसे अवसर मिलता गया वैसे-वैसे मेरी गायकी में सुधार होता गया। इस प्रकार धीरे-धीरे मैं आगे बढ़ता रहा। मुझे इस मुकाम तक पहुँचाने में मीनष दवेजी का बहुत योगदान है। उन्होंने अपने संगीत निर्देशन में मुझ से कई गीत गवाए।

**ગૌતમ** : હાલના પ્રચલિત સંગીત વિશે તમારો શો ખ્યાલ છે?

**गौतम** : आज कल के प्रचलित संगीत के बारे में आप का क्या खयाल है।

**અજિતભાઈ** : તમે પૂછો છો તો કહ્યા વગર રહી શકતો નથી કે સંગીત સંગીત જ હોય છે. જે સંગીતકાર સાંભળનારના હ્દય સુધી પહોંચે છે, તે જ સફળ થાય છે. જે સંગીતકાર જમાનાની માગ મુજબ આગળ વધતો રહે છે. તેને જ સફળતા મળે છે. પછી ભલે તે સંગીત ભારતીય હોય કે પાશ્ચાત્ય.

**अजित भाई** : आप पूछ ते हो तो कहे बिना नहीं रह सकता कि संगीत-संगीत ही होता है। जो संगीतकार सुनने वाले के हृदय तक पहुँचता है बह ही सफल होता है। जो संगीतकार जमाने की माँग के अनुसार आगे बढ़ता रहता है उसे ही सफलता मिलती है। फिर वह चाहे संगीत भारतीय हो या प्राश्चात्य।

**ગૌતમ** : શું તમારાં ગાયેલાં ગીતો તમે પોતે પણ સાંભળો છો?

**गौतम** : क्या अपने गाए हुए गीत आप खुद भी सुनते हैं?

**અજિતભાઈ** : ના, કદી નહીં. કારણ કે મને તેમાંથી ક્ષતિઓ જણાય છે. અને તેનાથી આનંદ થવાને બદલે દુઃખ થયા કરે છે.

**अजित भाई** : नहीं, कभी नहीं। क्यों कि मुझे उन में कई कमियाँ महसूस होती हैं। और उससे आनंद होने के बदले दुःख होता है।

**ગૌતમ** : ઉગતા પાર્શ્વગાયકો વિશે તમારો શો મત છે?

**અજિતભાઈ** : દરેક વ્યક્તિને પોતાની આગવી પ્રતિભા હોય છે. જો સતત નવીનતા લાવવાનું ધ્યેય રાખીએ તો આગળ વધી શકાય છે. જેમ જેમ મેં જુદી જુદી ભાષાનાં ગીતો ગાયાં તેમ તેમ મારું ક્ષેત્ર વિશાળ થતું જાય છે. આજના ઊગતા સંગીતકારો પાસે ખૂબ જ આશા છે.

**ગૌતમ** : આ ક્ષેત્રમાં ક્યાં સુધી રહેશો?

**અજિતભાઈ** : જ્યાં સુધી કંઠ અને શરીર સાથ આપતું રહેશે તથા જ્યાં સુધી મારા પ્રસંશકો મને સાંભળવાનું પસંદ કરતા રહેશે.

**ગૌતમ** : શું આજે પણ તમે ગાવાનો નિયમિત અભ્યાસ કરે છે?

**અજિતભાઈ** : હા, હું દરરોજ સવારે મારો સંગીત અભ્યાસ નિયમિત રૂપથી કરું છું.

**ગૌતમ** : નવા સંગીતકારો માટે શું આપ કોઈ સંદેશ આપવા માગો છો.

**અજિતભાઈ** : તેમના માટે મારે કહેવું છે કે નીત નવા નવા પ્રયોગ કરતા રહેવું જોઈએ તથા નિયમિત અભ્યાસ પણ કરતા રહેવું જોઈએ.

**ગૌતમ** : આભાર. તમે તમારો અમૂલ્ય સમય મને આપ્યો. એના માટે હું તમારો આભાર માનું છું.

**गौतम** : उभरते पार्श्वगायकों के बारे में आप की क्या राय है?

**अजित भाई** : हरेक व्यक्ति की अपनी निराली प्रतिभा होती है। हम यदि सतत नवीनता लाने का ध्येय रखें तो आगे बढ़ा जा सकता है। जैसे-जैसे मैंने भिन्न-भिन्न भाषाओं के गीत गाता गए वैसे-वैसे मेरा क्षेत्र विशाल होता जाता है। आज के उभरते संगीतकरों से हमें बहुत आशाएँ हैं।

**गौतम** : आप इस क्षेत्र में कब तक रहेंगे?

**अजित भाई** : जब तक कंठ और शरीर साथ देता रहेगा तथा जब तक मेरे प्रशंसक मुझे सुनना पसंद करते रहेंगे।

**गौतम** : क्या आप आज भी गाने का नियमित अभ्यास करते हैं?

**अजित भाई** : हाँ। मैं प्रतिदिन प्रातः मेरा संगीत-अभ्यास नियमित रूप से करता हूँ।

**गौतम** : नये संगीतकारों के लिए आप कोई संदेश देना चाहेंगे।

**अजित भाई** : उनके लिए मुझे यही कहना है कि उन्हें नित्य नये-नये प्रयोग करते रहना चाहिए तथा नियमित अभ्यास भी करते रहना चाहिए।

**गौतम** : धन्यवाद। आपने अपना अमूल्य समय मुझे दिया। इस के लिए मैं आपका आभारी हूँ।

**અજિતભાઈ :** આભાર તો મારે કહેવો જોઈએ. પરંતુ હવે આભારની ઔપચારિકતાથી બહાર નીકળી અને ચા નાસ્તો કરી લે.

**अजित भाई :** धन्यवाद तो मुझे कहना चाहिए। लेकिन अब हम धन्यवाद की औपचारिकता से बाहर निकलें और चाय नाश्ता कर लें।

## શબ્દાર્થ

| ગુજરાતી શબ્દ | हिंदी अर्थ |
|---|---|
| શ્રેષ્ઠ | उत्तम |
| અભિનંદન | बधाई |
| સાંભળવું | सुनना |
| રસ લેવો | दिलचश्पी लेना |
| લાગણી | भावना |
| વારસો | उत्तराधिकार |
| ફાળો | हिस्सा |
| જાહેરમાં | जनता के बीच |
| પ્રથમ | पहले |
| ભણવું | पढ़ना |
| નવું | नया |
| થવું | बनना |
| પદ્ધતિસર | शास्त्रीय |
| સંગીત મહાવિદ્યાલય | संगीत महाविद्यालय |
| ઓળખાણ | पहचान |
| કંઠ | आवज |
| નિર્દેશન હેઠળ | निर्देशन में |
| વધતો | बढ़ता |
| ખ્યાલ | खयाल |
| સાંભળનાર | सुननेवाला |
| સફળ | सफल |
| ક્ષતિઓ | कमियाँ |
| વિશાળ | विशाल |
| સ્વીકારશે | स्वीकार करेंगे |
| ઉગતા | उभरते |
| આગવી | निराली |
| જુદી જુદી | भिन्न-भिन्न |

ગવાય गाया-जाए
કલાકાર कलाकार

**અભ્યાસ**

**I રેખાંકિત શબ્દોના સ્થાનપર આપેલા પ્રત્યેક શબ્દનો ઉપયોગ કરીને દરેક માટે એક વાક્ય બનાવો.**

1.

1) તે ભજન ગાતાં ગાતાં ઘરનું કામ કરતી.
(સાંભળતાં સાંભવતાં, બોલતાં બોતતાં, ગણગણતા ગણગણતા)
2) મારાં ગાયેલાં ગીતો સાંભળવાથી તેમાંની ક્ષતિઓને કારણે દુઃખ થયા કરે છે. (રહ્યા કરે છે, મળ્યા કરે છે, લાગ્યા કરે છે)
3) નાનપણથી મારામાં સંગીત પ્રત્યેના બીજ રોપાયાં.
(વવાયાં, જણાયાં, દેખાયાં)
4) મારી શાળાના શિક્ષિકા હંસાબહેન મારી પાસે ગીત ગવડાવતાં.
(બોલાવડાવતાં, વંચાવડાવતાં, લખાવડાવતાં)
5) મારો કંઠ તેમને ગમી ગયો. (પસંદ પડી ગયો, રૂચિ ગયો, ફાવી ગયો)

**II કૌંસમાં આપેલા શબ્દો પૈકીનો ઉપયુક્ત શબ્દ પસંદ કરી વાક્યોની પૂર્તિ કરો.**
(શરૂ શરૂ, ગાતાં ગાતાં, સાંભળી સાંભળીને, રહી જતી, ગમી ગયો)

1) નાનપણથી જ માનાં ભજનો ______ ને સંગીત પ્રત્યેનાં બીજ રોપાઈ ગયાં.
2) ______ માં મારાથી ગવાતું નહીં પછી ફાવી ગયું.
3) મા સુંદર અવાજે ભજનો _______ કામ કરતી.
4) કોઈપણ નવું ગીત સાંભળતો તો મને તેની ધૂન યાદ ______.
5) થોડાક યુવક યુવતીઓને ______ કરી શકું તો મારું જીવ્યું સાર્થક બની જાય.

**III કૌંસમાં આપેલા શબ્દો પૈકી શબ્દ વાપરીને વાક્યોની પૂર્તિ કરો.**

1. (કે, પણ, ત્યારે, તો, તેથી)

1) આપનું બહુમાન થયું ________.
2) કહેવાય છે__________.
3) હું તે માટે યોગ્ય છું કે નહીં _________.
4) મારો કંઠ તેમને ગમી ગયો ________.
5) થોડાક યુવક યુવતીઓને ગાતાં કરી શકું ________.

## IV ઉદાહરણ પ્રમાણે નીચે આપેલાં વાક્યો બદલો.

ઉદાહરણ : તે ભજનો ગાતી હતી.
ઘરનું કામ કરતી હતી.
તે ભજનો ગાતાં ગાતાં કામ કરતી હતી.

1) તે ફરતી હતી.
ફરીને પ્રદક્ષિણા કરતી હતી.
2) અજિત ગીત ગાતો હતો.
તેને ગીત ગાતાં ફાવી ગયું.
3) હું કામ કરતો હતો.
કામ કરતાં આગળ વધ્યો.
4) હું ચોપડી વાંચતી હતી.
ચોપડી વાંચતાં સુઈ ગઈ.
5) જિજ્ઞા રસ્તો ઓળંગતી હતી.
ઓળંગતાં મોટર સાથે ભટકાઈ ગઈ.

## V કૌંસમાં આપેલા યોગ્ય શબ્દોનો ઉપયોગ કરીને ખાલી જગ્યામાં યોગ્ય શબ્દ મૂકો.

(બોલી, ખર્ચ, શિખામણ, બનાવટ, બોલનાર, સાંભળનાર, લડાઈ, ચળકાટ, ગવૈયો, કરણી, ભરણી, સાહિત્યકાર, દવાખાનામાંથી, પ્રતિદિન)

1) અરવિંદભાઈ _______ આવ્યા પછી આજે પહેલીવાર બહાર ગયા.
2) શિક્ષણનું સ્તર દિન_______ નીચે ઉતરતું જાય છે.
3) મનુષ્યની_______ તેવી _______ એ ઈશ્વરી ન્યાય છે.
4) આ ______ પેલા કરતાં સારું ગાય છે.
5) આજકાલ ચારેબાજુ ______ નું વાતાવરણ જોવા મળે છે.
6) લોકો આજે ખોટા _______ ને વધુ મહત્ત્વ આપે છે.
7) શેઠની ______ ઝાંપા સુધી, પછી સૌને ફાવે તેમ કરે.
8) આજકાલના મોટા મોટા વેપારીઓ પણ હવે _______ કરતા થઈ ગયા છે.
9) પગાર કરતાં વધું _______ કરનારા વધુ દુઃખી થાય છે.
10) હંમેશા કરતાં ________ વધારે સમજુ ગણાય છે.
11) બાર ગાઉએ _______ બદલાય, તરુવર બદલે શાખા.
12) ઉમાશંકર એક સમય ________ હતા.

**VI ઉદાહરણ પ્રમાણે આપેલાં ક્રિયાપદોનાં યોગ્ય રૂપોનો ઉપયોગ કરી વાક્યો પૂરાં કરો.**

1. ઉદાહરણ : હું ગીત ગાઉં છું.
   હું છોકરાઓ પાસે ગીત ગવડાવડાવું છું.
   1) હું પ્રાર્થના કરું છું.
   2) હું ચિત્ર બનાવું છું.
   3) હું ચોપડી વાંચું છું.
   4) હું સરસ્વતી દેવીની પૂજા કરું છું.
   5) હું પૂજા માટે ફૂલ વીણું છું.
   6) હું ગાંધીજી વિશે નિબંધ લખું છું.

2. ઉદાહરણ : મેં વાંચી લીધું છે.
   મારાથી વાંચી લેવાયું છે.
   1) તેણે પોતાનું કામ શરૂ કર્યું છે.
   2) અમે પરીક્ષા પાસ કરી છે.
   3) પરીક્ષામાં પ્રોફેસરે સામાન્ય વિકલ્પો આપ્યા.
   4) બા સવારમાં ભજનો ગાતી હતી.
   5) દેસાઈ સાહેબ રાજ્યપાલની મંજૂરી મંગાવી લેશે.
   6) કૌશલે સવારથી કંઈ ખાધું નથી.
   7) સમિતિએ અજિતને શ્રેષ્ઠ ગીતકારનો પુરસ્કાર આપ્યો.

3. ઉદાહરણ : તેણે કપડાં ધોયાં હશે.
   તેણે કપડાં ધોઈ લીધાં હશે.
   1) તુલસીએ સમયસર ગૃહકાર્ય કર્યું છે.
   2) રાધાએ ચોપડી વાંચી હશે.
   3) મહેશે પાઠ લખ્યો હશે.
   4) તૃપ્તીએ વાર્તા વાંચી હશે.
   5) બાએ મારું નવું ગીત સાંભળ્યું હશે.
   6) દિનેશને સોંપેલું કામ તેણે કર્યું હશે.

**VII નીચેના બે વિભાગનાં વાક્યાંશોને યોગ્ય રીતે જોડો.**

| | | |
|---|---|---|
| 1) | નવીનતા લાવવાનું ધ્યેય હોય | - વાંચી લીધું છે. |
| 2) | એક વખત શરૂ કરશું પછી | - ગવાતું નહીં પછી ફાવી ગયું. |
| 3) | આટલું જીવન પૈસા | - તે તમારી દીકરીને ખવડાવીશ. |
| 4) | તું કહ્યા કરતી હતી | - તો છોકરાઓ હડતાલ ઉપર ઉતરી પડયા. |
| 5) | આ પુસ્તક મેં | - કે રજા લેતા નથી. |

6) શરૂ શરૂમાં મારાથી - કમાવવામાં વિતાવ્યું.
7) મને જે મળશે - તો આગળ આવી શકાય.
8) રસ્તો ઓળંગતી વખતે - પૈસા મળી રહેશે.
9) સામાન્ય વિકલ્પ ન આપ્યો - અરૂણા મોટર સાથે ભટકાઈ ગઈ.

## VIII કૌંસમાં આપેલા યોગ્ય શબ્દોનાં યોગ્ય રૂપોનો ઉપયોગ કરી વાક્યો પૂરાં કરો.

1) તેણે કચરો _____ હશે. (કાઢવું, લેવું)
2) અરૂણા મોટર સાથે _______ . (ભટકાવું, જવું)
3) આપણી જરૂરિયાત પ્રમાણેનું ઘર હોય તો ______ . (જોવું, લેવું)
4) થોડાક યુવક યુવતીઓને ગાતાં કરી શકું તો મારું જીવન સાર્થક ________. (બનવું, જવું)
5) આ પુસ્તક વાંચવું હોય તો _______ પડશે. (લેવું, જવું)
6) મેં પણ ઘરની જંજાળ ______ છે. (મૂકવું, દેવું)
7) હું રાજ્યપાલની મંજૂરી _______ . (માગવું, લેવું)
8) છોકરાઓ હડતાલ ઉપર _______. (ઉતરવું, પડવું)
9) નવ દંપતિને અભિનંદન _________ . (આપવું, જવું)
10) તેમના નિર્દેશન હેઠળ કામ _______. (આવવું, આપવું)
11) જે ભણે નહીં તેને ______ . (મારવું, પડવું)
12) કામવાળીએ કામ _______ હશે. (કરવું, લેવું)

## IX કૌંસમાં આપેલા હિન્દી શબ્દોના સમાનાર્થક ગુજરાતી શબ્દોનો ઉપયોગ કરી વાક્યો પૂરાં કરો.

1) તે કામ ______ હું આગળ વધ્યો. (करते करते)
2) નાનપણથી જ મારામાં સંગીતના બીજ ______ હતાં. (रोपित हुए)
3) સાંભળેલાં ગીતની ધૂન મને યાદ ______ . (रह जाती)
4) મારાં શિક્ષિકાબહેન મારી પાસે ગીત _____. (गवातीं)
5) આપનું બહુમાન થયું ______ કેવું અનુભવો છો. (उससे)
6) લાગણીને લીધે મારાથી ______ નથી. (बोलाजाता)
7) આ ક્ષેત્રમાં તમને પ્રવેશ ક્યારે _____ કેવી રીતે મળ્યો. (और)
8) કેમકે મને તેમાં _____ દેખાય છે. (कमियाँ)

## વાંચો અને સમજો

### ગુજરાતની વસ્ત્રકલા

જેમ સાહિત્ય, સંગીત, ચિત્ર, શિલ્પ વગેરે કલાઓ છે. તેમ કાપડ વણવું, કાંતવું, છાપવું, ભરત ભરવું એ પણ સુંદર કલા છે. ગુજરાત આ કલા માટે

દેશવિદેશમાં પ્રસિદ્ધ છે. ગુજરાતનું સુતરાઉ કાપડ પણ વખણાય છે. ગુજરાતના સૌરાષ્ટ્રમાં હાથ વડે બાંધીને કાપડ રંગવાની એક અદ્‌ભૂત કળા છે, જે કાપડ 'બાંધણી'ને નામે પ્રસિદ્ધ છે. દેશ પરદેશમાં બાંધણીની સાડીઓ, ચાદર, ડ્રેસનાં કાપડ અને સુશોભનની વસ્તુઓ પ્રચલિત છે. આ ઉપરાંત ઉત્તર ગુજરાતમાં આવેલું પાટણ શહેર તેનાં 'પટોળાં' માટે જાણીતું છે. પટોળું બનાવવા માટે રેશમના તારને હાથે રંગીને ભાતપાડી હાથશાળા ઉપર વણવામાં આવે છે. હાથે બનાવેલા આ પટોળા ખૂબ જ સુંદર લાગે છે. પટોળા બનાવનાર જૂજ કલાકાર છે. પટોળાને 'પાટણનું પટોળું' એ નામથી પણ ઓળખવામાં આવે છે. ગુજરાતમાં આવેલા કચ્છ પ્રદેશનું ભરતકામ પણ ખૂબ વખણાય છે. વિદેશથી આવતાં પ્રવાસીઓ આ ભરતકામથી ખૂબ આકર્ષાય છે. ભરતકામની અનેક વસ્તુઓ કચ્છની બહેનો બનાવે છે. જેમાં ભરત ભરેલી સાડી, ચાદર, થેલી, પાકીટ, ઈંઢોણી, હાથપટ્ટો, કમરબંધ, ચણિયા-ચોળી, કેડિયા અને આ ઉપરાંત ઘર સુશોભનની અનેક વસ્તુઓનો સમાવેશ થાય છે. ભરતકામમાં લાલ, લીલો અને પીળા રંગનું ખૂબ જ મહત્ત્વ છે. તેમાં કીડીયામોતી, આભલાં અને પથ્થરીયા મોતીનું પણ વિશેષ મહત્ત્વ છે. કચ્છમાં આ બધી વસ્તુઓનો ઉપયોગ કરીને અદ્‌ભૂત અને સુંદર સુંદર વસ્તુઓ બનાવવામાં આવે છે. જે શોખીન લોકો હોંશે હોંશે ખરીદે છે. કચ્છની બહેનો આવી રીતે ગૃહઉદ્યોગ ચલાવીને જીવન નિર્વાહ કરે છે.

પટોળા અને બાંધણીની સાડીઓ બહેનો લગ્નમાં પણ પહેરે છે. કચ્છી ભરતભરેલી ચણિયાચોળી પહેરી ગુજરાતની ગોરી ગરબે ઘૂમે છે. નવરાત્રિના ગરબા વખતે રાત્રિના અંધકારમાં આભલા અને મોતીવાળી ચણિયાચોળી ઝગારા મારે છે. જેનાથી ગોરી તો શોભે છે પણ ગરબા પણ સુંદર દેખાય છે. છોકરાઓ પણ હવે તો ભરત ભરેલાં કેડિયાં પહેરીને ગરબે ઝૂમે છે. આવી રીતે ગુજરાતની હસ્તકલાનો ખૂબ વિકાસ થયો છે. ગુજરાતના લોકોથી માંડીને સમગ્ર ભારત તથા દેશવિદેશમાં પણ તેનું આગવું મહત્ત્વ છે.

આમ, ગુજરાતનાં પટોળા, બાંધણી, કચ્છી ભરતકામ ઘણાં પ્રસિદ્ધ છે. તે અનેક સ્ત્રીઓને અને લોકોનાં ઘરોને સુંદર અને આકર્ષક બનાવે છે. આ બધું બનાવનારા કારીગરોને આના દ્વારા રોજગારી મળે છે.

## શબ્દાર્થ

| **ગુજરાતી શબ્દ** | **હિંદી અર્ધ** |
|---|---|
| કલા | कला |
| વણવું | बुनना |
| છાપવું | छपाई करना |
| સૌરાષ્ટ્ર | सौराष्ट्र (गुजरात के एक प्रदेश का नाम) |
| અદ્‌ભૂત | अद्‌भूत |

| | |
|---|---|
| બાંધણી | बंधेज (वस्त्र का नाम) |
| ચાદર | चादर |
| સુશોભન | सुशोभन |
| પાટણ | पाटना (एक शहर का नाम) |
| પટોળાં | रेशम की साड़ी का नाम जो पाटना में बनती है। |
| ભાત | डिसाईन |
| હાથશાળા | हाथशाला (करधा) |
| જૂજ | बहुत कम |
| કચ્છ | कच्छ (गुजरात के एक प्रदेश का नाम) |
| પાકીટ | पर्स |
| ઈંઢોણી | इढ़ोजी (मस्तक पर वजन उठाने के लिए रखी जानेवाली बेठकी) |
| સુતરાઉ કાપડ | सूती कपड़ा |
| હાથપટ્ટો | हाथ पे पहनने का चदरा |
| કમરબંધ | कमर पर पहनने का पटद्दा |
| કીડીયામોતી | एक प्रकार की मोती |
| આભલાં | छोटे काँच लगाकर बना हुआ वस्त्र |
| પથ્થરીયા મોતી | एक प्रकार के पत्थर की मोती |
| શોખીન | शौकिन |
| હોંશે હોંશે | खुशी-खुशी |
| જીવન નિર્વાહ | जीवन निर्वाह |
| ગુજરાન | गुजरान |
| ગોરી | लड़की/युवती |
| અંધકાર | अंधकार |
| ઝગારા મારે છે. | चमचमाती है। |

## અભ્યાસ

**I ફકરાને આધારે નીચે આપેલા પ્રશ્નોના જવાબ આપો.**

1) બાંધણી ક્યાં બને છે? કેવી રીતે?
2) પાટણ શાને માટે જાણીતું છે?
3) પટોળાં કેવાં હોય છે? કેવી રીતે વણવામાં આવે છે?
4) ભરતકામ ક્યાંનું વખણાય છે?
5) યુવક તથા યુવતીઓ ગરબામાં શું પહેરી ઘૂમે છે?
6) ચણિયાચોળી તથા કેડિયાં કેવાં હોય છે?
7) વિદેશી પ્રવાસીઓ શાથી આકર્ષાય છે?

## II નીચેના શબ્દસમૂહમાંથી એવો શબ્દ શોધો જે બંધ બેસતો ન હોય.

1. 1) વણવું, કાંતવું, છાપવું, ભરવું, બાંધવું, જૂજ.
   2) અમદાવાદ, સંગીત, કચ્છ, પાટણ, વડોદરા.
   3) બાંધણી, ચણિયાચોળી, રાસ, પટોળું, સાડી.
   4) મિલમાં વણેલું, હાથે છાપેલું, હાથે ભરેલું, હાથે વણેલું, સાડી.

2. 1) પાટણનાં ______ જાણીતાં છે.
   2) કચ્છનું _______ જાણીતું છે.
   3) સૌરાષ્ટ્રની ______ જાણીતી છે.

## III હિન્દીમાં અનુવાદ કરો.

આધુનિક ભારતીય ભાષામાં વિવિધ સાહિત્ય સ્વરૂપો જોવા મળે છે. જેમ કે નવલકથા, કવિતા, ટૂંકીવાર્તા, નિબંધ, આત્મકથા, સોનેટ, ગઝલ, સંસ્મરણ વગેરે. ગુજરાતી ભાષામાં પણ બધાં જ સાહિત્ય સ્વરૂપો જોવા મળે છે. આ બધાં જ આધુનિક સાહિત્ય સ્વરૂપો છે. મધ્યકાલિન ગુજરાતી સાહિત્યમાં રાસ, રાસો, પ્રબંધ, ફાગુ, ગરબો, ગરબી, પદ્યવાર્તા, પદ, છપ્પા, આખ્યાન, દુહા-છંદ, બારમાસા-બારમાસી જેવાં અનેક સાહિત્ય સ્વરૂપો હતાં.

મધ્યકાલિન ગુજરાતી સાહિત્યના કેન્દ્રમાં ધર્મ છે. તે સમયના દરેક સ્વરૂપમાં પરલક્ષીતા જેવા મળે છે. મધ્યકાલિન ગુજરાતી સાહિત્યમાં આખ્યાન એક ઉત્તમ સાહિત્ય સ્વરૂપ છે. આખ્યાન એ છંદ, અલંકાર અને નવરસથી ભરપૂર હોય છે. આખ્યાન કડવા બધ્ધ હોય છે. તેમાં પૌરાણિક પાત્રો કે પ્રસંગને લઈને તેને વિકસાવામાં આવે છે. આખ્યાન એ સમૂહભોગ્ય કળા છે. તે સંગીત સાથે અભિનય કરીને આખ્યાનકાર લોકમનોરંજન કરાવે છે. મધ્યકાલિન ગુજરાતી સાહિત્યમાં આખ્યાનના શિરોમણી કવિશ્રી પ્રેમાનંદે ઘણાં આખ્યાન રચ્યાં છે. તે સમયનું બીજું અગત્યનું સ્વરૂપ છે પદ્યવાર્તા. પદ્યવાર્તામાં અદ્‌ભૂત રસ, વીરરસ, કરુણરસ, શાંતરસ વગેરે જેવા રસો તથા ચમત્કારો જેવા મળે છે. પદ્યવાર્તાનું કથાવસ્તુ કોઈ રાજા-રાણી કે કોઈ શૂરવીરની શૌર્ય ગાથા વર્ણવામાં આવેલી હોય છે. શામળની પદ્યવાર્તાઓ ખૂબ લોકપ્રિય છે.

આ ઉપરાંત એક શૃંગાર રસને વર્ણવતું સ્વરૂપ છે ફાગુ. તે સમયના લોકો ફા ગણ મહિનામાં એક ઉત્સવ ઉજવાતો તે હોળી. તે સમયે લોકો આ સ્વરૂપનાં ગીતોનો ઉપયોગ કરતાં. અન્ય સ્વરૂપોમાં બારમાસા અને બારમાસી જે વર્ષના બારેય મહિનામાં આવનારા તહેવારોને વર્ણવતા ગીતોનો સમાવેશ થાય છે. આ સિવાય તેમાં વિરહનો પણ ક્યારેક સમાવેશ થાય છે.

મધ્યકાલિન પદો અત્યારે પણ એટલાં જ પ્રચલિત છે જેટલાં તે સમયે હતાં. પદોમાં નરસિંહ મહેતાની તોલે કોઈ જ આવી શકે નહીં. તેમનાં પદોને સાંભળવા તે આજે પણ એક અનેરો આનંદ છે. તેમનાં પદો આજે પણ

